ઉત્તર—હે ગૌતમ, ત્રણ શરીર છે, ઉદારીક ૧, તેજસ ૨, અને કાર્મણ ૩. શેષ અધિકાર પુર્વની પેરે, જેમ બાદર પૃથ્વીકાયનો કહ્યો તેમ જાણવો. પણ જે વિશેષ છે તે કહેછે.

પ્રશ્ન—હે ભગવંત તે જીવની અવઘેણા કેવડી છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંગુલને અસંખ્યાતમે ભાગે અને ઉત્કૃષ્ટપણે એક હજાર જોજન કાંઇક ઝાઝેરૂં કાયાનું માન છે.

પ્રશ્ન—હે ભગવંત તે જીવના શરીરના સંસ્થાન કેવે આકારે છે?

ઉત્તર—હે ગૌતમ, વનસ્પતિકાયા જીવના નવા નવા સંસ્થાન છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અંતર્મુહુર્તનું છે. અને ઉત્કૃષ્ટપણે દશ હજાર વરસનું છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવ કેટલી ગતમાં મરીને જાય, અને કેટલી ગતિમાંથી આવે ?

ઉત્તર—હે ગૌતમ, બે ગતિમાં જાય (મનુષ્ય તિર્યંચ.) અને ત્રણ ગતના આવે (મનુષ્ય તિર્યંચ, ને દેવતા). એ જીવ પ્રત્યેક શરીરના ધણી પણ છે, અને સાધારણ શરીરના ધણી પણ છે. વનસ્પતિ મધ્યે અનંતા જીવ કહ્યા છે, એટલે બાદર વનસ્પતિકાયનો અધિકાર થયો એટલે સર્વ વનસ્પતિકાયનો અધિકાર થયો, એટલે સ્થાવર જીવનો અધિકાર પુરો થયો, હવે ત્રસ જીવનો અધિકાર કહેછે.

## ૧૧ ત્રશ જીવનો અધિકાર.

પ્રશ્ન—હે ભગવંત,ત્રસ જીવના કેટલા ભેદ છે ?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. અગ્નીકાય, (ગતીત્રસ) વાઉકાય, (ગતીત્રસ) અને બેંદ્રીયાદિક, (ઉદાર મોટા ત્રસ) એ ત્રણભેદ ત્રસ જીવના છે. તેમાં પ્રથમ અગ્નીકાય (ગતીત્રસ)નો અધિકાર કહેછે.

## ૧૨ સુક્ષમ, બાદર. અગ્નીકાયનો અધિકાર.

પ્રશ્ન—હે ભગવંત, અગ્નીકાયના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ,તેના બે ભેદ છે, એક સુક્ષ્મ અગ્નીકાય, અને બીજો ભેદ બાદર અગ્નીકાય. તેમાં પ્રથમ સુક્ષ્મ અગ્નીકાયનો અધિકાર કહેછે.

સુક્ષ્મ અગ્નીકાયનો અધિકાર જેમ પુર્વે સુક્ષ્મ પૃથ્વીકાયનો કહ્યો છે તેમ જાણવો, પણ તેમાં જે વિશેષ, છે તે કહે છે. સુક્ષ્મ અગ્નીકાયના જીવના સંસ્થાન સુઇની અણી સરખાં છે. જાવત્ એક ગતી (તિર્યંચ) મધ્યે જાય, અને બે ગતી (મનુષ્ય તિર્યંચ) મધ્યેથી આવે. એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે, ને લોક મધ્યે અસંખ્યાતા જીવ છે.

શેષ અધિકાર સર્વ પુર્વલીજ પરે જાણવો, અટલે સુક્ષ્મ અગ્નીકાયનો અધિકાર થયો. હવે બાદર અગ્નીકાયનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર અગ્નીકાય જીવના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, ઇંગાળા, ઝાળા, કણીયા અગ્નીના જાવત્ સૂર્યકાન્તિ, મણી, પ્રમુખ, વળી જે તથાપ્રકારના અગ્નીના ભેદ તેના સંક્ષેપે બે ભેદ છે તે કહે છે. પર્યાપ્તા અગ્નીના જીવ, અને અપર્યાપ્તા અગ્નીના જીવ.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્રણ શરીર છે ઉદારીક ૧, તેજસ ૨, કાર્મણ ૩. એમ સર્વે તેમજ સુક્ષ્મ અગ્નીકાયની પરે સંસ્થાન સુઇની અણી સરખાં છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને લેશ્યા કેટલી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ લેશ્યા છે, કૃશ્ન ૧, નીલ ૨. ને કાપોત ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું, ને ઉત્કૃષ્ટપણે ત્રણ અહોરાત્ર (રાતદિવસ) નું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કયાંથી આવી ઉપજે? અને મરીને કયાં જાય?

**ઉત્તર**—હે ગૌતમ, તે જીવ તિર્યંચ અને મનુષ્ય માંહેથી આવી ઉપજે અને એક તિર્યંચ ગતિમાં મરીને જાય. શેષ અધિકાર સર્વે પુર્વલીપરે જાણવો. જાવત્ બે ગતીના આવે અને મરીને એક ગતીમાં જાય.

એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે, અને લોક માંહે અસંખ્યાતા જીવ કહ્યા છે. એટલે બાદર અગ્નીનો અધિકાર કહ્યો. એટલે અગ્નીકાયનો અધિકાર પુરો થયો. હવે વાઉકાયનો અધિકાર કહે છે.

### ૧૩ સુક્ષ્મ, બાદર. વાયુકાયનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, વાયુકાય જીવના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, સુક્ષ્મ વાયુકાય અને બાદર વાયુકાય. તેમાં પ્રથમ સુક્ષ્મ વાયુકાયનો અધિકાર કહે છે.

સુક્ષ્મ વાયુકાયનો અધિકાર તો જેમ સુક્ષ્મ અગ્નીકાયનો કહ્યો તેમ જાણવો. પણ એટલો વિશેષ છે તે કહે છે. તે જીવનું સંસ્થાન (શરીરનો આકાર) ધ્વજાને આકારે છે. જાવત્ એક ગતિમાં મરીને જાય, અને બે ગતિ માંહેથી આવે. એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે, અને લોક મધ્યે અસંખ્યાતા જીવ છે. એટલે સુક્ષ્મ વાયુકાયનો અધિકાર થયો. હવે બાદર વાયુકાયનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર વાયુકાયના જીવના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, પુર્વ દિશિનો વાય, પશ્ચિમ દિશિનો વાય. એમ જાવત બીજા પણ વાય, તથાપ્રકારના તેના સંક્ષેપે બે ભેદ છે, પર્યાપ્તા અને અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર શરીર છે, ઉદારીક ૧, વૈક્રીય ૨, તેજસ ૩ ને કાર્મણ ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરનું સંસ્થાન કેવે આકારે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ધ્વજા (પતાકા) ને આકારે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી સમુદઘાત છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર સમુદઘાત છે, વેદના સમુદઘાત ૧, કષાય સમુદઘાત ૨, મારણાંતિક સમુદઘાત ૩, અને વૈક્રીય સમુદઘાત ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી દિશિનો આહાર લીએ છે?

**ઉત્તર**—હે ગૌતમ, નિર્વ્યાઘાતપણે ૭ દિશિનો આહાર કરે છે, અને વ્યાઘાત પડીવરજીને કયાંઇક તીન દિશિનો, કયાંઇક ચાર દિશિનો, અને કયાંઇક પાંચ દિશિનો પણ આહાર કરેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મરીને કઇ ગતે જાય?

**ઉત્તર**—હે ગૌતમ, દેવગતી, મનુષ્યગતી, અને નરકગતી, એ ત્રણ મધ્યે ન ઉપજે. એક તિર્યંચગતિ મધ્યે ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું, અને ઉત્કૃષ્ટપણે ત્રણ હજાર વરસનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી ગતિમાં મરીને જાય અને કેટલી ગતના આવી ઉપજે.

**ઉત્તર**—હે ગૌતમ, એક તિર્યંચ ગતિમાં મરીને જાય, અને મનુષ્ય, તિર્યંચ એ ગતિના આવી ઉપજે.

શેષ અધિકાર સર્વ પુર્વલીપરે જાણવો. એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે અને વાયુકાય મધ્યે અસંખ્યાતા જીવ છે. અહો શ્રમણો! (સાધુ) એટલે બાદર વાયુકાયનો અધિકાર થયો. એટલે વાયુકાયનો પણ અધિકાર પુરો થયો. હવે ઉદાર ત્રસ જીવનો અધિકાર કહેછે.

## ૧૪ ઉદાર (મોટા) ત્રસ જીવનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉદાર ત્રસ જીવના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે, બેઇંદ્રિ ૧, તેઇંદ્રિ ૨, ચૌરેંદ્રિ ૩, અને પચેંદ્રિ ૪, તેમાં પ્રથમ બેઇંદ્રિનો અધિકાર કહે છે.

## ૧૫ બેઇંદ્રિ જીવનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, બેઇંદ્રિ જીવના કેટલા ભેદ છે.

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, વાળા, પુરા, કરમીયા, જળો, કોડી, છીપ, છીપલા, જાવત સમુદ્ર લિક્ષા પ્રમુખ જે વળી બીજા તે સરખા જીવ તેના સંક્ષેપે બે ભેદ છે, પર્યાપ્તા ને અપર્યાપ્તા.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે ?

ઉત્તર—હે ગૌતમ, તેને ત્રણ શરીર છે, ઉદારીક ૧, તેજસ ૨, ને કાર્મણ ૩.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેવડી મોટી શરીરની અવગાહના છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્ય અંગુલને અસંખ્યાતમે ભાગે, અને ઉત્કૃષ્ટપણે બાર જોજનની છે. (बारस जोयण संखो) ઇતિ વચનાત્.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવના શરીર કયા સંઘયણના છે,

ઉત્તર—હે ગૌતમ, તેના શરીર છેવટા સંઘયણના છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવના શરીર કયે સંસ્થાને છે?

ઉત્તર—હે ગૌતમ, હુંડ સંસ્થાને તેના શરીર છે.

પ્રશ્ન—હે ભગવંત, તેને કેટલા કષાય છે?

ઉત્તર—હે ગૌતમ, ક્રોધ ૧, માન ૨, માયા ૩, ને લોભ ૪, એ ચાર કષાય સહીત છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી સંજ્ઞા છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ચાર સંજ્ઞા છે, અહાર ૧, ભય ૨, મૈથુન ૩, ને પરીગ્રહ ૪.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી લેશ્યા છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ત્રણ લેશ્યા છે, ક્રસ્ન ૧, નીલ ૨, ને કાપોત ૩.

પ્રશ્ન—હે ભગવંત તે જીવને કેટલી ઇંદ્રી છે ?

ઉત્તર—હે ગૌતમ, તેને બે ઇંદ્રી છે. સ્પર્શેંદ્રી ૧, ને રસેંદ્રી ૨.

પ્રશ્ન—હે ભગવંત તે જીવને કેટલી સમુદઘાત છે ?

ઉત્તર—હે ગૌતમ, ત્રણ સમુદઘાત છે. વેદના સમુદઘાત ૧, કષાય સમુદઘાત ૨, ને મારણાંતીક સમુદઘાત ૩.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવ શું સંજ્ઞી છે (મન સહીત છે) કે અસંજ્ઞી (મનરહીત) છે?

ઉત્તર—હે ગૌતમ, સંજ્ઞી નથી, અસંજ્ઞીજ છે (મન રહીત છે.)

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલા વેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેને એક નપુંસક વેદજ છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી પર્યાપ્તિ છે?

ઉત્તર—હે ગૌતમ, તેને પર્યાપ્તે પર્યાપ્તિ છે, અને કોઇક પાંચ અપર્યાપ્તે અપર્યાપ્તિ હોય છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવ શું સમ્યક દ્રષ્ટિ છે? કે મિથ્યાદ્રષ્ટિ છે? કે મિશ્રદ્રષ્ટિ છે?

ઉત્તર—હે ગૌતમ, સમ્યકદ્રષ્ટિ પણ છે, (કોઇક મનુષ્ય, તિર્યંચ એ દ્રષ્ટિમાં ઉપજે તે માટે).

મિથ્યાદૃષ્ટિ પણ છે, પણ મિશ્રદષ્ટિ નથી. (તે કેમજે મિશ્ર પ્રણામિથકો કોઇ મરી ઉપજે નહીં તે માટે.)

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું ચક્ષુદર્શણી છે? કે અચક્ષુદર્શણી છે? કે અવધદર્શણી છે? કે કેવળદર્શણી છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચક્ષુદર્શણી નથી, (આંખે દેખતા નથી). અચક્ષુદર્શણીજ છે, (સ્પર્શેંદ્રી, રસેંદ્રીએ કરી જાણે), પણ અવધદર્શણી નથી, તેમ કેવળદર્શણી પણ નથી.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું જ્ઞાની છે? કે અજ્ઞાની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જ્ઞાની પણ છે (ઉપજતી વેળાએ લગારેક અપર્યાપ્તાપણે હોય તે માટે) અને અજ્ઞાની પણ છે. તેમાં જે જ્ઞાની છે તે નીશ્ચે બે જ્ઞાનના ધણી છે, મતિજ્ઞાનના ધણી, અને શ્રુતજ્ઞાનના ધણી, અને જે અજ્ઞાની છે તે નીશ્ચે બે અજ્ઞાનના ધણી છે, મતિઅજ્ઞાન ને શ્રુતઅજ્ઞાન.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું મન જોગી છે? કે વચન જોગી છે? કે કાય જોગી છે?

**ઉત્તર**—હે ગૌતમ, મન જોગી નથી, પણ વચન જોગી અને કાય જોગી છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સાકારોપયોગી છે? કે અનાકારોપયોગી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સાકારોપયોગી પણ છે અને અનાકારોપયોગી પણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી દિશિનો આહાર કરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ૭ દિશિનો નિશ્ચે આહાર કરે છે (એહને વ્યાઘાત નથી કેમકે લોકને છેડે ત્રસજીવ કોઇ ન હોય તે માટે).

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કયાંથી આવી ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, તિર્યંચ, મનુષ્યમાંહેથી આવી ઉપજે, પણ નારકી, અને દેવતા, તેમજ જુગલીયા એટલામાંહેથી ઉપજે નહીં.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે બાર વરસનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સમોહત મરણે મરે છે, કે અસમોહત મરણે મરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમોહત પણ મરે છે, અને અસમોહત પણ મરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મરીને કયાં જાય ? કયાં ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, નારકી, દેવતા અને જુગલીયા મધ્યે ઉપજે નહીં. શેષ ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી ગતીમાંહેથી આવે? અને કેટલી ગતીમાંહે જાય?

**ઉત્તર**—હે ગૌતમ, બે ગતીમાંહેથી આવે, અને મરી બે ગતીમાંહે જાય.

એ જીવ પ્રત્યેક સરીરના ધણી છે, અને અસંખ્યાતા જીવ છે એટલે બે ઇંદ્રિ જીવનો અધિકાર પુરો થયો. હવે તેંદ્રિ જીવનો અધિકાર કહે છે.

## ૧૬. તેઇંદ્રિનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, તેઇંદ્રિ જીવના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, ઉપરીત, રોહણીક, હસ્તીશોક, ચાંચડ, માંકડ, જુ, લીખ, પ્રમુખ જે, વલી તથાપ્રકારના જીવ તેના સંક્ષેપે બે ભેદ છે, પર્યાપ્તા અને અપર્યાપ્તા. તે જેમ પુર્વે બેઇંદ્રિનો અધિકાર કહ્યો છે તેમ જાણવો, પણ એટલો વિશેષ છે તે આગળ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની અવગાહના કેવડી છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ, અને ઉત્કૃષ્ટપણે ત્રણ ગાઉનીછે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને ઇંદ્રી કેટલી છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્રણ ઇંદ્રી છે. સ્પર્શેંદ્રી ૧, રસેંદ્રી ૨, ને ઘ્રાણેંદ્રી ૩.

**પ્રશ્ન**—હે ભગવંત તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનું, અને ઉત્કૃષ્ટપણે ઓગણપચાશ દિવસનું છે.

શેષ અધિકાર સર્વ પુર્વલીપરે જાણવો. જાવત્ બે ગતિમાંહે મરીને જાય, અને બે ગતિમાંહેથી આવે. એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે અને અસંખ્યાતા જીવ છે. એટલે તેઇંદ્રીનો અધિકાર પુરો થયો, હવે ચૌરેંદ્રીનો કહે છે.

## ૧૭ ચૌરેંદ્રી જીવનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, ચૌરેંદ્રી જીવના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, અંધિયા, પોતીયા, વીછુ, ઢંકણ, ભમરા, ભમરી, તીડ, ડંસા, મંસા, કંસારી, પૃત્તિક, જાવત્ છાણામાહીલા જીવ ઇત્યાદિક તે સરખા જીવ તેહના સંક્ષેપે બે ભેદ છે, પર્યાપ્તા અને અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્રણ શરીર કહ્યાં છે, જાવત્ જેમ પુર્વે તેઇંદ્રિનો અધિકાર કહ્યો છે તેમ જાણવો. પણ એટલો વિશેષ છે. તે કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની અવગાહના કેવડી છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય આંગુલને અસંખ્યાતમે ભાગે, અને ઉત્કૃષ્ટપણે ચાર ગાઉની છે.

**પ્રશ્ન**—હે ભગવંત તે જીવને ઇંદ્રિ કેટલી છે.

**ઉત્તર**—હે ગૌતમ, ચાર ઇંદ્રિ છે, સ્પર્શેંદ્રિ ૧, રસેંદ્રિ ૨, ઘ્રાણેંદ્રિ ૩, ને ચક્ષુંદ્રિ ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને દર્શન કેટલા છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેને બે દર્શન છે, ચક્ષુદર્શન ૧, ને અચક્ષુદર્શન ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઊ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે ૭ માસનું છે.

શેષ અધિકાર જેમ તેઈંદ્રિનો કહ્યો તેમ જાણવો. જાવત્ પ્રત્યેક શરીરના ધણી અસંખ્યાતા જીવ છે. એટલે ચૌરેંદ્રિનો અધિકાર કહ્યો, હવે પચેંદ્રિનો કહે છે.

## ૧૮ પચેંદ્રિ જીવનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, પચેંદ્રિ જીવના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે, નારકી ૧, તિર્યંચ ૨, મનુષ્ય ૩, અને દેવતા ૪; તેમાં પ્રથમ નારકીનો અધિકાર કહે છે.

## ૧૯ નારકીનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, નારકીના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના સાત ભેદ છે, રતનપ્રભા પૃથ્વીના નારકી જાવત્ સાતમી, તમતમા પૃથ્વીના નારકી, તેના સંક્ષેપે બે ભેદ કહ્યા છે, ૭ પર્યાપ્તે પર્યાપ્તા, અને ૭ અપર્યાપ્તે અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેને ત્રણ શરીર છે, વૈક્રીય ૧, તેજસ ૨, ને કાર્મણ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની કેવડી મોટી અવગાહના છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના શરીરની અવગાહના બે ભેદે છે, એક ભવધારણીક તે પુર્વલું કુંભીનુંબંધ, અને બીજો ભેદ જે ઉત્તરવૈક્રીય તે નવું શક્તિએ કરી કરે તે. તેમાં જે ભવધારણીય શરીર છે તે જઘન્યથી અંગુલને અશંખ્યાતમે ભાગે, (ઉપજતી વેળાએ) અને ઉત્કૃષ્ટપણે પાંચસે ધનુષનું છે. અને જે ઉત્તર વૈક્રીય શરીર તે જઘન્યથી અંગુલને સંખ્યાતમે ભાગે, અને ઉત્કૃષ્ટપણે હજાર ધનુષનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનાં શરીર કયા સંઘયણનાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, ૭ સંઘયણ થકી રહીત છે. કેમકે હાડ, રૂધિર, નસ નથી, તે કારણે સંઘયણ નથી. અને જે પુદગળ અનીષ્ટ, અમનોહર, અપ્રીતિકારીયા, અશુભ, અમનોજ્ઞ, અણગમતા એવા જે પુદગળ તે તેહના સંઘાત (શરીર) પણે પરીણમે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીર કેવે સંઠાણે છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ કહ્યા છે, એક ભવધારણીક અને બીજો ઉતરવૈક્રિય શરીર તેમાં જે ભવધારણીક શરીર તે હુંડ સંસ્થાને છે. અને જે ઉતરવૈક્રિય શરીર તે પણ હુંડ સંસ્થાને છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી કષાય છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ચાર કષાય છે. ક્રોધ ૧, માન ૨, માયા ૩, ને લોભ ૪.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી સંજ્ઞા છે?

ઉત્તર—હે ગૌતમ, ચાર સંજ્ઞા છે. આહાર સંજ્ઞા ૧, ભય સંજ્ઞા ૨, મૈથુન સંજ્ઞા ૩, ને પરીગ્રહ સંજ્ઞા ૪.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી લેશ્યા છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ત્રણ લેશ્યા છે. ક્રશ્ન ૧, નીલ ૨, ને કાપોત ૩.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી ઇંદ્રિ છે?

ઉત્તર—હે ગૌતમ, તેને પાંચ ઇંદ્રિ છે. સ્પર્શેંદ્રિ ૧, રસેંદ્રિ ૨, ધાણેંદ્રિ ૩, ચક્ષુંદ્રિ ૪ ને શ્રોતેંદ્રિ ૫.

પ્રશ્ન—હે ભગવંત, તેને કેટલી સમુદઘાત છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ચાર સમુદઘાત છે. (પ્રથમની).

પ્રશ્ન—હે ભગવંત, તે જીવ શું સંજ્ઞી છે, કે અસંજ્ઞી છે?

ઉત્તર—હે ગૌતમ, સંજ્ઞી પણ છે અને અસંજ્ઞી પણ છે. (સંજ્ઞી પચેંદ્રિ જીવ મરીને જે નારકીમાં ઉપના છે. તે સંજ્ઞી કહીએ. અને જે સમુર્છમ એટલે અસંજ્ઞી મરીને જે નારકીમાં ઉપના છે તે અસંજ્ઞી કહીએ એ ભાવ.)

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલા વેદ છે?

ઉત્તર—હે ગૌતમ, એક નપુંસક વેદજ છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી પર્યાપ્તિ છે?

ઉત્તર—હે ગૌતમ, ૭ પર્યાપ્તે પર્યાપ્તિ છે અને ૭ અપર્યાપ્તે અપર્યાપ્તિ પણ છે.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી દ્રષ્ટિ છે?

ઉત્તર—હે ગૌતમ, ત્રણ દ્રષ્ટિ છેઃ સમકિત દ્રષ્ટિ ૧. મિથ્યાત્વ દ્રષ્ટિ ૨, અને મિશ્રદ્રષ્ટિ ૩.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલાં દર્શન છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ત્રણ દર્શન છે. ચક્ષુ દર્શન ૧, અચક્ષુ દર્શન ૨, અને અવધી દર્શન ૩.

પ્રશ્ન—હે ભગવંત, તે જીવ જ્ઞાની છે, કે અજ્ઞાની છે?

ઉત્તર—હે ગૌતમ, જ્ઞાની પણ છે, અને અજ્ઞાની પણ છે. તેમાં જે જ્ઞાની છે, તે [illegible] છે. તે કહીએ છે. મતીજ્ઞાની ૧, શ્રુતજ્ઞાની ૨, અને અવધિ જ્ઞાની ૩. [illegible] છે. તેમાં કેટલાએક બે અજ્ઞાની છે. (જે સમુર્છમ માંહેથી [illegible] અજ્ઞાન હોય અપર્યાપ્તા સુધી અને પર્યાપ્તા

થયા પછી વીભંગ અજ્ઞાન પામે. અને ગર્ભજ માંહેથી નારકી પણે ઉપજે તેતો નિશ્ચે ત્રણ અજ્ઞાન અથવા ત્રણ જ્ઞાનવંત હોય છે એટલે જે બે અજ્ઞાન કહ્યા તે અપર્યાપ્તાપણે કહ્યા ઇતિ.)અને કેટલાએક ત્રણ અજ્ઞાનના ધણી હોયછે. તેમા જે બે અજ્ઞાનના ધણી તે નિશ્ચે મતિ અજ્ઞાની અને શ્રૃત અજ્ઞાની જાણવા. અને જે ત્રણ અજ્ઞાનના ધણી છે. તે નિશ્ચે મતિ અજ્ઞાની, શ્રુત અજ્ઞાની અને વીભંગ અજ્ઞાની જાણવા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા જોગ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેને ત્રણ જોગ છે. મન ૧, વચન ૨, અને કાયા ૩.

**પ્રશ્ન**—હે ભગવંતઃ તે જીવને કેટલા ઉપયોગ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેને ઉપયોગ બે છે. સાકારોપયોગ ૧, અને અનાકારોપયોગ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી દિશિનો આહાર કરેછે?

**ઉ-તર**—હે ગૌતમ, ૭ દિશિનો આહાર કરે છે. પુર્વ ૧, પશ્ચિમ ૨, ઉત્તર ૩, દક્ષિણ ૪. ઉંચી ૫, ને નીચી ૬, એ ૭ દિશિનો આહાર કરેછે, અને ઉસનકારણ પડીવર્જિને વર્ણથી કાળો વર્ણ જાવત્ પાંચ વર્ણિ આહાર કરેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ ક્યાંથી આવી ઉપજે?

**ઉતર**—હે ગૌતમ, તિર્યંચ અને મનુષ્ય મધ્યેથી ઉપજે. (જુગલીયા વરજીને).

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉતર**—હે ગૌતમ, જઘન્યથી દસ હજાર વરસનું અને ઉત્કૃષ્ટપણે તેત્રીસ સાગરોપમનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સમોહત મરે છે, કે અસમોહત મરે છે?

**ઉ-તર**—હે ગૌતમ, સમોહત પણ મરે છે અને અસમોહત પણ મરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મરીને કયા જઇ ઉપજે?

**ઉતર**—હે ગૌતમ, તિર્યંચ અને મનુષ્ય. એ બે મધ્યે જઇ ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી ગતિના આવે, અને કેટલી ગતિમાં જાય?

**ઉતર**—હે ગૌતમ, બે ગતિના આવે, અને બે ગતિમાં જાય.

એ જીવ પ્રત્યેક શરીરના ધણી અસંખ્યાતા જીવ છે. અહો સાધુ માનભાવો! એટલે નારકીનો અધિકાર થયો.

## ૨૦ પચેંદ્રી તિર્યંચનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, પચેંદ્રી તિર્યંચના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક સમુર્છિમ પચેંદ્રી તિર્યંચ. અને બીજો ભેદ ગર્ભજ પચેંદ્રી તિર્યંચ.

## ૨૧ સમુર્છિમ પચેંદ્રી તિર્યંચનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, સમુર્છિમ પચેંદ્રી તિર્યંચના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. જળચર તે જળ મધે ચાલે ૧. થળચર તે સ્થળ (જમીન) ઉપરે ચાલે ૨. અને ખેચર તે આકાસે ચાલે ૩. એ ત્રણ ભેદ તેમાં પ્રથમ જળચર સમુર્છિમ પચેંદ્રી તિર્યંચનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, જળચર સમુર્છિમનાં કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે. માછલા ૧. કાચ્છબા ૨, મગરમચ્છ ૩, ગ્રાહક (ઝુડ) ને ૪ સુસમાર ૫ (તે મધ્યે માછલા વગેરેનો અધિકાર જેમ પનવણાજી સૂત્ર મધ્યે કહ્યો છે તેમ જાણવો.) જાવત્ જે વળી બીજા તથા પ્રકારના માછલાં તેના સંક્ષેપે બે ભેદ છે. એક પર્યાપ્તા અને બીજો ભેદ અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ શરીર છે. ઉદારીક ૧, તેજસ ૨ ને કાર્મણ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની અવગાહના કેવડી છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંગુલને અસંખ્યાતમે ભાગે અને ઉત્કૃષ્ટપણે હજાર જોજન છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીર કયા સંઘયણનાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના શરીર છેવટા સંઘયણના છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીર કયે સંસ્થાને છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક હુંડ સંસ્થાને છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી કષાય છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર કષાય છે. ક્રોધ ૧, માન ૨, માયા ૩, અને લોભ ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી સંજ્ઞા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર સંજ્ઞા છે. આહાર ૧, ભય ૨, મૈથુન ૩, ને પરીગ્રહ ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી લેસ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ લેસ્યા છે. ક્રષ્ન ૧, નીલ ૨, અને કાપોત ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી ઇંદ્રી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને પાંચ ઇંદ્રી છે, શ્રોતેંદ્રિ ૧, રસેંદ્રિ ૨, ઘાણેંદ્રિ ૩, ચક્ષુઇંદ્રિ ૪, [illegible]

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી સમુદ્ઘાત છે?

ઉ-તર—હે ગૌતમ, તેને ત્રણ સમુદ્ઘાત છે. વેદની ૧. કષાય ૨, ને મારણાંતિક ૩.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવ શું સંજ્ઞી છે, કે અસંજ્ઞી છે?
ઉ-તર—હે ગૌતમ, સંજ્ઞી નથી, અસંજ્ઞીજ છે.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલા વેદ છે?
ઉ-તર—હે ગૌતમ, એક નપુંસક વેદજ છે.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી પર્યાપ્તી છે?
ઉ-તર—હે ગૌતમ, પાંચ પર્યાપ્તે પર્યાપ્તા છે, અને પાંચ અપર્યાપ્તે અપર્યાપ્તા છે.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલી દૃષ્ટિ છે?
ઉ-તર—હે ગૌતમ, બે દૃષ્ટિ છે. સમકિત ૧, અને મિથ્યાત ૨.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલા દર્શન છે?
ઉ-તર—હે ગૌતમ, તેને બે દર્શન છે. ચક્ષુદર્શન ૧, અને અચક્ષુદર્શન ૨.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલા જ્ઞાન છે?
ઊત્તર—હે ગૌતમ, તેને બે જ્ઞાન છે. મતિજ્ઞાન ૧, અને શ્રુતજ્ઞાન ૨. (અપર્યાપ્તા આશ્રી)
પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલા અજ્ઞાન છે?
ઊત્તર—હે ગૌતમ, તેને બે અજ્ઞાન છે. મતિઅજ્ઞાન ૧, અને શ્રુતઅજ્ઞાન ૨.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલા જોગ છે?
ઊત્તર—હે ગૌતમ, તેને બે જોગ છે. વચનજોગ ૧, ને કાયજોગ ૨.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવને કેટલા ઉપયોગ છે?
ઊત્તર—હે ગૌતમ, તેને બે ઉપયોગ છે. સાકારોપયોગ ૧, અને અનાકારોપયોગ.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવ કેટલી દિશિનો આહાર કરે છે?
ઊત્તર—હે ગૌતમ, તેને ૭ દિશિનો આહાર છે.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવ ક્યાંથી મરીને ઉપજે?
ઊત્તર—હે ગૌતમ, તિર્યંચ, મનુષ્ય મધ્યેથી (જુગલીયા વર્જિ) ઉપજે, પણ નારકી, દેવતા ઉપજે નહીં.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવનું કેટલા કાળનું આયુષ્ય છે?
ઊત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વનું આયુષ્ય છે.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવ શું સમોહન મરે છે? કે અસમોહન મરે છે?
ઉ-તર—હે ગૌતમ, સમોહન પણ મરે છે, અને અસમોહન પણ મરે છે.
પ્રશ્ન—હે ભગવંત, તે જીવ આંતરા રહીત મરીને ક્યાં જઇ ઉપજે?

**ઉ-તર**—હે ગૌતમ, નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા મધ્યે ઉપજે. તેમાં નારકી મધ્યે એક પેલી રત્નપ્રભા પૃથ્વીએ ઉપજે, પણ બીજી નરકે ઉપજે નહીં, અને તિર્યંચ સર્વે સંખ્યાતા વરસના અને અસંખ્યાતા વરસના (જુગલીયા) મધ્યે ઉપજે, તેમાં વળી અસંખ્યાતા વરસના જે જુગલીયા, તેમાં પણ ચતુષ્પદ અને પંખી મધ્યે ઉપજે, અને મનુષ્યમાં સંખ્યાતા વરસના આવખાના ધણી તેમાં પણ ઉપજે, અને અસંખ્યાતા વરસના ધણી (જુગલીયા) તેમાં પણ ઉપજે, પણ એટલું જે ત્રીસ અકર્મભૂમિ વર્જિને છપન અંતરદ્રીપ મધ્યે ઉપજે. વળી દેવતા મધ્યે પણ ભવનપતિ, વ્યંતરમધ્યે ઉપજે. શેષ ન ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મરીને કેટલી ગતિમાં જાય, અને કેટલી ગતિમાંથી આવે?

**ઉ-તર**—હે ગૌતમ, ચાર ગતિમાં મરીને જાય, અને બે ગતિમાંથી મરીને આવે.

એ જીવ પ્રત્યેક શરીરના ધણી અસંખ્યાતા છે, એ જળચર, સમુર્છિમ પચેંદ્રિ તિર્યંચનો અધિકાર થયો; હવે થળચર સમુર્છિમ પચેંદ્રિ તિર્યંચનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, થળચર સમુર્છિમ પચેંદ્રિ તિર્યંચ તેહના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, એક ચતુષ્પદ થળચર સમુર્છિમ પચેંદ્રિ તિર્યંચ, અને બીજો ભેદ પરીસર્પ સમુર્છિમ પચેંદ્રિ તિર્યંચ, તેમાં પ્રથમ થળચર, ચતુષ્પદ સમુર્છિમ પચેંદ્રિ તિર્યંચનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, થળચર ચતુષ્પદ સમુર્છિમ પચેંદ્રિ તિર્યંચ તેના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. એક ખુરા (એક ખુરી ડાબલાને આકારે) તે અશ્વ, રાસભ (ગધેડા) પ્રમુખ ૧, દો ખૂરા તે (બે ખરીવાળા) ગાય, ભેંસ, બળધ, બકરી, પ્રમુખ ૨, ગંડીપદ તે (એરણને આકારે સુંહાળા પગે) હસ્તી ગેંડા પ્રમુખ ૩, અને સનપદા (નોરવાળા) તે સીંહ, ચીત્રા, કુતરા, મીનડા પ્રમુખ ૪. જે વળી બીજા તથા પ્રકારના જીવ તેહના સંક્ષેપે બે ભેદ છે. એક પર્યાપ્તા અને બીજો ભેદ અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે?

**ઉ-તર**—હે ગૌતમ. તેને ત્રણ શરીર છે. ઉદારીક ૧, તેજસ ૨, ને કાર્મણ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની અવગાહના કેવડી છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે અને ઉત્કૃષ્ટપણે ગાઉ પ્રથકત્વ (તે બેથી નવ સુધી).

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું કેટલું આવખું છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનું અને ઉત્કૃષ્ટપણે ચોરાસી હજાર વરસનું છે.

શેષ અધિકાર જેમ જળચરનો કહ્યો તેમ જાણવો. જાવત્ મરીને ચાર ગતિમાં જાય અને બે ગતિમાંથી આવે. એ જીવ પ્રત્યેક શરીરના ધણી અસંખ્યાતા છે. એટલે

થળચર ચતુષ્પદ સમુર્છિમ તિર્યંચ પચેંદ્રિનો અધિકાર પુરો થયો. હવે થળચર પરીસર્પ સમુર્છિમનો અધિકાર કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, પરીસર્પ થળચર સમુર્છિમ તિર્યંચ પચેંદ્રિ તેના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક ઉરપર સર્પ સમુર્છિમ, અને બીજા ભૂજપર સર્પ સમુર્છિમ તેમાં પ્રથમ ઉરપર સર્પ સમુર્છિમનો અધિકાર કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉર્પર સર્પ સમુર્છિમના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે, સર્પ ૧, અજગર ૨, અશાળિયા ૩, અને મહોરગ ૪. તેમાં પ્રથમ સર્પનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સર્પના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક દર્વિકર (ફણીધર) અને બીજા મયોલીયં (ફણથકી રહીત) તેમાં પ્રથમ દર્વિકર સર્પ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દર્વિકર સર્પના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે. આશીવિષ ૧ (જેની દાઢમાં ઝેર હોય તે) દ્રષ્ટિવિષ ૨ (જેની આંખમાં ઝેર હોય તે) ઉગ્રવિષ ૩ (આકરૂં જેવું વિષ હોય તે) ભોગવિષ ૪ (જેના શરીરમાં વિષ હોય તે) ત્વચાવિષ ૫ (તે જેની ચામડીમાં વિષ હોય તે) લાળવિષ ૬ (તે જેની લાળમાં ઝેર હોય તે) નિસ્વાસવિષ ૭ (તે જેની ફુંકમાં ઝેર હોય તે) અને કાળાસર્પ ૮ પ્રમુખ અનેક જાણવા. એટલે દર્વિકરના ભેદ કહ્યા હવે મયોલીયં (મકુલીણ) ના ભેદ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, મયોલીયં સર્પના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે. દીવ્ય, ગોણસ ઇત્યાદિક એટલે મયોલીયં કહ્યા એટલે સર્પનો અધિકાર થયો. હવે અજગરનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, અજગરના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેનો એકજ આકાર છે (અજગર હોય તે માણસને ગળે) એ અજગર કહ્યા. હવે અશાળીયાનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, અશાળીયાનો અધિકાર શી રીતે છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેનો અધિકાર જેમ શ્રી પનવણાજી સૂત્રમાં કહ્યો છે તેમ જાણવો. એ અશાળીયો સમુર્છિમ, મનુષ્યક્ષેત્રમાં ઉપજે, પણ મનુષ્યક્ષેત્રથી બહાર ન ઉપજે. તેમાં પણ સર્વ મનુષ્યક્ષેત્રમાંહે ઉપજે નહીં. અઢીદ્વીપમાં ઉપજે એમ કહ્યું, પણ સમુદ્રમાં ઉપજે નહીં. વળી નિર્વ્યાઘાતપણે એટલે વ્યાઘાત રહીતપણે ઉપજે તો પાંચ ભરત, પાંચ ઐરવત ને વિષે ઉપજે. પહેલો, બીજો, પાંચમો અને છઠ્ઠો એ ચાર આરા તે વ્યાઘાત કહીએ. તે વ્યાઘાત ન હોય ત્યારે પંદર કર્મભૂમિને વિષે ઉપજે. અને વ્યાઘાત હોય ત્યારે

પાંચ મહાવિદેહ ક્ષેત્રને વિષેજ ઉપજે. મતલબ કે અકર્મભૂમિને વિષે ઉત્પન્ન થાય નહીં. જે પંદર કર્મભૂમિને વિષે તથા મહાવિદેહને વિષે ઉપજવાનું કહ્યું તે સર્વે જગાએ સમજવું નહીં. પણ જ્યાં ચક્રવૃત્તિ, વાસુદેવ, બલદેવ, મંડલીક, મહામંડલીકની સૈનાનો જ્યાં ઘણી મુદત પડાવ હોય એવી જગોએ ઉપજે. તેમ ગામ નગરાદિકને હેઠલ એ અશાળીયો સમુર્છિમ ઉપજે છે. ગામ ૧ એટલે બુદ્ધિયાદિક ગુણને ગળે, નાસ કરે, માટે ગામ કહીએ, અથવા અઢાર પ્રકારના કર લેવાને યોગ્ય તે ગામ કહીએ. નગર ૨ જ્યાં કોઇ જાતનો કર નહીં તે. નિગમ ૩ ઘણા વાણીયા (વેપારી) જેમાં રહેતા હોય તે. ખેડ ૪. ચારે પાસે ધુડનો કોટ (ગઢ) મોટો હોય તે. કવડ ૫. નાના ડુંગરે (?) કરી વીટેલું તે. મંડપ ૬. અઢી ગાઉમાં ગામ રહીત હોય તે. દ્રોણમુહ ૭. જળ રસ્તો તથા પગ રસ્તો હોય તે. પટ્ટણ ૮. જ્યાં વહાણ આગબોટથીજ જવાય પણ ઘોડે ગાડે ન જવાય તે. આગર ૯. જ્યાં ધાતુની ખાણો હોય તે. આસમ ૧૦. તાપસાદિકને રહેવાના ઠેકાણાં તે, આશ્રમ. સંબાહ ૧૧. જ્યાં ઘણા લોક ભેળા થતા હોય તે. રાયહાણી ૧૨. જેમાં રાજા રહેતા હોય તે રાજ્યધાની કહીએ. એ સર્વનો વિનાશકાળ પ્રાપ્ત થયો હોય, ત્યારે તે જગોએ અશાળીયો સમુર્છિમ જીવ ઉત્પન્ન થાય છે. તેનું શરીર ઉત્પન્ન થતી વખતે જઘન્ય (નાનો) આંગળના અસંખ્યાતમે ભાગે ને ઉત્કૃષ્ટપણે (મોટો) બાર જોજન પ્રમાણે લાંબો પહોળો હોય તે ચક્રવૃત્તિ આદિકની સૈનાની ભૂમિમાં નીચે ઉપજે તે ભૂમિ (ધરતી) ફોડીને નીકળે. તે અશાળીયો અસંજ્ઞી છે (મન નથી). મિથ્યા દ્રષ્ટિ છે, અજ્ઞાની છે ને અંતર્મુહુર્ત્તને (બે ઘડીને) આવખે મરે છે. (એ અધિકાર શ્રી પન્નવણાજી સૂત્ર પ્રથમ પદે છે).

એ અશાળીયાનો અધિકાર કહ્યો. હવે મહોરગનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, મહોરગનો અધિકાર શી રીતે છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેનો પણ અધિકાર જેમ શ્રી પનવણા સુત્રમાં કહ્યો છે તેમ જાણવો. એ મહોરગ અનેક પ્રકારના (અવગાહના આશ્રી) છે તે કહેછે. કેટલાએક આંગુલના, કેટલાએક આંગુલ પૃથકત્વના (બેથી માંડીને નવ સુધી તે પૃથક કહીએ) કેટલાએક વેંતના, પૃથકત્વ વેંતના; હાથના, પૃથક હાથના; કુક્ષી (બે હાથ)ના, પૃથક કુક્ષિના; ધનુષ્ય (ચાર હાથના,) પૃથક ધનુષ્યના; ગાઉના, પૃથક ગાઉના; જોજનના, પૃથક જોજનના; શો જોજનના, પૃથક સો જોજનના; ઉત્કૃષ્ટ હજાર જોજનની શરીરની અવગાહના (કાયા) વાળા થાય છે. તેમાં જે જમીન ઉપર ઉપના હોય તે જમીન ઊપર રહે અને જે જળને વીષે ઉત્પન્ન થયા હોય તે જળમાં રહે. એ જીવ અઢીદ્વીપમાં નથી, પણ અઢીદ્વીપની બાહાર છે. આ હકીકત સુમુર્છિમ અને ગર્ભજ બનેને માટે જાણવી. (એ અધિકાર શ્રી પનવણાજી સુત્ર પ્રથમ પદે છે.

એ મહોરગનો અધિકાર કહ્યો. વળી જે તથાપ્રકારના ઉરપર સર્પ જીવ તેના સંક્ષેપે બે ભેદ છે. એક પર્યાપ્તા ને બીજો ભેદ અપર્યાપ્તા. શેષ અધિકાર પૂર્વની પરે જાણવો. પણ એટલો વિશેષ છે જે ઉરપરસર્પની અવગાહના જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે

અને ઉત્કૃષ્ટપણે જોજન પ્રથકત્વ (પ્રથકત્વ તે બેથી તે નવ સુધી જાણવું) અને તેનું આવખું જઘન્યથી અંતર્મુહુર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે ત્રેપન હજાર વરસનું છે. શેષ અધિકાર સર્વ જળચર સમુર્છિમની પરે જાણવો. જાવત્ મરીને ચારે ગતિમાં જાય. અને એ ગતિમાંહેથી આવે, એ જીવ પ્રત્યેક શરીરના ધણી અસંખ્યાતા છે. એ ઉરપર સર્પનો અધિકાર પુરો થયો. હવે ભૂજપર સર્પ સમુર્છિમ થળચર તિર્યંચ પચેંદ્રિનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ભૂજપર સર્પ થળચર સમુર્છમના કેટલા ભેદ છે?

**ઊતર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે. ગોહ, નકુલ (નોલીયા) ઊંદર, ગરોલી, કાકીડા; ખીલખોડા, પ્રમુખ બીજા વળી જે તથાપ્રકારના જીવ તેના સંક્ષેપથી બે ભેદ. એક પર્યાપ્તા અને બીજો ભેદ અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની અવગાહના કેવડી છે?

**ઉતર**—હે ગૌતમ, જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે, ને ઉત્કૃષ્ટપણે ધનુપ પ્રથકત્વ.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉતર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું, અને ઉત્કૃષ્ટપણે બેતાળીશ હજાર વરસનું છે.

શેષ અધિકાર સર્વ જળચર સમુર્છિમ જીવની પરે જાણવો. જાવત્ ચારે ગતે મરીને જાય, અને એ ગતિમાંહેથી આવે. એ જીવ પ્રત્યેક શરીરના ધણી અસંખ્યાતા છે. એ ભૂજપર સર્પ સમુર્છિમનો અધિકાર થયો. એ થળચર સમુર્છિમ તિર્યંચ પચેંદ્રિનો અધિકાર પુરો થયો. હવે ખેચર સમુર્છિમ તિર્યંચ પચેંદ્રિનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ખેચર સમુર્છિમ તિર્યંચના કેટલા ભેદ છે?

**ઉતર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. ચર્મપક્ષી ૧, (ચામડાની પાંખવાળા જીવ) રોમપક્ષી ૨, (રૂવાડાં હોય તે) સમુગપક્ષી ૩, (દાબડાની પેઠે જેની પાંખ બીડેલી હોય તે). અને વિતત પક્ષી ૪. તે લાકડીની પેઠે જેની પાંખ ઉઘાડી હોય તે).

**પ્રશ્ન**—હે ભગવંત, ચર્મપક્ષીના કેટલા ભેદ છે?

**ઉતર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, વડવાંગુલ, છાપા, ભારંડ, પ્રમુખ. વળી બીજા જીવ, તે જીવ સરખા હોય તે ચર્મપક્ષી કહીએ.

**પ્રશ્ન**—હે ભગવંત, રોમ પક્ષીના કેટલા ભેદ છે?

**ઉતર**—હે ગૌતમ, તેના પણ અનેક ભેદ છે. ઢંક, કંખ, મોર, પારેવા, સુડા, પોપટ, હંસ, કોયલ, કાગડા, પ્રમુખ જે વળી તથાપ્રકારના બીજા જીવ તે રોમ પક્ષી કહીએ.

**પ્રશ્ન**—હે ભગવંત, સમુગપક્ષીના કેટલા ભેદ છે?

**ઉતર**—હે ગૌતમ, તેનો એકજ ભેદ છે. તેનો અધિકાર જેમ પનવણાજી સુત્રમાં કહ્યો છે તેમ જાણવો. જાવત્ વિતતપક્ષી પણ એકજ ભેદે જાણવા. (એ સમુગપક્ષી, ને વિતતપક્ષી અઢીદ્વીપ બહાર છે એમ પનવણામાં છે).

વલી જે તથાપ્રકારના જીવ તેના સંક્ષેપે બે ભેદ કહ્યા છે. એક પર્યાપ્તા અને બીજો ભેદ અપર્યાપ્તા. તેમાં એટલો વિશેષ જે ખેચરના શરીરની અવગાહના જઘન્ય આંગુલના અસંખ્યાતમે ભાગે, અને ઉત્કૃષ્ટપણે ધનુષ પ્રથકત્વ. અને તેનું આવખું જઘન્યથી અંતર્મુહુર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે બહોંતેર હજાર વરસનું છે.

શેષ અધિકાર સર્વે જળચર સમુર્છમની પરે જાણવો. જાવત્ મરીને ચારે ગતિમાં જાય, અને બે ગતિમાંથી આવે. એ જીવ પ્રત્યેક શરીરના ધણી અસંખ્યાતા છે. એ ખેચર સમુર્છિમ તિર્યંચ, પચેંદ્રિ કહ્યા. એ સમુર્છિમ પચેંદ્રિ તિર્યંચનો સર્વ અધિકાર પુરો થયો.

## ૨૨ ગર્ભજ પચેંદ્રિ તિર્યંચનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, ગર્ભજ પચેંદ્રિ તિર્યંચ તેના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. જળચર ૧, થળચર ૨, ને ખેચર ૩. તેમાં પ્રથમ જળચર ગર્ભજ પચેંદ્રિ તિર્યંચનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, જળચર ગર્ભજ તિર્યંચ પચેંદ્રિના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે. માછલાં ૧, કાચ્છબા ૨, મગરમચ્છ ૩, ગ્રાહક ૪, અને સુસમાર ૫. એ સર્વના ભેદ જેમ શ્રી પનવણાજી સૂત્રમાં કહ્યા છે તે આગળ કહેલ છે તેમ જાણવા. જાવત્ વળી તે સરખા જીવ તેના સંક્ષેપે બે ભેદ છે. પર્યાપ્તા અને અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર શરીર છે. ઉદારીક ૧, વૈક્રિય ૨, તેજસ ૩, અને કાર્મણ ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની અવગાહના કેવડી છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે, ને ઉત્કૃષ્ટપણે હજાર જોજનની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા સંઘયણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને છ સંઘયણ છે, વજ્રરૂખભનારાચ સંઘયણ ૧, રૂખભનારાચ ૨, નારાચ ૩, અર્ધનારાચ ૪. કીલક ૫, ને છેવટુ સંઘયણ ૬. એ છ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા સંસ્થાન છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને છ સંસ્થાન છે, સમચતુરસ સંસ્થાન ૧, નગ્રોધ પરિમંડળ ૨, સાદિ ૩, કુબજ ૪, વામન ૫, ને હુંડ ૬. સંસ્થાન એ છ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી કષાય છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર કષાય છે, ક્રોધ ૧, માન ૨, માયા ૩, ને લોભકષાય ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી સંજ્ઞા છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેને ચાર સંજ્ઞા છે, આહારસંજ્ઞા ૧, ભય ૨, મૈથુન ૩, ને પરીગ્રહ.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી લેશ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ૭ લેશ્યા છે, કૃશ્ન ૧, નીલ ૨, કાપોત ૩, તેજુ ૪, પદ્‌મ ૫, ને સુકલલેશ્યા ૬.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી ઇંદ્રિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને પાંચ ઇંદ્રિ છે. સ્પર્શ ૧, રસ ૨, ઘ્રાણ ૩, ચક્ષુ ૪, ને શ્રોતેંદ્રિ.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી સમુદ્‌ઘાત છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને પાંચ સમુદ્‌ઘાત છે. વેદની ૧, કષાય ૨, મારણાંતિક ૩, વૈક્રિય ૪, ને તેજસ મુદઘાત ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સંજ્ઞી છે, કે અસંજ્ઞી છે?

**ઉ-તર**—હે ગૌતમ, સંજ્ઞી છે પણ અસંજ્ઞી નથી.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા વેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેને ત્રણ વેદ છે. સ્ત્રીવેદ ૧, પુરૂપવેદ ૨, ને નપુંસકવેદ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી પર્યાપ્તી, ને કેટલી અપર્યાપ્તી છે?

**ઉત્તર**—હે ગૌતમ, ૭ પર્યાપ્તી છે, અને એ ૭ અપર્યાપ્તી પણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી દ્રષ્ટી છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેને ત્રણ દ્રષ્ટી છે. સમ્યકત્વ ૧, મિથ્યાત્વ ૨, ને મિશ્ર ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા દર્શન છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેને ત્રણ દર્શન છે. ચક્ષુ ૧, અચક્ષુ ૨, ને અવધીદર્શન ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું જ્ઞાની છે કે અજ્ઞાની છે?

**ઊ-તર**—હે ગૌતમ, જ્ઞાની પણ છે, અને અજ્ઞાની પણ છે, તેમાં જે જ્ઞાની છે તેમાં કેટલાએક બે જ્ઞાનના ધણી છે, અને કેટલાએક ત્રણ જ્ઞાનના ધણી છે, તેમાં વળી જે બે જ્ઞાનના ધણી છે તે નિશ્ચે મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાની છે, અને જે ત્રણ જ્ઞાનના ધણી છે, તે મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની ને અવધિજ્ઞાની છે, એમ અજ્ઞાન પણ એવીજ રીતે બે અથવા ત્રણ જાણવા. તે બે હોય તો મતિઅજ્ઞાની, ને શ્રુતઅજ્ઞાની; ને ત્રણ હોય તો મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની ને વિભંગજ્ઞાની.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા જોગ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેને ત્રણ જોગ છે. મનજોગ ૧, વચનજોગ ૨, ને કાયજોગ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા ઉપયોગ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને બે ઉપયોગ છે. સાકારોપયોગ ૧, ને અનાકારોપયોગ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત; તે જીવ કેટલી દિશિનો આહાર લીએ છે?

**ઉ-તર**—હે ગૌતમ, ૭ દિશિનો આહાર લીએ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ ક્યાંથી આવી ઉપજે છે?

**ઉત્તર**—હે ગૌતમ, નારકી, તિર્યંચ, મનુષ્ય ને દેવનામાંહેથી આવી ઉપજે. તેમાં નારકી માંહેથી ઉપજે તે જાવત્ સાતમી સુધીના આવી ઉપજે, અને તિર્યંચ જેનિયા સર્વ, પણ જુગળીયા વરજીને ઉપજે, તેમજ મનુષ્યમાંહેથી ઉપજે તે પણ જુગળીયા વરજીને શેષ ઉપજે, અને દેવતા તે પણ ભવનપતિ, વ્યંતર, જોતીષી અને વૈમાનીક તે આઠમા દેવલોક સુધીના મરીને ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું, સમોહત મરણે મરે છે કે અસમોહત મરણે મરેછે?

**ઉ-તર**—હે ગૌતમ, સમોહત મરણે પણ મરે છે, ને અસમોહત મરણે પણ મરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મરીને ક્યાં જઇ ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, નારકી, તિર્યંચ, મનુષ્ય ને દેવતા મધ્યે ઉપજે. તેમાં નરકે ઉપજે તે પ્રથમ નરકથી તે જાવત્ સાતમી નરક સુધી ઉપજે, ને તિર્યંચ, મનુષ્ય, સર્વ મધ્યે ઉપજે, ને દેવતામાં જાવત્ આઠમા દેવલોક સુધી ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવની કેટલી ગતિ, અને કેટલી આગતિ કહી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની ચાર ગતિ, ને ચાર આગતિ છે.

એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે. અને અસંખ્યાતા છે. એટલે ગર્ભજ જળચર પચેંદ્રીય તિર્યંચનો અધિકાર કહ્યો. હવે થળચર ગર્ભજ પચેંદ્રી તિર્યંચનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, થળચર ગર્ભજ તિર્યંચ પચેંદ્રી જીવના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક ચતુષ્પદ ને બીજો પરીસર્પ. તેમાં પ્રથમ ચતુષ્પદનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચતુષ્પદ તિર્યંચના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. એક ખુરા. એમ પુર્વલી પરે અસંજ્ઞીમાં કહ્યા તેમ જાણવા. વળી જે તથાપ્રકારના જીવ તેના સંક્ષેપે બે ભેદ છે. પર્યાપ્તા ને અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા શરીર છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેને ચાર શરીર છે. ઉદારીક ૧, વૈક્રીય ૨, તેજસ ૩, ને કાર્મણ ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની અવગાહના કેવડી છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે, તે ઉત્કૃષ્ટપણે ૭ ગાઉની છે. (જુગલ આશ્રે).

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આયુષ્ય કેટલા કાળનું છે?

**ઉ-તર**--હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહર્ત્તનું, ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમનું છે, (જુગલઆશ્રે).

શેષ અધિકાર પુર્વલીપરે જાણવો, પણ એટલો વિશેષ છે જે મરીને ચોથી નરક પંકપ્રભા સુધી જાય. શેષ સર્વ જળચર જીવની પેરે જાણવો. જાવત્ ચાર ગતિમાં મરીને જાય ને ચાર ગતિથી આવી ઉપજે. એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે. ને અસંખ્યાતા થળચર જીવ છે. એ ચતુષ્પદનો અધિકાર કહ્યો. હવે ગર્ભજ પરીસર્પનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ગર્ભજ પરિસર્પના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. ઉરપરસર્પ ૧ ને ભૂજપરસર્પ ૨ તેમાં પ્રથમ ઉરપર સર્પનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉરપર સર્પનો અધિકાર શી રીતે છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેનો અધિકાર અશાળીયા વરજીને (કેમકે અશાળીયા ગર્ભજ હોય નહીં) પુર્વની પરે જાણવો, પણ એટલો વિશેષે જે ઉરપર સર્પની અવગાહના (શરીર) જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે, ને ઉત્કૃષ્ટપણે હજાર જોજનની છે. ને તેનું આયુષ જઘન્યથી અંતર્મુહુર્તનું, ને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વનું. (ઉરપર જુગળીયા હોય નહીં માટે) ને તે મરીને પાચમી નરક (ધુમ પ્રભા) સુધી જાય. તેમજ તિર્યંચ, મનુષ્ય, સર્વ મધ્યે ઉપજે. ને દેવતામાં યાવત્ સહસાર આઠમા દેવલોક સુધી ઉપજે. શેષ અધિકાર ગર્ભજ જળચરની પરે જાણવો. યાવત્ મરીને ચાર ગતિમાં જાય, ને ચાર ગતિ માંહેથી આવે.

એ જીવ પ્રત્યેક શરીરના ધણી અસંખ્યાતા છે. એ ઉરપર સર્પનો અધિકાર થયો. હવે ભૂજપર સર્પનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ભૂજપર સર્પનો અધિકાર શી રીતે છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેનો અધિકાર ઉરપર સર્પની પેરે જાણવો. જાવત્ ચાર શરીર છે. ને કાયમાન જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે, અને ઉત્કૃષ્ટપણે પ્રથત્વ ગાઉનું છે. તેનું આયુષ્ય જઘન્યથી અંતર્મુહુર્ત્તનું, ને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વનું છે. (ભૂજપરમાં પણ જુગળીયા હોય નહી) શેષ અધિકાર સર્વ જેમ ઉરપર સર્પનો કહ્યો તેમજ જાણવો. પણ એટલો વિશેષ જે ભૂજપર સર્પ મરીને બીજી નરક સુધી જાય. એ ભૂજપર સર્પનો અધિકાર થયો. એ પરીસર્પનો અધિકાર પણ થયો. એ થળચર ગર્ભજનો અધિકાર પણ પુરો થયો. હવે ગર્ભજ ખેચર તિર્યંચનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ગર્ભજ ખેચર તિર્યંચ પચેંદ્રિના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. ચરમ પક્ષી યાવત વિતત પક્ષી. પુર્વની પરે જાણવા. ખેચરની અવગાહના જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે. ને ઉત્કૃષ્ટપણે

પ્રથકત્વ ધનુષની છે. તેનું આવખું જઘન્યથી અંતર્મુહુર્ત્તનું ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગનું (જુગલ આશ્રી) છે. શેષ અધિકાર જેમ જળચરનો કહ્યો તેમ જાણવો. પણ એટલો વિશેષ જે મરીને ત્રીજી નરક સુધી જાય. એ ગર્ભજ ખેચર પચેંદ્રિ તિર્યંચ જોનીયા કહ્યા. એ તિર્યંચનો અધિકાર પુરો થયો.

## ૨૩ મનુષ્યનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત,મનુષ્યના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ,તેના બે ભેદ છે. એક સમુર્છિમ મનુષ્ય ૧, ને બીજો ભેદ ગર્ભજ મનુષ્ય ૨, એના ભેદ જેમ શ્રી પનવણાજી સુત્રમાં કહ્યા છે તેમ જાણવા (તેનો વિસ્તાર ચતુરવિધ પ્રતિપતિમાં આવશે.) જાવત્ છદમસ્તને કેવળી સુધી નિરવિશેષ જાણવા, તેના સંક્ષેપે બે ભેદ છે. પર્યાપ્તા ને અપર્યાપ્તા.

**પ્રશ્ન**— હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને પાંચ શરીર છે. ઔદારીક ૧. વૈક્રીય ૨, આહારક ૩, તેજસ ૪, ને કાર્મણ શરીર ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરની અવગાહના કેવડી છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે ને ઉત્કૃષ્ટપણે ત્રણ ગાઉની (જુગલ આશ્રે).

**પ્રશ્ન**—હે ભગવંત,તે જીવને કેટલા સંઘયણ છે?

**ઉત્તર**—હે ગૌતમ તેને ૭ સંઘયણ છે. તે વજ્ર રૂષભનારાચ સંઘયણ ૧, રૂષભનારાચ ૨, નારાચ ૩, અર્ધ નારાચ ૪, કીલકુ ૫, ને છેવટુ સંઘયણ ૬ એ ૭.

**પ્રશ્ન**—હે ભગવંત,તે જીવને કેટલા સંસ્થાન છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેને ૭ સંસ્થાન છે, સમ ચૌરસ સંસ્થાન ૧ ન્યગ્રોધ પરિમંડલ ૨ સાદિ ૩, વામન ૪, કુબ્જ ૫, ને હુંડ સંસ્થાન ૬.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું ક્રોધ કષાઇ છે, માનકષાઇ છે, માયા કષાઇ છે, લોભ કષાઇ છે કે અકષાઇ છે?

**ઊત્તર**—હે ગૌતમ, ક્રોધ કષાઇ છે; જાવત્ અકષાઇ પણ છે. (દશમાગુણ સ્થાનક ઉપરે અકષાઇ).

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને શું આહાર સંજ્ઞા છે? ભય સંજ્ઞા છે? મૈથુન સંજ્ઞા છે? પરીગ્રહ સંજ્ઞા છે કે સંજ્ઞા રહીત છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેને આહાર સંજ્ઞા, જાવત્ સંજ્ઞા રહીત એ સર્વ બોલ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું કૃષ્ણ લેશી છે? નીલ લેશી છે? કાપુત લેશી છે? તેજુ લેશી છે? પદ્મ લેશી છે? શુકલલેશી છે? કે અલેશી છે?

**ઊત્તર**—હે ગૌતમ, તે જીવ કૃષ્ણ લેશી પણ છે જાવત્ અલેશી એ સર્વ બોલ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સોતેંદ્રિયા છે? ચક્ષુદ્રિયા છે? ઘાણેંદ્રિયા છે? રસેંદ્રિયા છે? સ્પર્શઇંદ્રિયા છે કે નો ઇંદ્રિયા છે?

**ઊત્તર**—હે ગૌતમ, તે જીવ શ્રોતેંદ્રિયા પણ છે, જાવત્ ઇંદ્રિયના વિકાર જીત્યા માટે નોઇંદ્રિયા પણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત તે જીવને કેટલી સમુદઘાત છે?

**ઉતર**—હે ગૌતમ, તેને સાત સમુદઘાત છે. વેદના ૧. કષાય ૨. મારણાંતિક ૩, વૈક્રિય ૪ આહારક ૫. તેજસ ૬, ને કેવળસમુદઘાત ૭.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સંજ્ઞી છે, કે અસંજ્ઞની છે, કે નોસંજ્ઞી નોઅસંજ્ઞી છે?

**ઉતર**—હે ગૌતમ, સંજ્ઞી પણ છે, અસંજ્ઞી પણ છે, ને નોસંજ્ઞી નોઅસંજ્ઞી પણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સ્ત્રીવેદી છે, પુરૂષવેદી છે, નપુંસકવેદી છે, કે અવેદી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સ્ત્રીવેદી પણ છે, જાવત્ અવેદી પણ છે. (નવમા ગુણઠાણા ઉપર અવેદી).

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું પર્યાપ્તા છે કે અપર્યાપ્તા છે?

**ઉતર**—હે ગૌતમ, પાંચ પર્યાપ્તે પર્યાપ્તા છે, ને એ પાંચ અપર્યાપ્તે અપર્યાપ્તા છે, (ભાષા ને મન ભેળું બાંધે માટે) પણ પર્યાપ્તો છજ કહેવાય.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી દ્રષ્ટી છે?

**ઉતર**—હે ગૌતમ, તેને ત્રણ દ્રષ્ટી છે. સમ્યકત્વ ૧, મિથ્યાત્વ ૨ અને મિશ્ર ૩ દ્રષ્ટી છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં દર્શન છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર દર્શન છે, ચક્ષુ ૧, અચક્ષુ ૨, અવધી ૩, ને કેવળદર્શન ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું જ્ઞાની છે, કે અજ્ઞાની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જ્ઞાની છે, ને અજ્ઞાની પણ છે. તેમાં જે જ્ઞાની છે તે કેટલાએક બે જ્ઞાનના ધણી છે, કેટલાએક ત્રણ જ્ઞાનના ધણી છે, કેટલાએક ચાર જ્ઞાનના ધણી છે, ને કેટલાએક એક જ્ઞાનના ધણી છે, તેમાં જે બે જ્ઞાનના ધણી છે તે નિશ્ચે મતિજ્ઞાની ને શ્રુતજ્ઞાની છે, અને જે ત્રણ જ્ઞાનના ધણી છે, તે મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની ને અવધીજ્ઞાની છે, અથવા મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની ને મનપર્યવજ્ઞાની પણ છે, ને જે ચાર જ્ઞાનાના ધણી છે તે નિશ્ચે મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, અવધીજ્ઞાની ને મનપર્યવજ્ઞાની છે. ને જે એક જ્ઞાનના ધણી છે. તે નિશ્ચે કેવળજ્ઞાની છે. એમજ અજ્ઞાની પણ જાણવા. તેમાં કેટલાએક બે અજ્ઞાનના ધણી છે. તે મતિઅજ્ઞાની ને શ્રુતઅજ્ઞાની ને કેટલાએક ત્રણ અજ્ઞાનના ધણી છે તે મતિ-અજ્ઞાની, શ્રુતઅજ્ઞાની, ને વિભંગજ્ઞાની.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું મનજોગી છે? વચનજોગી છે? કાયજોગી છે? કે અજોગી છે?

**ઉત્તર**—હે ગૌતમ, મનજોગી પણ છે, વચનજોગી પણ છે, કાયજોગી પણ છે ને અજોગી પણ છે. (ચઉદમાં ગુણસ્થાનકના ધણી અજોગી જાણવા.)

**પ્રશ્ન**— હે ભગવંત, તે જીવને કેટલા ઉપયોગ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને બે ઉપયોગ છે. સાકારોપયોગ ને અનાકારોપયોગ.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી દિશિનો આહાર કરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે છ દિશિનો આહાર કરે છે. (નિર્વ્યાઘાતપણા માટે).

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મધ્યે કોણ આવી ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, નારકી, તિર્યંચ, મનુષ્ય ને દેવતા આવી ઉપજે. તેમાં નારકી છઠ્ઠી નરક સુધીના ને તિર્યંચજોનીયા તેઉ, વાઉ, ને અસંખ્યાતા વરસના આયુષ્યના ધણી જુગળીયા તિર્યંચ વર્જીને સર્વ ઉપજે. ને મનુષ્ય તે પણ ત્રીશ અકર્મભૂમિ, છપન અંતરદ્વીપના જુગળીયા વર્જિ ઉપજે ને દેવતા સર્વ ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમનું છે.

**પ્રશ્ન**— હે ભગવંત, તે જીવ શું સમોહત મરણે મરે છે, કે અસમોહત મરણે મરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમોહત મરણે પણ મરે છે, ને અસમોહત મરણે પણ મરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મરીને કયાં જાય?

**ઉત્તર**—હે ગૌતમ, નરક પ્રમુખથી લઇને સર્વાર્થસિદ્ધ સુધી જાય, ને કેટલાએક જાવત મોક્ષપણ જાય.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી ગતિ છે, ને કેટલી આગતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, પાંચ ગતિમાં જાય. તે નરક, તિર્યંચ, મનુષ્ય, દેવગતિ ને પાંચમી ગતિ તે મોક્ષની જાણવી. ને ચાર ગતિમાંથી આવે.

એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે. ગર્ભજ સંખ્યાતા છે ને સમુર્છિમ સહિત અસંખ્યાતા જીવ છે. એ મનુષ્યનો અધિકાર પુરો થયો.

## ૨૪ દેવતાનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. ભવનપતિ ૧, વ્યંતર ૨. જોતિષી ૩, ને વૈમાનિક ૪. તેમાં ભવનપતિના દશ ભેદ છે. વ્યંતરના આઠ ભેદ, જોતિષીના પાંચ ભેદ, ને વૈમાનિકના બે ભેદ છે (॥ यथाः॥ दसविहा भवणा हवइ ॥ अठविहा वाणमंतरा होइ ॥ जोइसीया पंचविहा ॥ दुविहा विमाणिया देवा ॥ १ ॥)

તે વિસ્તારે પનવણા સુત્રથી કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ભવનપતિ દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના દશ ભેદ છે તે કહેછે. અસુરકુમાર ૧, નાગકુમાર ૨, સુવર્ણકુમાર ૩, વિદ્યુતકુમાર ૪, અગ્નીકુમાર ૫, દ્વીપકુમાર ૬, ઉદધિકુમાર ૭, દિશાકુમાર ૮, પવનકુમાર ૯, ને સ્થનિત કુમાર ૧૦ (પંદર પરમાધામી અસુરકુમારની જાતમાં ગણાયછે, તેથી તેના નામ કહેછે. અંબ ૧, અંબરીસ ૨, સામ ૩, સબલ ૪, રૂદ્ર ૫, વૈરૂદ્ર ૬, કાળ ૭ મહાકાળ ૮, અસિપત્ર ૯, ધનુષ્ય ૧૦, કુંભ ૧૧, વાલુક ૧૨, વૈતરણી ૧૩, ખરસ્વર ૧૪, ને મહાઘોષ ૧૫.)

**પ્રશ્ન**—હે ભગવંત, વાણવ્યંતર દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના સામાન્ય પ્રકારે આઠ પ્રકાર છે ને વિસ્તારે સોળ ભેદ છે તે કહેછે. પિશાચ ૧, ભુત ૨, જક્ષ ૩, રાક્ષસ ૪, કિન્નર ૫, કિંપુરૂષ ૬, મહોરગ ૭. ગંધર્વ ૮. આણપન્નિ ૯, પાણપન્ની ૧૦, ઇસીવાય ૧૧, ભુયવાય ૧૨, કંદીય ૧૩, મહાકંદીય ૧૪, કોહંડ ૧૫. ને પયંગ દેવ ૧૬, (દશ જાતના જંભકા દેવતા વાણવ્યંતર દેવતાની જાતના ગણ્યા છે માટે તેના નામ કહેછે. આણુજંભકા ૧, પાણજંભકા ૨ લયણુજંભકા ૩, શયણુજંભકા ૪, વથજંભકા ૫, પુપ્પજંભકા ૬, ફલજંભકા ૭. બીયજંભકા ૮, વિજુજંભકા ૯ ને અવ્યંતજંભકા ૧૦).

**પ્રશ્ન**—હે ભગવંત, જ્યોતિષી દેવતાના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે તે કહે છે. ચંદ્ર ૧, સૂર્ય ૨, ગ્રહ ૩, નક્ષત્ર ૪, ને તારા ૫. (એ પાંચ અઢીદ્વીપમાં ચર ને અઢીદ્વીપ બાહીર અચર (સ્થીર) મળી જ્યોતિષીના દશ ભેદ થાય છે.

**પ્રશ્ન**—હે ભગવંત, વૈમાનીક દેવતાના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, કલ્પોત્પન ૧, ને કલ્પાતિત ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, કલ્પોત્પન દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બાર ભેદ છે. સૌધર્મ દેવલોક ૧, ઇશાન દેવલોક ૨, શનતકુમાર ૩, માહેંદ્ર ૪, બ્રહ્મલોક ૫, લાંતક ૬, શુક્ર ૭, સહસ્રાર ૮, આણુંત ૯. પ્રાણુંત ૧૦, આરણ ૧૧, ને અચુત ૧૨. (પાંચમા દેવલોકમાં નવ લોકાંતિક દેવ છે તેના નામ કહેછે, સારસ્વત ૧, આદિત્ય ૨, વિન્હી ૩, વરૂણ ૪, ગર્દતોયા ૫. તોષીયા ૬. અવ્યાબાધ ૭, અગ્ગીચ્ચા ૮ ને રીઠા ૯.) તેમજ ત્રણપલીયા, ત્રણ સાગરીયા ને તેર સાગરીયા એ ત્રણ કીલ્વિષી પણ વૈમાનિકમાં ગણાયછે)

**પ્રશ્ન**—હે ભગવંત. કલ્પાતીત દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. ગ્રૈવેયક ૧. ને અનુત્તર વિમાન ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, ગ્રૈવેયક દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ભગવંત, તેના નવ ભેદ છે તે કહેછે. ભદ્દે ૧, સુભદ્દે ૨, સુજાયે ૩, સુમાણુસે ૪, પ્રીયદંસણે ૫, સુદંસણે ૬, આમોહે ૭, સુપડીબુધે ૮, ને જસોધરે ૯.

**પ્રશ્ન**—હે ભગવંત, અનુત્તર વિમાનના દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે. વિજય ૧, વિજયંત ૨, જયંત ૩, અપરાજીત ૪ ને સર્વાર્થ સિદ્ધ ૫.

એ કુલ ૯૯ જાતના દેવતા થયા. તેના સંક્ષેપે બે ભેદ છે. પર્યાપ્તા ને અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ શરીર છે. વૈક્રિય ૧, તેજસ ૨, ને કાર્મણ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવના શરીરનની અવગાહના કેવડી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની અવગાહના બે ભેદે છે. એક ભવધારણીક ને બીજી ઉત્તરવૈક્રિય. તેમાં જે ભવધારણીક તે જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે (ઉપજતી વેળાએ) ને ઉત્કૃષ્ટપણે સાત હાથની છે. ને ઉત્તરવૈક્રિય તે જઘન્યથી આંગુલને સંખ્યાતમે ભાગે ને ઉત્કૃષ્ટપણે લાખ જોજનની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનાં શરીર કયા સંઘયણનાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેનાં શરીર ૭ સંઘયણથી રહીત છે. એટલે તેને સંઘયણ નથી. કેમકે તેમાં હાડ, રૂધીર ને નસાજાળ નથી તે કારણે સંઘયણ નથી. ને જે પુદ્‌ગળ ઇષ્ટ, કાંત, મનોહર. તે તેના શરીરપણે પરણમે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનાં શરીર કયા સંસ્થાને છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેનાં શરીર બે પ્રકારનાં છે. એક ભવધારણીક (તે મુળ શરીર) ને બીજા ઉત્તરવૈક્રિય. (તે બીજું રૂપ બનાવતી વખતનું) તેમાં જે ભવધારણીક શરીર છે તે સમચતુરસ સંસ્થાને છે. ને જે ઉત્તરવૈક્રિય શરીર છે તે નવનવે સંસ્થાને છે. (જેહવાં કરવાં હોય તેહવાં કરે તે માટે).

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કષાય, સંજ્ઞા, લેશ્યા, ઇંદ્રિ ને સમુદઘાત કેટલી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર કષાય, ચાર સંજ્ઞા, ૭ લેશ્યા, પાંચ ઇંદ્રિ ને પાંચ સમુદઘાતછે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સંજ્ઞી છે, કે અસંજ્ઞી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સંજ્ઞી પણ છે, ને અસંજ્ઞી પણ છે. (સમુર્છિમ તિર્યંચ માંહેથી આવી ભવનપતિ. વ્યંતરમાં ઉપજે છે તેને અપર્યાપ્તા સમયઆશ્રી અસંજ્ઞી બાકી સર્વ સંજ્ઞી જાણવા.)

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સ્ત્રીવેદી છે, પુરૂષવેદી છે, કે નપુંસકવેદી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સ્ત્રીવેદી પણ છે. (બીજા દેવલોક સુધી) પુરૂષવેદી પણ છે. પણ નપુંસકવેદી નથી.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું પર્યાપ્તી છે કે અપર્યાપ્તી છે?

**ઉત્તર**—હે ગૌતમ, પાંચ પર્યાપ્તે પર્યાપ્તા છે. ને પાંચ અપર્યાપ્તે અપર્યાપ્તા પણ છે, (ભાષા ને મન એ બે પર્યા એક સમયે સમકાળે બાંધે તે માટે પાંચ પર્યાપ્તી કહી છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી દૃષ્ટિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ દૃષ્ટિ છે. સમ્યક્ત્વ ૧, મિથ્યાત્વ ૨, ને મિશ્રદૃષ્ટિ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલાં દર્શન છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ દર્શન છે. ચક્ષુ ૧, અચક્ષુ ૨, ને અવધિદર્શન ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું જ્ઞાની છે, કે અજ્ઞાની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જ્ઞાની પણ છે ને અજ્ઞાની પણ છે. તેમાં જે જ્ઞાની છે, તે નિશ્ચે ત્રણ જ્ઞાનના ધણી છે. ને ત્રણ અજ્ઞાનની ભજના છે, કેમકે બે પણ હોય, ને ત્રણ પણ હોય. (જે સમુર્છિમ જીવ મરીને દેવતા થાય તેને ઉપજતી વેળાએ અપર્યાપ્તા સુધી બેજ અજ્ઞાન હોય તે માટે ત્રણની ભજના કહી.)

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા ઉપયોગ છે? ને કેટલા જોગ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને બે ઉપયોગ, ને ત્રણ જોગ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી દિશિનો આહાર કરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ૭ દિશિનો આહાર કરે છે. ને ઉસન કારણ પડીવર્જિને (ક્ષુધા ઉપસમાવવાને કારણે આહાર લેવા આશ્રે) વર્ણથી કાળો જાવત્ ધોળો આહાર કરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કયા જીવ આવી દેવતાપણે ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, તિર્યંચ પચેંદ્રિને મનુષ્ય મધ્યેથી આવી ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખું કેટલા કાળનું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસનું ને ઉત્કૃષ્ટપણે તેત્રીશ સાગરોપમનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ સમોહત મરણે મરેછે, કે અસમોહત મરેછે?

**ઉત્તર**—હે ગૌતમ, સમોહત પણ મરે છે, અને અસમોહત પણ મરેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મરીને કયાં જઇ ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, નારકી મધ્યે ઉપજે નહીં, પણ તિર્યંચ ને મનુષ્ય મધ્યેજ ઉપજે. દેવતા દેવતામાં પણ ઉપજે નહીં.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી ગતિ છે, ને કેટલી આગતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને બે ગતિ છે, ને બે આગતિ છે (મનુષ્ય તિર્યંચની).

એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે ને અસંખ્યાતા જીવ છે એ દેવતાનો અધિકાર કહ્યો. એ પચેંદ્રિનો અધિકાર પુરો થયો. એ ઉદાર ત્રસ જીવનો અધિકાર પુરો થયો. એ સર્વ ત્રસ જીવનો અધિકાર પુરો થયો.

## ૨૫. ત્રસ, સ્થાવર જીવની ભવસ્થિતિ, કાયસ્થિતિ; વિરહકાળ અને અલ્પ બહુત્વનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્રસ જીવ એક ભવે કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર**—હે ગૌત્તમ, જઘન્યથી અંતર્મુહૂર્ત્ત (સમુર્છિમ પ્રમુખ મધ્યે), ને ઉત્કૃષ્ટપણે તેત્રીશ સાગરોપમ સુધી રહે (સર્વાર્થસિદ્ધ તથા સાતમી નરક મધ્યે).

**પ્રશ્ન**,—હે ભગવંત, સ્થાવર જીવ એક ભવે કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત્ત (સુક્ષ્મ મધ્યે), ને ઉત્કૃષ્ટપણે બાવીશ હજાર વરસ રહે (પૃથ્વીકાય મધ્યે).

**પ્રશ્ન**—હે ભગવંત, ત્રસજીવ, ત્રસકાયનો ત્રસકાયપણે કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત્ત (લઘુ ભવ આશ્રી), ને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ. તે પણ અસંખ્યાતી ઉત્સર્પિણી, અવસર્પિણી. એ કાળથી રહે, ને ક્ષેત્રથકી અસંખ્યાતા લોક મધ્યે જેટલા આકાશ, પ્રદેશ છે, તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી ત્રસનો ત્રસપણે રહે, પછી સ્થાવર થાય (અગ્ની તથા વાયુ ગતિત્રસ ગણ્યા છે તે આશ્રી એ કાળ જાણવો. અન્યથા બેઈંદ્રિયાદિકમાં તો બે હજાર સાગરોપમ સુધીજ રહે એ ભાવ જાણવો).

**आकास पदेस स्वरुप॥ यथानंदीः ॥ सुहुमोय होय कालो ॥ तत्तोसुहुमं हवइ खेत्तं ॥ अंगुल सेढी मीते ॥ उसपिणिओ असंखेजा ॥१॥**

**ભાવાર્થ**—કાળ સુક્ષ્મ છે, પણ તેથી ક્ષેત્ર અસંખ્યાતગણું સુક્ષ્મ છે કેમકે આંગુલ માત્રની એક શ્રેણીમાંથી સમય સમય એકેકો આકાશ પ્રદેશ હરતાં અસંખ્યાતી ઉત્સર્પિણિ અવર્સિપણિ કાળ જાય, માટે કાળથી ક્ષેત્ર અસંખ્યાતગણું સુક્ષ્મ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્થાવર જીવ સ્થાવરનો સ્થાવરપણે કેટલા કાળ સુધી રહે.

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત (અનંતકાય પ્રમુખમાં) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ. કાળથી અનંતી ઉત્સર્પિણી, અવસર્પિણી રહે. ને ક્ષેત્રથી અનંતા લોકના જેટલા આકાશ પ્રદેશ છે તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી રહે. તે મધ્યે અસંખ્યાતા પુદગળ પરાવર્તન થાય. (એક આવલીકાના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમય તેટલા પુદગળ પરાવર્ત્ત રહે, તે પણ અસંખ્યાતા પુદગળ થાય).

**પ્રશ્ન**—હે ભગવંત, ત્રસજીવ ફરી ત્રસપણું પામે તો વચ્ચે કેટલા કાળનો અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત માત્ર ભવ કરી પાછો ત્રસ થાય, ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ સ્થાવર જીવની કાયસ્થિતિ જેટલો અંતર પડે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્થાવર જીવ ફરી સ્થાવરપણું પામે તો વચ્ચે કેટલા કાળનો અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત માત્ર ભવ કરી પાછો સ્થાવર થાય, ને ઉત્કૃષ્ટપણે જેટલી ત્રસ જીવની કાયસ્થિતિ છે એટલો વચ્ચે વિરહ પડે.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્રસ જીવ, ને સ્થાવર જીવ. એ માંહે કયા કયા થકી અલ્પ (થોડા) છે, અથવા બહુ છે, (વધારે છે,) અથવા સરખા છે, અથવા વિશેષાધિક છે;

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથી થોડા ત્રસ જીવ છે, તે થકી સ્થાવર જીવ અનંત ગુણા અધિક છે. (વનસ્પતિ અનંતા માટે.) એ બે પ્રકારના સંસારી જીવનો અધિકાર સંપુર્ણ થયો. એટલે શ્રી જીવાભિગમ સુત્રે દુવિધ પ્રતિપતિ સંપુર્ણ થઇ.

## ૨૬ ત્રણ પ્રકારના સંસારી જીવનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત,જે આચાર્ય એમ કહે છે જે ત્રણ પ્રકારના સંસારી જીવ તે શી રીતે કહે છે?

**ઉ-તર**—હે ગૌતમ, તે આચાર્ય એમ કહે છે જે સ્ત્રીવેદી ૧, પુરૂપવેદી ૨, ને નપુસક વેદી ૩ એ ત્રણ પ્રકાર.

## ૨૭ સ્ત્રીવેદ (તિર્યંચણી, મનુષ્યણી ને દેવાંગ્ના) નો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્ત્રીવેદના કેટલા ભેદ છે?

**ઉ-તર**—ગૌતમ, તેના ત્રણ ભેદ છે. તિર્યંચજોનીની સ્ત્રી ૧, મનુષ્યની સ્ત્રી ૨, ને દેવતાની સ્ત્રી ૩, તેમાં પ્રથમ તિર્યંચજોનીની સ્ત્રીનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચ જોનીની સ્ત્રીના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે, જળચરી ૧, થળચરી ૨, ને ખેચરી ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, જળચરીના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે. માછલી ૧, જાવત્ સુસમારી ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, થળચરીના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. ચતુષ્પદ થળચર, તિર્યંચણી ને પરીસર્પ થળચર તિર્યંચણી.

**પ્રશ્ન**—હે ભગવંત, ચતુષ્પદ થળચર તિર્યંચણીના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. એક ખુરી ૧, જાવત્ સનીપયા ૪ એ ચતુષ્પદ થળચર તિર્યંચણી કહી. હવે પરીસર્પ થળચર તિર્યંચજોનીની સ્ત્રીના ભેદ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પરીસર્પ થળચરીના કેટલા ભેદ છે?

**ઊ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. ઉરપર સર્પણી ૧, ને ભુજપર સર્પણી ૨. તેમાં પ્રથમ ઉરપર સર્પણીના ભેદ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉરપર સર્પણીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. સર્પણી ૧, અજગરી ૨, ને મહોરગી ૩. એ ઉર પર સર્પણીનો અધિકાર કહ્યો. હવે ભુજપર સર્પણીનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ભૂજપર સર્પણીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે. ગોહણી, નકુલણી, સેહલી, કાકીડી, બાવા, સાવા, આરા, પ્રવનાદિકા, ચતુષ્પદિકા, ઉંદરડી, ખિસકોલી, ઘરોળી, ગાધિકા, ગોધિકા, ક્ષીરવિરાલિકા, ઇત્યાદિક ભૂજપર સર્પણી જાણવી. હવે ખેચરી કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ખેચરીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. ચર્મપક્ષિણી પ્રમુખ જાવત્ પુર્વલી પરે જાણવા. એ ખેચરની સ્ત્રી કહી. એ તિર્યંચજોનીની સ્ત્રીનો અધિકાર પુરો થયો. હવે મનુષ્યની સ્ત્રીનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્યની સ્ત્રીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. કર્મભૂમિની ઉપની ૧, અકર્મભૂમિની ઉપની ૨, ને અંતરદ્વીપની ઉપની ૩. તેમાં પ્રથમ અંતરદ્વીપની સ્ત્રી કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, અંતરદ્વીપની સ્ત્રીના કેટલા ભેદ છે?

**પ્રશ્ન**—હે ભગવંત, વ્યંતરીકની દેવાંગ્નાના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના આઠ ભેદ છે. પીસાચ વ્યંતરીકની દેવાંગ્ના ૧, ભૃત્તની દેવાંગ્ના ૨, યક્ષની ૩, રાક્ષસની ૪, કિન્નરની ૫, કિંપુરૂષની ૬, મહોરગની ૭, ને ગંધર્વની ૮ એ વ્યંતરીક દેવાંગ્ના કહી. હવે જ્યોતિષી દેવાંગ્ના કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, જ્યોતિષીની દેવાંગ્નાના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે, ચંદ્ર જ્યોતિષીની દેવાંગ્ના, સૂર્યની. ગ્રહની, નક્ષત્રની ને તારા જ્યોતિષીની દેવાંગ્ના. એ જ્યોતિષીની દેવાંગ્ના કહી, હવે વૈમાનિકની દેવાંગ્ના કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, વૈમાનિકની દેવાંગ્નાના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. સુધર્મા દેવલોકવાસી દેવાંગ્ના અને ઇસાન કલ્પવાસી દેવાંગ્ના. એ વૈમાનિક દેવાંગ્ના કહી, એ દેવતાની સ્ત્રીનો અધિકાર થયો.

## ૨૮ સ્ત્રીવેદ (તિર્યંચણી, મનુષ્યણી, ને દેવાંગ્ના) ની ભવસ્થિતિ, કાયસ્થિતિ, વિરહકાલ, ને અલ્પ બહુત્વનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્ત્રીવેદે એકભવે કેટલા કાળ સુધી જીવ રહે?

**ઉ-તર**—હે ગૌતમ, એક પ્રકારે જઘન્યથી અંતર્મુહુર્ત્ત (તિર્યંચ, મનુષ્ય મધ્યે.) ને ઉત્કૃષ્ટપણે પંચાવન પલ્યોપમ (તે એમ જે બીજા ઇશાન દેવલોકે અપરીગ્રહીત દેવીનું એટલું આયુષ છે તે ભણી કહ્યું) વળી એક પ્રકારે જઘન્યથી અંતર્મુહુર્ત્ત (તે પુર્વલીપરે) ને ઉત્કૃષ્ટપણે નવ પલ્યોપમ ૨ (તે એમ જે બીજા ઇશાન દેવલોકે પરીગ્રહીત દેવીનું એટલું આયુષ છે તે ભણી.) વળી એક પ્રકારે જઘન્યથી અંતર્મુહુર્ત્ત (તે પુર્વલી રીતે) ને ઉત્કૃષ્ટપણે સાત પલ્યોપમ ૩ (તે પ્રથમ સાૈધર્મા દેવલોકે પરીગ્રહીત દેવીનું એટલું આયુષ છે તે માટે) વળી એક પ્રકારે જઘન્યથી અંતર્મુહુર્ત્ત (તે પુર્વલી રીતે) ને ઉત્કૃષ્ટપણે પચાસ પલ્યોપમ ૪ (તે પ્રથમ સાૈધર્મા દેવલોકે અપરીગ્રહીત દેવીનું એટલું આયુષ છે તે માટે) એ સમચે સ્ત્રીવેદની ભવસ્થિતિ કહી. હવે વીવરીને કહે છે તેમાં પ્રથમ તિર્યંચજેનીના સ્ત્રીના ભવસ્થિતિ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજેનીની સ્ત્રી એકભવે કેટલા કાળસુધી રહે?

**ઉ-તર**—હે ગૌતમ,—જઘન્યથી અંતર્મુહુર્ત (લઘુભવ આશ્રી) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ. (જુગલણી આશ્રી) એ તિર્યંચણીની સમચે ભવસ્થિતિ કહી. હવે તિર્યંચણીની વીવરીને ભવસ્થિતિ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, જળચર તિર્યંચણીનું એકભવે કેટલા કાળનું આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વનું જળચર [illegible]

**પ્રશ્ન**—હે ભગવંત, ચતુષ્પદ થલચર તિર્યંચણીનું એક ભવે કેટલું આયુષ છે?

**ઉ-તર**—હે ગૌતમ, જેમ સમચે તિર્યંચણીનું કહ્યું તેમ [illegible]

**પ્રશ્ન**—હે ભગવંત, ઉરપર સર્પ થળચર તિર્યંચણીનું કેટલું આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું, ને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વનું (તેમાં જુગળ ન હોય.)

**પ્રશ્ન**—હે ભગવંત, ભૂજપર સર્પણીનું કેટલા કાળનું આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ ઉરપર સર્પણીનું કહ્યું તેમ જાણવું (તેમાં પણ જુગળીયા હોય નહીં,)

**પ્રશ્ન**—હે ભગવંત, ખેચર તિર્યંચણીનું કેટલું આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત અને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ જાણવો. (જુગળ માટે).

એ તિર્યંચણીની ભવસ્થિતિ વિવરીને કહી. હવે મનુષ્યણીની ભવસ્થિતિ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્યની સ્ત્રીની એક ભવે કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, ભરતાદિક ક્ષેત્ર આશ્રિ જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે દેવકુરૂ પ્રમુખ આશ્રિને ત્રણ પલ્યોપમ. ને વિરતિ સહીત પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડપૂર્વ સુધી ચારીત્ર પ્રમુખ ધર્મ કરે (ક્રોડપુર્વ ઉપર જેનું આયુષ હોય તેને ધર્મ ઉદે આવે નહીં કેમકે તે જુગળ કહેવાય). એ મનુષ્યણીની સમચે ભવસ્થિતિ કહી. હવે તેની વિવરીને ભવસ્થિતિ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કર્મભૂમીની મનુષ્યની સ્ત્રીનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, ભરતાદિક ક્ષેત્ર આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્તનું ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમનું. (પહેલે સુખમાસુખમ આરે જુગળીયાને હતું તે માટે કહ્યું.) ને ધર્મચરણ આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે દેશેઊણા ક્રોડ પૂર્વનું.

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ ભરત ને પાંચ ઐરવત એ દશ ક્ષેત્રના કર્મભૂમિની મનુષ્યની સ્ત્રીનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમનું (પ્રથમ આરે જુગળીયાને હોય માટે) ને ધર્માચરણ આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્તનું ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણા ક્રોડ પૂર્વનું જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, પુર્વ મહાવિદેહ ને પશ્ચિમ મહાવિદેહ કર્મભૂમિ મનુષ્યની સ્ત્રીનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું ને ઉત્કૃષ્ટપણે ક્રોડ પૂર્વનું છે. (ત્યાં સદાય સરખો કાળ છે માટે) ને ધર્માચરણ આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે દેશે ઊણા ક્રોડ પૂર્વનું. (દેશે ઊણા તે નવ વરસ ઊણા જાણવા.)

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીનું આયુષ્ય કેટલું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને પુછીએ તો જઘન્યથી દેશે ઊણા પલ્યોપમ (તે પણ

અસંખ્યાતમે ભાગે ન્યુન જાણવું). ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમનું છે. અને સંહરણ આશ્રિને પુછીએ તો (ભરત પ્રમુખના મનુષ્યને કોઇક દેવતા ઉપાડીને અકર્મભૂમિમાં મુકે તે આશ્રિ.) જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણા પૂર્વ ક્રોડ. (ઇહાંથી ઉપાડે તે કાળે તે મનુષ્યને જેટલાં વરસ થયાં હોય તેટલા વરસે ઊણા ક્રોડ પૂર્વ ત્યાં તે મનુષ્ય જીવે તે માટે દેશે-ઊણાં કહ્યાં).

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ હેમવય ને પાંચ ઐરણવય એ દશ ક્ષેત્રના અકર્મભૂમિના મનુ-ષ્યની સ્ત્રીનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્યાં જેનો જનમ છે તે આશ્રિ પુછીએ તો જઘન્યથી દેશે ઊણા પલ્યોપમનું (તે પણ પલ્યોપમને આઠમે ભાગે ઊણું એમ ટીકાકાર કહે છે), અસંખ્યાતમે ભાગે ઊણા જાણવું ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમ પુરૂં જાણવું. પણ કોઇ કર્મભૂમિના મનુષ્યને દેવતા સંહરે તો સંહરણ આશ્રિ તેહને જઘન્યથી અંતર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણાં ક્રોડ પૂર્વનું જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ હરીવાષ ને પાંચ રમ્યકવાસ એ દસ ક્ષેત્રના અકર્મભુમિ મનુ-ષ્યની સ્ત્રીનું આયુષ્ય કેટલું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને પુછીએ તો જઘન્યથી દેશે ઊણા બે પલ્યોપમનું તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઊણા ને ઉત્કૃષ્ટપણે બે પલ્યોપમ પુરાંનું છે. ને સંહ-રણ આશ્રિને પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણાં ક્રોડ પૂર્વનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ દેવકુરૂ ને પાંચ ઉત્તરકુરૂ, એ દશ ક્ષેત્રના અકર્મભૂમિનાં મનુષ્યની સ્ત્રીનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિ પુછીએ તો જઘન્યથી દેશે ઊણા ત્રણ પલ્યોપમ, તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણા જાણવું. ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પુરૂં જાણવું. ને સંહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટ પણે દેશે ઊણા ક્રોડ પૂર્વનું જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, છપન અંતરદ્વીપ અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિ પુછીએ તો જઘન્યથી દેશે ઊણોપલ્યોપમનો અસંખ્યા-તમો ભાગ તેપણ અસંખ્યાતમે ભાગે ઉણો જાણવો. (અસંખ્યાતાના અસંખ્યાતા ભેદ છે તે માટે વિરૂદ્ધ નહીં.) ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ સંપૂર્ણ જાણવો. ને સંહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણા ક્રોડ પૂર્વનું જાણવું.

એ મનુષ્યની સ્ત્રીની ભવસ્થિતિ કહી. હવે દેવતાની સ્ત્રીની ભવસ્થિતિ કહીએ.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવાંગનાનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, (સમુચ્ચયપણે) જઘન્યથી દશ હજાર વરસનું [illegible]

મધ્યે.) ને ઉત્કૃષ્ટપણે પંચાવન પલ્યોપમનું (ઇશાન દેવલોકે અપરીગ્રહીત દેવીનું છે.) એ દેવાંઙ્ગાની સમચે ભવસ્થિતિ કહી. હવે તેની વીવરીને ભવસ્થિતિ કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, ભવનપતિની દેવાંઙ્ગાનું કેટલું આયુષ છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસનું ને ઉત્કૃષ્ટપણે સાડાચાર પલ્યોપમનું છે.

એમ અસુરકુમારની દેવાંઙ્ગાનું પણ આયુષ સાડાચાર પલ્યોપમનું જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, નાગકુમાર ભવનપતિની દેવાંઙ્ગાનું કેટલું આયુષ છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી દશહજાર વરસનું ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા પલ્યોપમનું એમ સેષ નવનિકાયની દેવીને પણ જાણવું. એમ જાવત્ સ્થનિત કુમાર સુધી જાણવું,

**પ્રશ્ન**—હે ભગવંત, વ્યંતરિકની દેવાંઙ્ગાનું કેટલું આયુષ છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી દશહજાર વરસનું ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત,જ્યોતિષીની દેવાંઙ્ગાનુ કેટલું આયુષ છે?

**ઊત્તર**—હે ગૌતમ,જઘન્યથી પલ્યોપમનો આઠમો ભાગ ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમ તે પણ પચાસ હજાર વરસે અધિક જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, ચંદ્ર વિમાને જ્યોતિષીની દેવાંઙ્ગાનું કેટલું આયુષ છે?

**ઊ-તર**—હે ગૌતમ, જઘન્યથી પલ્યોપમનો ચોથો ભાગ ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમ તે પણ પચાસ હજાર વરસે અધિક છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સૂર્ય વિમાને જ્યોતિષીની દેવાંઙ્ગાનું કેટલુ આયુષ છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી પલ્યોપમનો ચોથો ભાગ ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમ, પાંચસે વરસે અધિક.

**પ્રશ્ન**—હે ભગવંત, શુક્રાદિક ગ્રહ વિમાને જ્યોતિષીની દેવાંઙ્ગાનું કેટલુ આયુષ છે?

**ઉતર**—હે ગૌતમ, જઘન્ય પા પલ્યનું ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યનું.

**પ્રશ્ન**—હે ભગવંત, નક્ષત્ર વિમાને જ્યોતિષીની દેવાંઙ્ગાનું કેટલુ આયુષ છે.

**ઊત્તર**—હે ગૌતમ,જઘન્યથી પલ્યોપમનો ચોથો ભાગ સંપુર્ણ ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમના ચોથા ભાગ ઝાઝેરાનું.

**પ્રશ્ન**—હે ભગવંત, તારા વિમાને જ્યોતિષીની દેવાંઙ્ગાનું કેટલુ આયુષ છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી પલ્યોપમનો આઠમો ભાગ ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો આઠમો ભાગ કંઇક અધિક. એ જ્યોતિષી દેવાંઙ્ગાનું કહ્યું. હવે વૈમાનિક દેવાંઙ્ગાનું કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, વૈમાનીક દેવાંઙ્ગાનું કેટલુ આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક પલ્યોપમનું ને ઉત્કૃષ્ટપણે પંચાવન પલ્યોપમનું.

**પ્રશ્ન**—હે ભગવંત, સૌધર્મ દેવલોકે વૈમાનીક દેવાંગ્નાનું કેટલું આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક પલ્યોપમ ને ઉત્કૃષ્ટપણે પરીગ્રહીતનું સાત પલ્યોપમનું (ને અપરીગ્રહીતનું પચાસ પલ્યોપમનું) છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ઇશાન દેવલોકે વૈમાનિક દેવાંગ્નાનું કેટલું આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક પલ્યોપમ ઝાઝેરાનું ને ઉત્કૃષ્ટપણે પરીગ્રહીત દેવીનું નવપલ્યોપમનું (ને અપરીગ્રહીતનું પંચાવન પલ્યોપમનું) જાણવું.

એ દેવતાની સ્ત્રીની ભવસ્થિતિ કહી. એ સ્ત્રીવેદની પણ ભવસ્થિતિ કહી હવે સ્ત્રી વેદની કાયસ્થિતિનો અધિકાર કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્ત્રીવેદ સ્ત્રીવેદપણે એક જીવ કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર**—હે ગૌતમ, એક પ્રકારે જઘન્યથી એક સમય (તે એમ જે કોઇ સ્ત્રી ઉપસમ શ્રેણી અવેદી થઇ તીહાંથી પડતાં એક સમય સવેદી થાતી કાળકરી દેવગતિમાં જાય. તિહાં પુરૂષવેદ પામે તે માટે) ને ઉત્કૃષ્ટપણે એકસો દશ પલ્યોપમ ક્રોડપૂર્વ પ્રથકત્વ ઝાઝેરાનું. (તે એમ જે કોઇક જીવ મનુષ્યણી અથવા તિર્યંચણીપણે ક્રોડપુર્વને આવખે પાંચ ભવ ભમીને બીજા ઇશાન દેવલોકે અપરીગ્રહિત દેવીપણે પંચાવન પલ્યને આવખે ઉપજે, ત્યાંથી ચવીને મનુષ્ય અથવા તિર્યંચમાં ક્રોડપૂર્વને આવખે ઉપજે, વળી ફરીને ઇશાન દેવલોકે અપરીગ્રહીત દેવીપણે પંચાવન પલ્યને આવખે ઉપજે, પછી નિશ્ચે સ્ત્રીવેદ છાંડે તે માટે એકસો દશ પલ્યોપમ ક્રોડપૂર્વ પ્રથકત્વે અધીક જાણવું) એ પ્રથમ પ્રકાર.

વળી એક પ્રકારે જઘન્યથી એક સમય (તે પુર્વલીપરે) ને ઉત્કૃષ્ટપણે અઢાર પલ્યોપમ ક્રોડપૂર્વ પ્રથકત્વ અધીકનું (તે એમ જે કોઇ એક જીવ મનુષ્ય અથવા તિર્યંચપણે ક્રોડપૂર્વને આવખે પાંચ ભવ ભમીને ઇશાન દેવલોકે પરીગ્રહીત દેવીપણે નવ પલ્યને આવખે ઉપજે, વળી ફરીને મનુષ્ય અથવા તિર્યંચપણે ક્રોડપૂર્વને આવખે ઉપજે ત્યાંથી ચવીને ઇશાન દેવલોકે ઉપજે, તે માટે જાણવું). એ બીજો પ્રકાર.

વળી એક પ્રકારે જઘન્યથી એક સમય (તે પુર્વલીપરે જાણવું.) ને ઉત્કૃષ્ટપણે ચૌદ પલ્યોપમ ક્રોડ પૂર્વ પ્રથકત્વે અધીક જાણવું. (તે એમ જે મનુષ્ય, તિર્યંચના પાંચ ભવ કરીને બે વાર ભવાંતરે સૌધર્મા દેવલોકે પરીગ્રહીત સ્ત્રીપણે ઉપજે, પછે વળી અન્યવેદ પામે તે માટે કહ્યું, બે ભવ ઉપરાંત દેવાંના એકાંતરે ભવ ન કરે). એ ત્રીજો પ્રકાર.

વળી એક પ્રકારે જઘન્યથી એક સમય (તે પુર્વલીપરે) ને ઉત્કૃષ્ટપણે એકસો પલ્યોપમ પ્રથકત્વ પૂર્વ ક્રોડ અધિક જાણવું, (તે એમ જે બે વાર સૌધર્મા દેવલોકે અપરીગ્રહીત દેવીપણે ઉપજે, ત્યાં પચાસ પચાસ પલ્યોપમના આઉખાના બે ભવ કરે. એક ભવને આંતરે એમ સમજવું. એકસો પલ્યોપમ ક્રોડ પૂર્વ પ્રથકત્વે અધિક પૂર્વવત જાણવું). એ ચોથો પ્રકાર.

વળી એક પ્રકારે જઘન્યથી એક સમય. (તે પૂર્વલી રીતે) ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમ પ્રથકત્વ ને ક્રોડપૂર્વ પ્રથકત્વે અધીક જાણવું. (તે એમજે સાત ભવ તિર્યંચની સ્ત્રીપણે પૂર્વ ક્રોડના આવખાના કરે ને આઠમા ભવને વિષે દેવકુરૂ, ઉત્તરકુરૂ, ક્ષેત્રે ત્રણ પલ્યોપમના આવખે જુગળણીપણે ઉપજે ત્યાંથી કાળ કરીને સૌધર્મ દેવલોકે જઘન્ય સ્થિતિએ ઉપજે એ પ્રકારે પ્રથકત્વ પલ્યોપમ ને પ્રથકત્વ પૂર્વક્રોડ અધીક થાય. તથા વળી એમ જે આઠ ભવ મનુષ્ય તિર્યંચના, ક્રોડપૂર્વને આવખે ઉપજીને અસુરકુમાર ભવનપતિની દેવીપણે સાડા-ચાર પલ્યને આવખે ઉપજે, ત્યાંથી ચવી પુનરપી (વળી) સ્ત્રીવેદે મનુષ્ય તિર્યંચ મધ્યે ઉપજી પૂર્વક્રોડીનું આયુષ પાળીને ફરી અસુરકુમાર મધ્યે સાડાચાર પલ્યને આયુષે સ્ત્રીપણે ઉપજે એ ભાવાર્થ જાણવું). એ પાંચમો પ્રકાર. એ સમચે સ્ત્રીની કાયસ્થિતિ કહી. હવે વીવરીને (વિસ્તારીને જુદી જુદી) કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોની તિર્યંચજોનીમાં સ્ત્રીવેદે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત (મછ પ્રમુખ મધ્યે) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યો-પમ ક્રોડ પૂર્વ પ્રથકત્વે અધીક. (તે એમ જે પુર્વે સાત ભવ ક્રોડપૂર્વના તિર્યંચણીમાં કરીને એક ભવ જુગળ તિર્યંચણીના કરે તે માટે.) એ સમચે તિર્યંચણીનું કહ્યું. હવે વિસ્તારીને જુદું જુદું કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, જળચરનો જળચર મધ્યે જીવ સ્ત્રીવેદે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત. (લઘુભવ આશ્રિ) ને ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વ પ્રથ-કત્વે. (આઠ ભવ જળચરના જળચર મધ્યે ક્રોડપુર્વના કરે તે માટે).

**પ્રશ્ન**—હે ભગવંત, ચતુષ્પદ થળચરનો થળચર મધ્યે જીવ સ્ત્રીવેદે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ તિર્યંચણીની સમુદાયપણે સ્થિતિ કહી તેમ ત્રણ પલ્યોપમ પ્રથ-કત્વ પૂર્વ ક્રોડ અધિક જાણવી.

પલ્યોપમ ક્રોડ પુર્વે પ્રથકત્વે અધિક (તે એમ જે પુર્વે સાત ભવ મહાવિદેહ પ્રમુખના ક્રોડ પુર્વના કરીને તે ઉપર આઠમે ભવે દેવકુરૂ પ્રમુખ ક્ષેત્રમાં ત્રણ પલ્યને આવખે ઉપજે તે માટે.) ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય (પ્રણામ આશ્રિ) ને ઉત્કૃષ્ટપણે દેસેઉણા ક્રોડ પુર્વ (તે એમ જે નવ વરસ ઉપરાંત દિક્ષા હોય માટે તે દેશેઉણા કહ્યું.)

એ સમચે કહ્યું. હવે વિસ્તારથી મનુષ્યણીની કાયસ્થિતિ કહે છે.

એમ કર્મભૂમિ ભરત, ઐરવત ક્ષેત્રના મનુષ્યની સ્ત્રીનું આયુષ્ય જાણવું પણ એટલો વિશેષ જે ક્ષેત્રે સમય આશ્રિને પ્રથમ સુખમાં સુખમ આરે જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ દેસેઉણા ક્રોડ પુર્વે અધિક (તે એમ જે પુર્વ માહાવિદેહ પ્રમુખનું મનુષ્ય દેવતા સંહેર (હરણ કરે) તે ભરતક્ષેત્રે પહેલા આરાના મનુષ્ય મધ્યે મુકે તેવારે તે દેશેઉણા ક્રોડ પુર્વ તીહાં જીવે, પછી તીહાં શુભ ધ્યાનના જોગે મરીને ફરી તીહાંજ સ્ત્રીવેદે જુગળણી ત્રણ પલ્યને આવખે થાય તે માટે કહ્યું,) ને ધર્માચરણ આશ્રિને પુછીએ તો જઘન્યથી એક સમય (તે પુર્વ પરે), ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડ પુર્વ ચારિત્ર પાળે.

**પ્રશ્ન**—હે ભગવંત, પુર્વ માહાવિદેહ, પશ્ચિમ માહાવિદેહની સ્ત્રીની કાયસ્થિતિ કેટલા કાળની છે?

**ઊત્તર**—હે ગૌતમ, ક્ષેત્ર આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વ પ્રથકત્વ. (તે એમ જે આઠ ભવ ક્રોડ પુર્વના ત્યાંના ત્યાંજ ઉત્કૃષ્ટા કરે માટે) ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય, ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડ પુર્વ ચારિત્ર પાળે.

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિ મનુષ્યની સ્ત્રીની કાયસ્થિતિ કેટલા કાળની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને જઘન્યથી દેશેઉણા પલ્યોપમ, તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણ (હેમવંત પ્રમુખે) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ. (દેવકુરૂ પ્રમુખે) ને સંહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ દેશેઉણા ક્રોડ પુર્વ અધિક (તે એમ જે માહાવિદેહ પ્રમુખના મનુષ્ય ને દેવતા સંહરી દેવકુરૂ પ્રમુખ ક્ષેત્રમાં મુકે તીહાં જઘન્યપણે અંતર્મુહુર્ત્ત મરે, ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડ પુર્વે મરે. ત્યાં શુભધ્યાને મરી ફરી ત્યાંજ વળી સ્ત્રીવેદે ત્રણ પલ્યોપમને આવખે ઉપજે એ ભાવાર્થ જાણવો.)

એ અકર્મ ભૂમિની સમચે કાયસ્થિતિ કહી. હવે વીવરીને કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ હેમવય, પાંચ ઐરણવય. અકર્મભુમિની સ્ત્રી સ્ત્રીવેદે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને પુછીએ તો જઘન્યથી દેશે ઉણા પલ્યોપમ. તે પણ પલ્યોપમને અસંખ્યાતને ભાગે ઉણું જાણવું. ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમ પુરે. ને સંહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત (તે પુર્વની રીતે) ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમ, દેશે ઉણા ક્રોડ પુર્વે અધિક. (તે પણ પુર્વની રીતે).

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ હરીવાસ, પાંચ રમ્યકવાસ, અકર્મભુમિના મનુષ્યની સ્ત્રીની કાયસ્થિતિ કેટલી છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને જઘન્યથી દેશે ઉણા બે પલ્યોપમ. તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણા જાણવા, ને ઉત્કૃષ્ટપણે બે પલ્યોપમ સંપૂર્ણ. ને સંહરણ આશ્રિને પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે બે પલ્યોપમ દેશે ઉણા ક્રોડ પુર્વ અધિક (એહની ભાવના (હકીકત) પુર્વવત.)

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ દેવકુરૂ, પાંચ ઉત્તરકુરૂની સ્ત્રીને કાયસ્થિતિ કેટલા કાળની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને જઘન્યથી દેશે ઊણા ત્રણ પલ્યોપમ ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પુરા. ને સંહરણ આશ્રિને પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ દેસે ઊણા ક્રોડ પુર્વ અધિક. ( એની ભાવના પુર્વવત. )

**પ્રશ્ન**—હે ભગવંત, છપન અંતરદ્વીપના અકર્મભૂમી મનુષ્યની સ્ત્રીને કેટલા કાળની કાયસ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને પુછીએ તો જઘન્યથી દેશે ઊણા પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઊણો ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ. ને સંહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ને દેસે ઊણા ક્રોડપૂર્વ અધીક (ભાવના પુર્વવત).

એ અકર્મભૂમિ મનુષ્યની સ્ત્રીની કાયસ્થિતિ કહી. હવે દેવાંગ્નાની કાયસ્થિતિ કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવાંગ્ના દેવાંગ્ના પણે કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની જે જે ભવ સ્થિતિ છે તેજ તેની કાયસ્થિતિ જાણવી. કેમકે (દેવાંગ્ના મરી ફરી આંતરા રહીત દેવાંગ્ના થાય નહિ) એ દેવાંગ્નાની કાયસ્થિતિ કહી.

એ સ્ત્રીવેદની કાયસ્થિતિ કહી. હવે સ્ત્રીવેદનો વિરહકાળ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્ત્રીવેદ છાંડી ફરી સ્ત્રીવેદ કેટલે કાળે પામે, ને વિચે કેટલા કાળનો અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત. (વચ્ચે એકજ લઘુભવ પુરૂપ કે નપુંસકનો કરી પાછી સ્ત્રી થાય તે માટે.) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અસંખ્યાતા પુદ્દગળ પરાવર્તનો (વનસ્પતિમાં જાય તો અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળથી. ને ક્ષેત્રથી અનંતા લોક અસંખ્યના પુદ્દગળ પરાવર્તન આવળકાને અસંખ્યાતમે ભાગે જેટલા સમય આવે તેટલા પુદ્દગળ પરાવર્તનો.

એ સ્ત્રીવેદનો સમુચ્ચે વિરહ કાળ કહ્યો. હવે વિસ્તારે કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત તિર્યંચની સ્ત્રીને કેટલો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, [illegible] ઉત્કૃષ્ટો અનંતો કાળ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત મનુષ્યની સ્ત્રીને વચ્ચે કેટલો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, ક્ષેત્ર આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો

(અનંતો) કાળ જાણવો. ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય. (તે એમ જે કોઇ સ્ત્રી ઉપસમ શ્રેણી ચઢતાં અગીયારમે ગુણઠાણે એક સમય સ્ત્રીવેદ ઉપસમાવી અવેદી થઇને પાછી પડે તેવારે સ્ત્રીવેદ ઉદય પ્રાપ્ત થાય. એ યુક્તિએ એક સમય થાય.) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ. જાવત્ અર્ધ પુદ્‌ગળ પરાવર્ત દેશેઊણાં. (તે એમ જે સમકિત વમ્યા પછી કાળે કરી સમ્યક્ત્વ પામે તે કારણે અર્ધ પુદ્‌ગળ પરાવર્ત કહ્યું

॥यथा॥ अंतो मुहुत्तमित्तंपि॥ फासियं हुइ जेहिं समत्तं॥ तेसिं
अवढ पुग्गल॥ परियट्टो चेव संसारो॥१॥

એમ જાવત કર્મભૂમિની; ભરત, ઐરવત, પુર્વ મહાવિદેહ, પશ્ચિમ મહાવિદેહે પણ એમજ જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીને કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ પ્રતી વરજીને જઘન્યથી દશ હજાર વરસને અંતર્મુહુર્ત્ત અધિક (તે એમ જે વિચે એક ભવ દેવતાનો ને એક ભવ મનુષ્ય, તિર્યંચનો ભવ કરી ફરી ત્યાં સ્ત્રીવેદે ઉપજે તે માટે કહ્યું) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો (અનંતો) કાળ અંતર પડે. અને સંહરણ આશ્રિને જઘન્ય અંતર્મુહુર્ત્ત અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિ કાળ પ્રમાણે જાણવું. એમ જાવત્ અંતરદ્વીપની સ્ત્રીને પણ જાણવું. હવે દેવાંનાનું કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતાની સર્વ સ્ત્રીને કેટલા કાળનો વચ્ચે વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો (તે એમ જે તિર્યંચ મધ્યે ઉપજીને તેમાં શુભ અધ્યવસાયથી મરી ફરીને દેવી થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો (અનંતો) કાળ જાણવો.

એ પ્રમાણે અસુર કુમારની દેવાંનાથી માંડીને બીજા ઇશાન દેવલોકની દેવાંના સુધી જાણવું.

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને જઘન્યથી દેશે ઉણા બે પલ્યોપમ. તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણા જાણવા, ને ઉત્કૃષ્ટપણે બે પલ્યોપમ સંપૂર્ણ. ને સંહરણ આશ્રિને પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે બે પલ્યોપમ દેશે ઉણા ક્રોડ પુર્વે અધિક (એહની ભાવના (હકીકત) પુર્વવત્.)

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ દેવકુરૂ, પાંચ ઉત્તરકુરૂની સ્ત્રીને કાયસ્થિતિ કેટલા કાળની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને જઘન્યથી દેશે ઊણા ત્રણ પલ્યોપમ ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પુરા. ને સંહરણ આશ્રિને પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ દેસે ઊણા ક્રોડ પુર્વે અધિક. (એની ભાવના પુર્વવત્.)

**પ્રશ્ન**—હે ભગવંત, છપન અંતરદ્વીપના અકર્મભૂમી મનુષ્યની સ્ત્રીને કેટલા કાળની કાયસ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને પુછીએ તો જઘન્યથી દેશે ઊણા પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઊણો ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ. ને સંહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ને દેસે ઊણા ક્રોડપૂર્વ અધીક (ભાવના પુર્વવત્).

એ અકર્મભૂમિ મનુષ્યની સ્ત્રીની કાયસ્થિતિ કહી. હવે દેવાંગ્નાની કાયસ્થિતિ કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવાંગ્ના દેવાંગ્ના પણે કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની જે જે ભવ સ્થિતિ છે તેજ તેની કાયસ્થિતિ જાણવી. કેમકે (દેવાંગ્ના મરી ફરી આંતરા રહીત દેવાંગ્ના થાય નહિ) એ દેવાંગ્નાની કાયસ્થિતિ કહી.

એ સ્ત્રીવેદની કાયસ્થિતિ કહી. હવે સ્ત્રીવેદનો વિરહકાળ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્ત્રીવેદ છાંડી ફરી સ્ત્રીવેદ કેટલે કાળે પામે, ને વિચે કેટલા કાળનો અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત. (વચે એકજ લઘુભવ પુરૂષ કે નપુંસકનો કરી પાછી સ્ત્રી થાય તે માટે.) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અસંખ્યાતા પુદ્દગળ પરાવર્તનનો (વનસ્પતિમાં જાય તો અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળથી. ને ક્ષેત્રથી અનંતા લોક અસંખ્યાતાં પુદ્દગળ પરાવર્તન આવળકાને અસંખ્યાતમે ભાગે જેટલા સમય આવે તેટલા પુદ્દગળ પરાવર્તના).

એ સ્ત્રીવેદનો સમચે વિરહ કાળ કહ્યો. હવે વિસ્તારે કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચની સ્ત્રીને કેટલો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, પૂર્વલીપરે ઉત્કૃષ્ટો અનંતો કાળ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્યની સ્ત્રીને વચ્ચે કેટલો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, ક્ષેત્ર આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો

(અનંતો) કાળ જાણવો. ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય. (તે એમ જે કોઇ સ્ત્રી ઉપસમ શ્રેણી ચઢતાં અગીયારમે ગુણઠાણે એક સમય સ્ત્રીવેદ ઉપસમાવી અવેદી થઇને પાછી પડે તેવારે સ્ત્રીવેદ ઉદય પ્રાપ્ત થાય. એ યુક્તિએ એક સમય થાય.) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ. જાવત્ અર્ધ પુદ્ગળ પરાવર્ત દેશેઊણાં. (તે એમ જે સમકિત વમ્યા પછી કાળે કરી સમ્યક્ત્વ પામે તે કારણે અર્ધ પુદ્ગળ પરાવર્ત કહ્યું

॥यथा॥ अंतो मुहुत्तमित्तंपि॥ फासियं हुइ जेहिं समत्तं॥ तेसिं अवड्ढ पुग्गल॥ परियट्टो चेव संसारो॥१॥

એમ જાવત કર્મભૂમિની; ભરત, ઐરવત, પુર્વ માહાવિદેહ, પશ્ચિમ માહાવિદેહે પણ એમજ જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીને કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ પડી વરજીને જઘન્યથી દશ હજાર વરસને અંતર્મુહુર્ત્તે અધિક (તે એમ જે વિચે એક ભવ દેવતાનો ને એક ભવ મનુષ્ય, તિર્યંચનો ભવ કરી ફરી ત્યાં સ્ત્રીવેદે ઉપજે તે માટે કહ્યું) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો (અનંતો) કાળ અંતર પડે. અને સંહરણ આશ્રિને જઘન્ય અંતર્મુહુર્ત્ત અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિ કાળ પ્રમાણે જાણવું. એમ જાવત્ અંતરદ્વીપની સ્ત્રીને પણ જાણવું. હવે દેવાંગ્નાનું કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતાની સર્વે સ્ત્રીને કેટલા કાળનો વચ્ચે વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો (તે એમ જે તિર્યંચ મધ્યે ઉપજીને તેવામાં શુભ અધ્યવસાયથી મરી ફરીને દેવી થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો (અનંતો) કાળ જાણવો.

એ પ્રમાણે અસુર કુમારની દેવાંગ્નાથી માંડીને બીજા ઇશાન દેવલોકની દેવાંગ્ના સુધી જાણવું.

હવે સ્ત્રીવેદનો અલ્પ બહુત્વ કહે છે.—તે અલ્પ બહુત્વ પાંચ પ્રકારનો છે, પ્રથમ સામાન્ય અલ્પબહુત્વ ૧, બીજો ત્રણ પ્રકારની તિર્યંચણીનો અલ્પબહુત્વ ૨, ત્રીજો ત્રણ પ્રકારની મનુષ્યણી સંબંધીનો અલ્પબહુત્વ ૩, ચોથો ચાર પ્રકારની દેવાંગ્ના સંબંધીનો અલ્પબહુત્વ ૪, અને પાંચમો મિશ્ર (તિર્યંચ, મનુષ્ય ને દેવતાની) સ્ત્રીનો અલ્પબહુત્વ ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, એ તિર્યંચણી, મનુષ્યણી ને દેવાંગ્ના મધ્યે કોણ કોણથકી થોડી છે, અથવા ઝાઝી છે, અથવા સરખી છે, અથવા વિશેષાધિક છે?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડી મનુષ્યની સ્ત્રી ૧, (૨૯ આંકે સંખ્યાતીજ છે ઓગણત્રીશ આંક સુધીના મનુષ્ય છે માટે) તે થકી તિર્યંચણી અસંખ્યાત ગુણી વધતી છે ૨, તેથકી દેવાંગ્ના અસંખ્યાત ગુણી છે ૩. ॥૧॥

**પ્રશ્ન**—હે ભગવંત, એ તિર્યંચણીમાં જળચરી, થળચરી ને ખેચરીમાં કોણ કોણથકી થોડી છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

**ઉ-તર**—હે ગૌતમ, સર્વથી થોડી ખેચર તિર્યંચજોનીની સ્ત્રી ૧, તેથી થળચર તિર્યંચણી સંખ્યાત ગુણી છે ૨, તેથી જળચર તિર્યંચણી સંખ્યાત ગુણી છે ૩. ॥૨॥

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્યની સ્ત્રી, તેમાં કર્મભૂમિની, અકર્મભૂમિની ને અંતર દ્વીપની મધ્યે કોણકોણ થકી થોડી છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪.

**ઉ-તર**—હે ગૌતમ, સર્વથી થોડી છપન અંતરદ્વીપ મનુષ્યની સ્ત્રી ૧, તેથી દેવકુરૂ, ઉત્તરકુરૂ અકર્મભૂમિ મનુષ્યની સ્ત્રી એ બે સરખી પણ છપન અંતરદ્વીપના મનુષ્યની સ્ત્રીથી સંખ્યાત ગુણી વધતી છે ૨, તેથી હરીવર્ષ, રમ્યકવર્ષ ક્ષેત્રના જુગળીયાની સ્ત્રી એ બે સરખી પણ દેવકુરૂ, ઉત્તરકુરૂનાથી સંખ્યાત ગુણી વધતી છે ૩, તેથી હેમવંત, ઐરણ્યવંત અકર્મભૂમિની મનુષ્યણી એ બે સરખી પણ હરીવર્ષ, રમ્યકવર્ષ ક્ષેત્રથી સંખ્યાત ગુણી વધતી છે ૪, તેથી ભરત, ઐરવત ક્ષેત્રના કર્મભૂમિ મનુષ્યની સ્ત્રી એ બે ક્ષેત્રની સરખી પણ હેમવંત, ઐરણવંત ક્ષેત્રનાથી સંખ્યાત ગુણી વધતી છે. ૫. તેથી પૂર્વમહાવિદેહ, પશ્ચિમ માહાવિદેહ એ બે ક્ષેત્રની સ્ત્રી સરખી, પણ ભરત, ઐરવત ક્ષેત્રનાથી સંખ્યાત ગુણી વધતી છે ૬. ॥૩॥

**પ્રશ્ન**—હે ભગવંત, ભવનપતિની દેવાંગ્ના, વ્યંતરિકની દેવાંગ્ના, જ્યોતિષીની દેવાંગ્ના ને વૈમાનિકની દેવાંગ્ના મધ્યે કોણ કોણથકી થોડી છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪.

**ઉ-તર**—હે ગૌતમ, સર્વથકી થોડી વૈમાનિકની દેવાંગ્ના ૧, તેથી ભવનપતિની દેવાંગ્ના અસંખ્યાત ગુણી છે ૨, તેથી વ્યંતરીકની દેવાંગ્ના અસંખ્યાત ગુણી છે ૩. તેથી જ્યોતિષીની દેવાંગ્ના સંખ્યાતગુણી વધતી છે. ૪. ॥૪॥

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચણીમાં જળચરી, થળચરી, ને ખેચરીમાં મનુષ્યણીમાં કર્મભૂમિની, અકર્મભૂમિની ને છપન અંતરદ્વીપનીમાં. દેવાંગ્નામાં ભવનપતિની દેવાંગ્ના, વ્યંતરીકની દેવાંગ્ના, જ્યોતિષીની દેવાંગ્ના ને વૈમાનીકની દેવાંગ્નામાં એટલી મધ્યે કોણ કોણથકી થોડી છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪.

**ઉ-તર**—હે ગૌતમ, સર્વથકી થોડી છપન અંતરદ્વીપના મનુષ્યની સ્ત્રી છે ૧. તેથી દેવકુરૂ, ઊત્તરકુરૂ અકર્મભૂમિ એ બે ક્ષેત્રની સ્ત્રી સરખી પણ છપન અંતરદ્વીપના મનુષ્યની સ્ત્રીથી સંખ્યાત ગુણી વધતી છે ૨. તેથી હરીવર્ષ, રમ્યક્વર્ષ એ બે ક્ષેત્રના અકર્મભૂમીની સ્ત્રી સરખી પણ દેવકુરૂ, ઊતરકુરૂના મનુષ્યની સ્ત્રીથી સંખ્યાત ગુણી વધતી છે ૩. તેથી હેમવંત, ઐરણવંત એ બે ક્ષેત્રના અકર્મભૂમિની સ્ત્રી સરખી પણ હરીવર્ષ, રમ્યક્વર્ષ ક્ષેત્રની સ્ત્રીથી સંખ્યાતગુણી વધતી છે ૪. તેથી ભરત, ઐરવત એ બે કર્મભૂમિની સ્ત્રી સરખી પણ હેમવંત, ઐરણવંત ક્ષેત્રની સ્ત્રીથી સંખ્યાતગુણે વધતી છે ૫. તેથી પુર્વમાહાવિદેહ. પશ્ચિમ માહાવિદેહ એ બે ક્ષેત્રની સ્ત્રી સરખી પણ ભરત, ઐરવત ક્ષેત્રની સ્ત્રીથ સંખ્યાત ગુણી વધતી છે ૬. તેથી વૈમાનીક દેવાંગ્ના અસંખ્યાત ગુણી વધતી છે ૭. (કેમ કે મનુષ્યની સ્ત્રી સંખ્યાતી છે અને વૈમાનીકની દેવાંગ્ના અસંખ્યાતી છે તે માટે. તેથી ભવનપતિની દેવાંગ્ના અસંખ્યાત ગુણી વધતી છે ૮. તેથી ખેચર તિર્યંચણી અસંખ્યા

ગુણી વધતી છે ૯. તેથી થળચર તિર્યંચણી સંખ્યાત ગુણી વધતી છે ૧૦. તેથી જળચર તિર્યંચણી સંખ્યાતગુણી વધતી છે ૧૧. તેથી વ્યંતરીકની દેવાંઙ્ગા સંખ્યાતગુણી વધતી છે ૧૨. તેથી જ્યોતિષીની દેવાંઙ્ગા સંખ્યાતગુણી વધતી છે ૧૩. ॥૫॥. એ પાંચ અલ્પ બહુત્વ સ્ત્રી વેદના કહ્યા.

## ૨૯ સ્ત્રી વેદનો બંધ અને તેનો વિષય કહે છે.

**પ્રશ્ન**—હે ભગવત, સ્ત્રી વેદ જે કર્મ તેહની કેટલા કાળની બંધની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક સાગરોપમના સાત ભાગ કરીયે તે માંહેલો દોઢ ભાગ તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણિ ને ઉત્કૃષ્ટપણે પંદર ક્રોડાક્રોડ સાગરોપમની છે. તેહનો પંદરસે વરસ પર્યંત તે કર્મની અબાધા છે એટલે એટલા વરસ પછી તે કર્મ ઉદય પ્રાપ્ત થાય. તે અબાધા કાળે કર્મની સ્થિતિ ઉણી કહી છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે સ્ત્રી વેદનો વિષય વિકાર શા પ્રકારે કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, ફુફ્મ તે કાષ્ટની અગ્ની તે સરખો સ્ત્રીનો વિષય છે. એ સ્ત્રી વેદનો અધિકાર પુરો થયો.

## ૩૦ પુરૂષવેદ (તિર્યંચ, મનુષ્ય ને દેવતા)નો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, પુરૂષના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે, તિર્યંચજોનીયા પુરૂષ, મનુષ્યજોનીયા પુરૂષ, ને દેવપુરૂષ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીયા પુરૂષના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. જળચર ૧, થળચર ૨, ને ખેચર ૩. એ તિર્યંચના ભેદ જેમ તેની સ્ત્રીના કહ્યા છે તેમજ. જાવત્ ખેચરપર્યંત જાણવા. એ તિર્યંચજોનીયા પુરૂષ કહ્યા.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્ય પુરૂષના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે પંદર કર્મભૂમિના ૧, ત્રીશ અકર્મભૂમિના ૨, ને છપન અંતરદ્વીપના મનુષ્ય ૩. તેનો વિસ્તાર પુર્વલી રીતે જેમ તેની સ્ત્રીનો કહ્યો છે તેમ જાણવો. એ મનુષ્ય પુરૂષ કહ્યા.

**પ્રશ્ન**— હે ભગવંત, દેવપુરૂષના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. તે જેમ દેવાંઙ્ગાના ભેદ પુર્વે કહ્યા છે તેમ જાણવા. જાવત્ સર્વાર્થસિદ્ધ દેવપુરૂષ એ દેવપુરૂષ કહ્યા.

## ૩૧ પુરૂષવેદ (તિર્યંચ, મનુષ્ય ને દેવતા) ની ભવસ્થિતિ; કાયસ્થિતિ, વિરહકાલ, ને અલ્પ બહુત્વનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, પુરૂષવેદની એકભવે કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ. જઘન્યથી અંતર્મુહૂર્ત્ત (તંદુલ મચ્છ પ્રમુખ મધ્યે.) ને ઉત્કૃષ્ટપણે તેત્રીશ

સાગરોપમની (સર્વાર્થ સિદ્ધના દેવપુરૂષ આશ્રિ) એ સમચે સ્થિતિ કહી. હવે વિસ્તારે કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીયા પુરૂષની એકભવે કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ તિર્યંચ સ્ત્રીના આયુષ્યની પરે જાણવી. એટલે સમચે તિર્યંચ પુરૂષની જઘન્ય અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટી ત્રણ પલ્યોપમની ૧ જળચર પુરૂષની જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે પુર્વક્રોડની ૨ ચૌપદ થળચર પુરૂષની જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમની ૩ ઉર્પર પરિસર્પ થળચર પુરૂષની જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વની ૪, ભૂજપર સર્પની જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે પુર્વક્રોડની ૫, ખેચર પુરૂષની જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ૬. એ તિર્યંચ પુરૂષની સ્થિતિ કહી.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્ય પુરૂષની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**--હે ગૌતમ, તેની સ્થિતિ પણ તેની સ્ત્રીની પેરે સર્વત્ર જાણવી. એટલે સમચે મનુષ્યની જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમની.–ધર્માચરણ પડીવરજીને જઘન્યથી અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વ દેશે ઉણાની (ગર્ભના સહિત નવ વરસે ઉણી)૧, કર્મભૂમિ મનુષ્ય પુરૂષની જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટી ત્રણ પલ્યોપમની.–ધર્માચરણ આશ્રિને જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા પુર્વક્રોડની ૨, ભરત, ઐરવત ક્ષેત્ર આશ્રિ મનુષ્ય પુરૂષની જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમની (પહેલા આરા આશ્રિ)–ધર્માચરણ આશ્રિને જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટી દેશે ઉણા પુર્વક્રોડની ૩, પુર્વ માહાવિદેહ ને પશ્ચિમ માહાવિદેહ ક્ષેત્રના મનુષ્ય પુરૂષ આશ્રિ જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટી પુર્વક્રોડની.–ધર્માચરણ આશ્રિને જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટી દેશે ઉણા પુર્વક્રોડની ૪, સમચે અકર્મભૂમિના મનુષ્ય પુરૂષની જનમ આશ્રિ જઘન્ય એક પલ્યોપમ તેમાં એક પલ્યોપમના અસંખ્યાતમા ભાગ ઉણાની ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમની.–સંહરણ આશ્રિ જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા પુર્વક્રોડની ૫, હેમવય, ઐરણવય. અકર્મભૂમિના મનુષ્ય પુરૂષની જનમ આશ્રિ જઘન્ય એક પલ્યોપમ તેમાં પલ્યનો અસંખ્યાતમા ભાગ ઉણાની ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમની.–સંહરણ આશ્રિ જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડપુર્વની ૬, હરિવાસ, રમ્યકવાસ અકર્મભૂમિના મનુષ્ય પુરૂષની જન્મ આશ્રિ જઘન્ય બે પલ્યોપમ તેમાં પલ્યનો અસંખ્યાતમો ભાગ ઉણાની ને ઉત્કૃષ્ટપણે બે પલ્યોપમ પુરાની—સંહરણ આશ્રિ જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડપુર્વની ૭, દેવકુરૂ, ઉત્તરકુરૂ અકર્મભૂમિના મનુષ્ય પુરૂષની જન્મ આશ્રિ જઘન્ય ત્રણ પલ્યોપમ, તેમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ ઉણાની ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પુરાની. સંહરણ આશ્રિ જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા પુર્વ ક્રોડની ૮. છપન અંતરદ્વીપાના અકર્મભૂમિ મનુષ્ય પુરૂષની જન્મ આશ્રિ જઘન્ય દેશે ઉણા પલ્યોપમના અસંખ્યાતમા ભાગની ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગની.–સંહરણ આશ્રિ જઘન્ય અંતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડપુર્વની ૯. એ મનુષ્ય પુરૂષની સ્થિતિ કહી.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવ પુરૂષની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જાવત્ સર્વાર્થસિદ્ધ પર્યંત જેમ શ્રી પનવણાજી સૂત્રને વિષે સ્થિતિ કહી છે તેમ નિરવિશેષ જાણવી. તે એમકે સમચે દેવપુરૂષની જઘન્ય દશ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે ૩૩ સાગરોપમની ૧-અસૂર કુમાર દેવ પુરૂષની જઘન્ય દસ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે એક સાગરોપમ ઝાઝેરાની ૧-નાગકુમાર ૧, સૂવર્ણકુમાર ૨, વિધ્યુતકુમાર ૩, અગ્નીકુમાર-૪, દ્વીપકુમાર ૫, ઉદધિકુમાર ૬, દિશાકુમાર ૭, પવનકુમાર ૮, ને સ્થનિત કુમાર ૯, એ નવનિકાયના દેવપુરૂષની જઘન્ય દશ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા બે પલ્યોપમની ૨–વાણવ્યંતર દેવ પુરૂષની જઘન્ય દસ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમની ૩-જ્યોતિપિ દેવપુરૂષની જઘન્ય પલ્યોપમના આઠમા ભાગની ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમને એક લાખ વરસની ૪—વૈમાનિક દેવમાં પહેલે દેવલોકે દેવપુરૂષની જઘન્ય એક પલ્યોપમની ને ઉત્કૃષ્ટપણે બે સાગરોપમની–બીજે દેવલોકે દેવપુરૂષની જઘન્ય એક પલ્યોપમ ઝાઝેરાની ને ઉત્કૃષ્ટપણે બે સાગરોપમ ઝાઝેરાની;–ત્રીજા દેવલોકના દેવપુરૂષની જઘન્ય ૨ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૭ સાગરોપમની—ચોથા દેવલોકના દેવપુરૂષની જઘન્ય ૨ સાગરોપમ ઝાઝેરાની ને ઉત્કૃષ્ટપણે ૭ સાગરોપમ ઝાઝેરાની—પાંચમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૭ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૦ સાગરોપમની—છઠે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૦ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૪ સાગરોપમની—સાતમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૪ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૭ સાગરોપમની—આઠમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૭ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૮ સાગરોપમની—નવમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૮ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૯ સાગરોપમની—દસમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૯ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૦ સાગરોપમની—અગ્યારમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૨૦ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૧ સાગરોપમની—બારમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૨૧ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૨ સાગરોપમની—નવગ્રીવેયકમાં પહેલી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૨ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૩ સાગરોપમની—બીજી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૩ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૪ સાગરોપમની—ત્રીજી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૪ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૫ સાગરોપમની—ચોથી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૫ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૬ સાગરોપમની—પાંચમી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૬ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૭ સાગરોપમની—છઠી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૭ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૮ સાગરોપમની—સાતમી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૮ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૯ સાગરોપમની—આઠમી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૯ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૩૦ સાગરોપમની—નવમી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૩૦ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૩૧ સાગરોપમની—ચાર અનુત્તર વૈમાનિક (વિજય ૧ વિજયંત ૨ જયંત ૩ ને અપરાજીત ૪) દેવપુરૂષની—જઘન્ય ૩૧ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૩૩ સાગરોપમની—સર્વાર્થસિદ્ધ વૈમાનિક દેવપુરૂષની જઘન્ય ને ઉત્કૃષ્ટી સ્થિતિ ૩૩ સાગરોપમની જાણવી ૫. એ પુરૂષવેદની ભવ સ્થિતિ કહી. હવે પુરૂષવેદની કાયસ્થિતિ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પુરૂષવેદનો પુરૂષવેદપણે જીવ કેટલા કાળ સુધી રહે?

**ઊ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત. (તંદુલ મચ્છાદીકમાં) ને ઉત્કૃષ્ટપણે પ્રથકત્વ સો સાગરોપમ ઝાઝેરી (તે મનુષ્ય, તિર્યંચ ને દેવતા મધ્યે પુરૂપવેદે ભવ કરે.) એ સમચે કાયસ્થિતિ કહી. હવે વીવરીને કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીમાં પુરૂપવેદનો પુરૂપવેદે જીવ કેટલો કાળ રહે?

**ઊ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત (તંદુલ મચ્છાદિકમાં) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યો-પમ પ્રથકત્વ ક્રોડપૂર્વ અધીક રહે. (તે એમ જે સાતભવ પુર્વક્રોડીના આયુષ્યના પુરૂપવેદે ભોગવીને આઠમો ભવ જુગળ પુરૂપનો ત્રણ પલ્યને આવખે ભોગવે. એ ભાવાર્થ જાણવો.) એમ જે સ્થિતિનો કાળ જેમ સ્ત્રીનો કહ્યો છે તેમ ખેચર તિર્યંચ સુધી પુરૂપનો પણ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્યમાં પુરૂપનો પુરૂપવેદે જીવ કેટલો કાળ રહે?

**ઉ-તર**—હે ગૌતમ, મનુષ્યક્ષેત્ર આશ્રિ જઘન્યથી અંતર્મુહુર્ત્ત (તે એમ જે માતાના ઉદર (પેટ)માં આવીને અંતર્મુહુર્ત્તે મરે). ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પ્રથકત્વ ક્રોડ પુર્વ અધિક. (તે એમ જે સાત ભવ ક્રોડ પૂર્વને આવખે પુરૂપવેદ ભોગવીને આઠમો ભવ ત્રણ પ્રલ્યો-પમને આવખે દેવકુરૂ પ્રમુખ મધ્યે જુગળ પુરૂપપણે ભવ કરે, એ ભાવાર્થ), ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત (ચારીત્ર લેતી વેળાએ મૃત્યુ પામે તે માટે.) ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડપૂર્વ. એમ સર્વ ભરત, ઐરવત જાવત્ પૂર્વ મહાવિદેહ. પશ્ચિમ મહાવિદેહે પણ આપ આપણા ક્ષેત્રની સ્ત્રીની કાયસ્થિતિ કહી છે તેમજ જાણવી.

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિના પુરૂપ, પુરૂપવેદે કેટલા કાળ સુધી રહે?

**ઉ-તર**—હે ગૌતમ, જેમ અકર્મભુમિ મનુષ્યણીની સ્થિતિ કહી છે તેમ જાણવી. જાવત અંતરદ્વીપે પણ તેની સ્ત્રીની પરે જાણવું. એ મનુષ્ય પુરૂપની કાયસ્થિતિ કહી.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મધ્યે પુરૂપનો પુરૂપવેદે જીવ કેટલા કાળ સુધી રહે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના જે ભવસ્થિતિ છે તેટલીજ કાયસ્થિતિ છે (કેમકે દેવતા મરી દેવતા થાય નહીં.) એ દેવપુરૂપની કાયસ્થિતિ કહી. એ પુરૂપવેદની કાયસ્થિતિ કહી, હવે પુરૂપવેદનો વિરહકાળ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્ય પુરૂષને કેટલા કાળનો વિરહ પડે?

**ઊ-તર**—હે ગૌતમ, ક્ષેત્રઆશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્તનો ને ઉત્કૃષ્ટપણે અનંત (વનસ્પતિનો) કાળ અંતર પડે. ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય (તે પુર્વેલી રીતે) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ, તે પણ અનંતી ઉત્સર્પિણી, અવસર્પિણી જાવત્ અર્ધ પુદગળ પરાવ-ર્તન દેશે ઉણુ અંતર પડે. (સમ્યકત્વ પામ્યા પછી એટલું સંસારમાં રહી મોક્ષ જાય) એમ કર્મભૂમિના ભરત, ઐરવત ને માહાવિદેહના મનુષ્યને પણ એમજ અંતર સ્ત્રીની પેરે કહેવો, ને ધર્મઆશ્રિ જઘન્ય એક સમય (અવેદી ગુણઠાણે ચડી ને પછે પડતાં એક સમય કહ્યો છે) તેમજ સ્ત્રીની પરે કહેવું. તેમજ અકર્મભૂમિના ને અંતર દ્વીપના પુરૂષને પણ તેની સ્ત્રીને પુર્વે કહ્યો છે તેમ અંતર કહેવો. એ મનુષ્ય પુરૂષનો વિરહકાળ કહ્યો.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવ પુરૂષને વચ્ચે કેટલા કાળનો અંતર પડે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો (તે એમ જે દેવતા ચવીને તિર્યંચ મધ્યે માતાના ઉદરમાં આવી ઉપજે ત્યાં અંતર્મુહુર્ત્ત મધ્યે સારા અધ્યવસાયથકી મરીને પાછો ફરી દેવતા પુરૂષવેદે થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ. (વનસ્પતિ મધ્યે) એમ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી ને સહસાર આઠમા દેવલોક સુધી અંતર જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો કાળ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, નવમા આણંત દેવલોકના દેવતાને કેટલા કાળનો વિરહ પડે?

**ઊ-તર**—હે ગૌતમ, જઘન્યથી વરસ પ્રથકત્વ (તે એમ જે નવ વરસની અંદર વૃત્ત ઉદય આવે નહીં તે માટે નવ વરસનો થઇ વૃત્ત લઇને નવમા દેવલોક પ્રમુખે ઉપજે) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો કાળ અંતર પડે એમ જાવત્ નવમા ગ્રૈવેયક પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ અનુત્તરવાસી દેવપુરૂપને કેટલો અંતર પડે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી વરસ પ્રથકત્વ (તે પુર્વપરે) ને ઉત્કૃષ્ટપણે સંખ્યાતા સાગરોપમ ઝાઝેરાનો અંતર પડે. એ દેવપુરૂપનો અંતર કહ્યો. એ પુરૂપવેદનો વિરહકાળ કહ્યો હવે પુરૂષવેદનો અલ્પબહુત્વ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચપુરૂષ, મનુષ્યપુરૂષ ને દેવપુરૂષ મધ્યે કોણ કોણથી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪.

**ઉત્તર**—હે ગૌતમ, જેમ તેમની સ્ત્રીઓમાં અલ્પબહુત્વ કહ્યો છે તેમજ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચમાં ને મનુષ્યમાં એ સહુ સહુમાં અલ્પબહુત્વ શી રીતે છે?

**ઉ-તર**—હે ગૌતમ, જેમ પુર્વે તેની સ્ત્રીઓને કહ્યો છે તેમજ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતામાં ભવનપતિ ૧, વ્યંતર ૨, જ્યોતિષી ૩, ને વૈમાનિકમાં કોણ કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪.

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથી થોડા વૈમાનિક દેવતા પુરૂપવેદે છે ૧ ને થકી ભવનપતિ દેવતા

પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૨, તેથી વ્યંતર દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૩, તેથી જ્યોતિષી દેવતા પુરૂષવેદે સંખ્યાત ગુણા છે ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચ જોનીયા પુરૂષમાં જળચર, થળચર, ને ખેચર. મનુષ્ય પુરૂષ મધ્યે કર્મભૂમિના, અકર્મભૂમિના ને અંતરદ્વીપના, દેવપુરૂષમાં ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી ને વૈમાનિક સૌધર્મા દેવલોક જાવત્ સર્વાર્થ સિદ્ધના દેવતા એટલા મધ્યે કોણ કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪.

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથી થોડા છપન અંતરદ્વીપના મનુષ્ય પુરૂષવેદે છે ૧, તેથી દેવકુરૂ, ઉત્તરકુરૂ અકર્મભૂમિના મનુષ્ય પુરૂષવેદે એ બે ક્ષેત્રના સરખા પણ છપન અંતરદ્વીપનાથી સંખ્યાત ગુણા છે ૨, તેથી હરિવર્ષ, રમ્યકવર્ષ, એ બે ક્ષેત્રના મનુષ્ય સરખા પણ દેવકુરૂ, ઉતરકુરૂનાથી સંખ્યાત ગુણા છે ૩, તેથી હેમવંત, ઐરણવંત એ બે ક્ષેત્રના જુગળ સરખા પણ હરિવર્ષ, રમ્યકવર્ષ ક્ષેત્રથી સંખ્યાત ગુણા છે ૪, તેથી ભરત, ઐરવત એ બે ક્ષેત્રના પુરૂષ સરખા પણ હેમવંત, ઐરણવંતથી સંખ્યાત ગુણા છે ૫, તેથી પુર્વ-માહાવિદેહ, પશ્ચિમ માહાવિદેહ એ બે ક્ષેત્રના પુરૂષ સરખા પણ ભરત, ઐરવતનાથી સંખ્યાત ગુણા છે ૬, તેથી પાંચ અનુત્તર વૈમાનના દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે૭, તેથી ઉપરની ત્રણ ગ્રૈવેયકના દેવતા સંખ્યાત ગુણા ૮, તેથી મધ્યમ (વચલી) ત્રણ ગ્રૈવેયકના દેવતા સંખ્યાત ગુણા ૯, તેથી હેઠલી ત્રણ ગ્રૈવેયકના દેવતા સંખ્યાત ગુણા ૧૦, તેથી અચ્યુત બારમા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા ૧૧, તેથી અગ્યારમા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા ૧૨, તેથી દશમા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા ૧૩, તેથી નવમા દેવલોકના દેવતા સંખ્યાત ગુણા ૧૪, તેથી સહસાર આઠમા દેવલોકના દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ( તિર્યંચ મરી આઠમા દેવલોક સુધી જાય માટે ) ૧૫, તેથી સાતમા માહાશુક્ર દેવલોકના દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૧૬, તેથી લાંતક દેવલોકના દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૧૭, તેથી પાંચમા દેવલોકના દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૧૮, તેથી ચોથા દેવલોકના દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૧૯, તેથી ત્રીજા સનંતકુમાર દેવલોકના દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૨૦, તેથી બીજા ઇશાન દેવલોકના દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૨૧. તેથી પેલા સુધર્મા દેવલોકના દેવતા પુરૂષવેદે સંખ્યાત ગુણા છે ૨૨, તેથી ભવનપતિ દેવતા પુરૂષ વેદે અસંખ્યાત ગુણા છે ૨૩, તેથી ખેચર તિર્યંચ પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૨૪, તેથી થળચર તિર્યંચ જોનીયા પુરૂષ સંખ્યાત ગુણા છે ૨૫, તેથી જળચર તિર્યંચ જોનીયા પુરૂષ સંખ્યાત ગુણા છે ૨૬, તેથી વ્યંતરીક દેવતા પુરૂષવેદે સંખ્યાત ગુણા છે ૨૭, તેથી જ્યોતિષી દેવતા પુરૂષવેદે સંખ્યાત ગુણા છે ૨૮. એ પુરૂષવેદનો અલ્પબહુત્વ થયો.

### ૬૨ પુરૂષવેદનો બંધ અને તેના વિષય કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પુરૂષવેદના બંધની સ્થિતિ કેટલા કાળની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી આઠ વરસની ને ઉત્કૃષ્ટપણે દસ ક્રોડાક્રોડ સાગરોપમની [illegible] એક હજાર વરસનો અબાધાકાળ છે. એ અબાધા કાળે ઊણી કર્મની સ્થિતિ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પુરૂષવેદ જે કર્મ તેનો વિષય વિકાર કેવો છે?

**ઊત્તર**—હે ગૌતમ, વન દવાગ્નિ જ્વાળા સમાન એહનો વિષય છે. એ પુરૂષનો અધિકાર પુરો થયો.

## ૩૩ નપુંસકવેદ (નારકી, તિર્યંચ ને મનુષ્ય) નો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, નપુંસકના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે, નારકી નપુંસક ૧, તિર્યંચ જોનીયા નપુંસક ૨, ને મનુષ્ય નપુંસક ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, નારકી નપુંસકના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના સાત ભેદ છે. રત્નપ્રભા પૃથ્વીના નારકી નપુંસક ૧, શકરપ્રભા ૨, વાલુપ્રભા ૩, પંકપ્રભા ૪, ધુમપ્રભા ૫, તમપ્રભા ૬, ને તમતમાપ્રભા પૃથ્વીના નારકી નપુંસક ૭.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીયા નપુંસકના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે. એકેંદ્રિ તિર્યંચ જોનીયા નપુંસક ૧, એમ બેઇંદ્રી ૨, તેઇંદ્રી ૩, ચઉરેંદ્રી ૪, ને પચેંદ્રી તિર્યંચ જોનીયા નપુંસક ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, (પૃથ્વી ૧, પાણી ૨, અગ્ની ૩, વાય ૪, ને વનસ્પતિકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસક ૫.)

**પ્રશ્ન**—હે ભગવંત, બેઇંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે. તે પૂર્વે કહ્યા છે તેમ જાણવા. એમ તેરેંદ્રિ, ચઉરેંદ્રિના પણ પૂર્વે ભેદ કહ્યા છે તેમ જાણવા.

**પ્રશ્ન**—હે ભગવંત, પચેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. જળચર ૧, થળચર ૨, ને ખેચર ૩. એ જળચર પ્રમુખના ભેદ જેમ પૂર્વે કહ્યા છે તેમ જાણવા. અશાળીયા સહીત કહેવા.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્ય નપુંસકના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. કર્મભૂમિ ૧, અકર્મભૂમિ ૨, ને અંતરદ્વીપના ૩, એના ભેદ જેમ પૂર્વે કહ્યા છે તેમ જાણવા. એ નપુંસકના ભેદ કહ્યા.

## ૩૪ નપુંસક વેદ. (નારકી, તિર્યંચ ને મનુષ્ય) ની ભવસ્થિતિ, કાયસ્થિતિ, વિરહકાળ, ને અલ્પબહુત્વનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, નપુંસકવેદની એકભવે કેટલા કાળની સ્થિતિ છે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત (સાધારણ વનસ્પતિકાય મધ્યે,) ને ઉત્કૃષ્ટપણે તેત્રિશ સાગરોપમની (સાતમી નરકના નારકીને). એ સમચે ભવસ્થિતિ કહી.

**પ્રશ્ન**—હે ભગવંત, નારકી નપુંસકની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસની (પ્રથમ નરકને પ્રથમ પાઠડે), ને ઉત્કૃષ્ટપણે તેત્રિશ સાગરોપમની (સાતમી નરકે છે.) એ સર્વ નારકીની સ્થિતિ જાણવી. (એક, ત્રણ, સાત, દશ, સત્તર, બાવીશ ને તેત્રિશ સાગરની ઉત્કૃષ્ટી સ્થિતિ.) એ નારકી નપુંસકની ભવસ્થિતિ કહી.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીયા નપુંસકની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ભગવંત, જઘન્યથી અંતર્મુહુર્ત્ત (સુક્ષ્મ પ્રમુખ મધ્યે), ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વની (સમુર્છિમ પ્રમુખને.) એ તિર્યંચ નપુંસકની સમચે ભવસ્થિતિ કહી.

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકની કેટલી સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તની (સુક્ષ્મ મધ્યે) ને ઉત્કૃષ્ટપણે બાવીશ હજાર વરસની (ખર-કઠણ પૃથ્વી મધ્યે). એ એકેંદ્રિ તિર્યંચ નપુંસકની સમચે કહી.

**પ્રશ્ન**—હે ભગવંત, પૃથ્વીકાય એકેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તની (સુક્ષ્મ પૃથ્વી પ્રમુખ મધ્યે,) ને ઉત્કૃષ્ટપણે બાવીશ હજાર વરસની. (ખર પૃથ્વી મધ્યે) એમ સર્વ પૃથ્વ્યાદિક નપુંસકનું આયુષ્ય જેટલું જેનું છે તેટલું તેનું કહેવું. એ એકંદ્રિ નપુંસક કહ્યા.

**પ્રશ્ન**—હે ભગવંત, બેઇંદ્રિ તિર્યંચ નપુંસકનું આયુષ્ય કેટલા કાળનું છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેનું બાર વરસનું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તેઇંદ્રિ તિર્યંચ નપુંસકની સ્થિતિ કેટલી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની સ્થિતિ ઓગણપચાશ દીવસની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચૌરેંદ્રિ તિર્યંચ નપુંસકની એક ભવે કેટલી સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની છ મહિનાની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પચેંદ્રિ તિર્યંચ નપુંસકની કેટલી સ્થિતિ છે?

**પ્રશ્ન**—હે ભગવંત, કર્મભૂમિ, ભરત, ઐરવત, પુર્વ માહાવિદેહ, ને પશ્ચિમ માહાવિદેહના નપુંસકની કેટલા કાળની સ્થિતિ છે?

**ઊ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વની, ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે દેશોઉણા ક્રોડપુર્વની.

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિના નપુંસકને કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જન્મ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્તની છે (અકર્મભૂમિ મધ્યે ગર્ભજ મનુષ્ય નપુંસક નથી, તે માટે સમુર્છિમની સ્થિતિ કહી). ને સંહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે દેશોઉણા ક્રોડપુર્વની. એહનો વિચાર પુર્વે કહ્યો છે તેમ જાણવો. એમ જાવત્ અંતરદ્વીપના મનુષ્ય નપુંસકને પણ જાણવું. હવે નપુંસક વેદની કાયસ્થિતિ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, નપુંસકવેદનો નપુંસકવેદપણે જીવ કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક સમય (ઉપસમ શ્રેણીઆશ્રિ) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ રહે. (વનસ્પતિ મધ્યે) એ નપુંસકવેદની સમચે કાયસ્થિતિ કહી. હવે વિશેષથી કહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, નારકી નપુંસક નારકી નપુંસકપણે કેટલો કાળ રહે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસ, ને ઉત્કૃષ્ટપણે તેત્રિશ સાગરોપમ રહે. (તે નારકીને જે ભવસ્થિતિ છે તેજ કાયસ્થિતિ જાણવી, કેમકે નારકી મરી નારકી થાય નહીં માટે) એ નારકીના સમચે કાયસ્થિતિ કહી. એમ જે વળી સાતે નરકે જે જે નારકીને તેની જે ભવસ્થિતિ છે તેજ તેની કાયસ્થિતિ કહેવી. હવે તિર્યંચની કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીયા જીવ નપુંસકવેદના નપુંસકવેદે કેટલો કાળ રહે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ. એ સમચે કહ્યું.

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસક નપુંસકવેદે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ તિર્યંચ નપુંસકની સમુદાયપણે કાયસ્થિતિ કહી છે તેમ જાણવી.

**પ્રશ્ન**—હે ભગવંત, પૃથ્વી, પાણી, અગ્ની ને વાયુકાય એકેંદ્રિ નપુંસક નપુંસકપણે કેટલો કાળ રહે?

**ઊ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ રહે, તે પણ અસંખ્યાતી ઉત્સર્પિણી, અવસર્પિણી રહે. ને ક્ષેત્રથી અસંખ્યાતા લોક મધ્યે જેટલા આકાસ પ્રદેશ છે તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી પ્રથવ્યાદિક મધ્યે રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, વનસ્પતિકાય એકેંદ્રિ તિર્યંચ નપુંસક નપુંસકપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ. જેમ સમચે કહ્યુંછે. તેમ જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, બેદંદ્રિ, તેદંદ્રિ ને ચોરેંદ્રિ નપુંસક નપુંસકવેદે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે સંખ્યાતો કાળ રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, પચેંદ્રિ તિર્યંચ નપુંસકવેદનો નપુંસકવેદે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વ પ્રથકત્વ. (આઠ ભવ ક્રોડપુર્વના થઇને.) એ સમચે પચેંદ્રિ તિર્યંચનું કહ્યું.

**પ્રશ્ન**—હે ભગવંત, જળચર, ચતુષ્પદ થળચર, ઉરપરસર્પ ને ભૂજપરસર્પ નપુંસકવેદી નપુંસકવેદપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વ પ્રથકત્વ સુધી રહે. એ તિર્યંચ નપુંસક વેદની કાયસ્થિતિ કહી. હવે મનુષ્ય નપુંસકની કાયસ્થિતિ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્ય નપુંસકવેદનો નપુંસકવેદપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, ક્ષેત્ર આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વ પ્રથકત્વ. ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય. (તે એમ જે નપુંસક મનુષ્ય **અગ્યારમાં ગુણ સ્થાનક સુધીમાં અવેદી થઇને** પાછો પડતો એક સમય નપુંસકવેદ અનુભવીને ત્યાંથી મરીને દેવગતીમાં જાય ત્યાં પુરૂષવેદ પામે એટલે એક સમય નપુંસકવેદપણે રહે) ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડપૂર્વ રહે. એ સમચે કહ્યું.

તેમજ કર્મભૂમિ ભરત, ઐરવત, પુર્વ માહાવિદેહ ને પશ્ચિમ માહાવિદેહે પણ જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિયા મનુષ્ય નપુંસકને નપુંસકપણે કેટલી કાયસ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જન્મઆશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્ત (સમુર્છિમ છે માટે), ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્ત પ્રથકત્વની (તે એમ જે તીહાંજ ફરી સમુર્છિમ મનુષ્યના આઠ ભવ કરે તે માટે. ગર્ભજ મનુષ્ય નપુંસક તો ત્યાં હોય નહીં માટે સમુર્છિમનું કહ્યું. એ ભાવ જાણવો). ને સંહરણઆશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડ પુર્વની સ્થિતિ છે. એ સમચે કહ્યું. તેમજ સર્વ અકર્મભૂમિનું. જાવત્ છપન અંતરદ્વીપ સુધીનું જાણવું. એ મનુષ્ય નપુંસકની કાયસ્થિતિ કહી. એ નપુંસકવેદની કાયસ્થિતિ કહી. હવે નપુંસકવેદનો વિરહકાળ કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, નપુંસકવેદ છેદીને ફરી નપુંસકવેદ કેટલે કાળે પામે ને વચ્ચે કેટલો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ( લઘુભવ આશ્રિ ) ને ઉત્કૃષ્ટપણે પ્રથકત્વ સો સાગર ઝાઝેરનો (તે સાગરોપમ સત પ્રથકત્વ એટલે નવસો સાગરોપમ ઉપરાંત સ્ત્રી કે પુરૂષ વેદમાં રહે નહીં તે માટે.) એ સમચે કહ્યું.

**પ્રશ્ન**—હે ભગવંત, નારકીનપુંસક નારકીપણે કેટલે કાળે ઉપજે, ને વચ્ચે કેટલો વિરહપડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત (તંદુલ મચ્છ પ્રમુખમાં) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ. (વનસ્પતિ મધ્યે) એ સમચે નારકીનો કહ્યો. હવે જુદો જુદો કહેછે,

ઊ-તર—હે ગૌતમ, ભવધારણી જઘન્ય આંગુલને અસંખ્યાતમે ભાગે ને ઉત્કૃષ્ટપણે બાસઠ ધનુષ બે હાથ, ને ઉત્તર વૈક્રીય જઘન્ય આંગુળને સંખ્યાતમે ભાગે ને ઉત્કૃષ્ટપણે એકસો પચવીશ ધનુષની છે.

પ્રશ્ન—હે ભગવંત, પાંચમી નરકના નારકીના શરીરની અવગાહના કેવડી છે?

ઉ-તર—હે ગૌતમ, ભવધારણી જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટી એકસો પચવીશ ધનુષ, ને ઉત્તર વૈક્રીય જઘન્ય આંગુલનો સંખ્યાતમોભાગ ને ઉત્કૃષ્ટ અઢીસો ધનુષની છે.

પ્રશ્ન—હે ભગવંત, છઠી નરકના નારકીના શરીરની અવગાહના કેવડી છે?

ઉ-તર—હે ગૌતમ, ભવધારણી જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટપણે અઢી સો ધનુષ ને ઉત્તર વૈક્રીય જઘન્ય આંગુલનો સંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટપણે પાંચસે ધનુષ્યની છે.

પ્રશ્ન—હે ભગવંત, સાતમી નરકના નારકીના શરીરની અવગાહના કેવડી છે?

ઉ-તર—હે ગૌતમ, ભવધારણી શરીરની અવગાહના જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે. (ઉપજતી વેળાએ.) ને ઉત્કૃષ્ટપણે પાંચસો ધનુષ્યની. ને ઉત્તર વૈક્રીય શરીરની અવગાહના જઘન્ય આંગુલને સંખ્યાતમે ભાગે. (કરતી વેળાએ.) ને ઉત્કૃષ્ટપણે એક હજાર ધનુષ્યની છે.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકીના શરીર કયા સંઘયણનાં છે?

ઉત્તર—હે ગૌતમ, છ સંઘયણથકી રહીત છે, એટલે અસંઘયણી છે. કેમકે હાડ, રૂધીર, નસાજાળ નથી, તે કારણે સંઘયણ નથી. ને જે પુદ્ગળ અનીષ્ટ જાવત્ અમનોજ્ઞ તે તેહના શરીર સંઘાતપણે પરણમે છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકીના શરીર કયે સંસ્થાને છે?

ઉ-તર—હે ગૌતમ, તેના શરીર બે પ્રકારે છે. એક ભવધારણી શરીર, ને બીજા ઉત્તર વૈક્રીય શરીર. તેમાં જે ભવધારણી શરીર તે હુંડ સંસ્થાને છે. ને ઉત્તર વૈક્રીય શરીર તે પણ હુંડ સંસ્થાને છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીનાં નારકીનાં શરીર કેવે વર્ણે છે?

ઉ-તર—હે ગૌતમ, કાળા છે કાળીજ પ્રભા છે. જાવત્ ઉત્કૃષ્ટે કાળે વર્ણે છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકીના શરીરનો કેવો ગંધ છે?

ઉત્તર—હે ગૌતમ, તે યથા દ્રષ્ટાંતે કહે છે. જેહવાં સર્પનાં મડાં. એમ જાવત્ પુર્વપરે નરકાવાશાની દુર્ગંધ કહી તેમ વર્ણન કરવો. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકીના શરીર કેવે સ્પર્શે છે?

ઉ-તર—હે ગૌતમ, ફાટી શરીરની ચામડી છે, માઠી કાંત છે, કઠીણ સ્પર્શ છે. જેહવો

બળેલ કાષ્ટ હોય તેહવી શરીરની ચામડીનો સ્પર્શ છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકીને કેવા પુદગળ સ્વાસોસ્વાસપણે પરણમે છે?

**ઉત્તર**—હે ગૌતમ, જે પુદગળ અનિષ્ટ જાવત્ અમનોજ્ઞ છે, તે પુદગળ નારકીને શ્વાસોશ્વાસ પણે પરણમે છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું. વળી સાતે નરકે આહારના પુદગળ પણ એમજ જાણવાં.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકીને કેટલી લેશ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક કાપોત લેશ્યા છે. એમ શકરપ્રભા બીજી નરકે પણ એક કાપોત લેશ્યા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્રીજી વાળુપ્રભાએ કેટલી લેશ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે લેશ્યા છે. નીલ લેશ્યા ૧, ને કાપોત લેશ્યા ૨. તેમાં જે કાપોત લેશ્યાના ધણી નારકી તે ઝાઝા છે ને નીલ લેશ્યાના ધણી નારકી તે થોડા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચોથી પંકપ્રભા નરકના નારકીને કેટલી લેશ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક નીલ લેશ્યા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચમી ધુમપ્રભા નરકના નારકીને કેટલી લેશ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને બે લેશ્યા છે. કૃષ્ણ લેશ્યા ૧, ને નીલ લેશ્યા ૨. તેમાં જે નીલ લેશ્યાના ધણી નારકી તે ઝાઝા છે ને કૃષ્ણ લેશ્યાના ધણી નારકી તે થોડા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, છઠી તમપ્રભા નરકના નારકીને કેટલી લેશ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક કૃષ્ણ લેશ્યા છે, ને સાતમી નરકે પરમ કૃષ્ણ લેશ્યા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી શું સમ્યકત્વ દ્રષ્ટી છે? કે મિથ્યાત્વ દ્રષ્ટી છે? કે સમમિથ્યાત્વ દ્રષ્ટી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમ્યકત્વ દ્રષ્ટી પણ છે, મિથ્યાત્વ દ્રષ્ટી પણ છે, ને સમમિથ્યાત્વ દ્રષ્ટી પણ છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી શું જ્ઞાની છે, કે અજ્ઞાની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જ્ઞાની પણ છે, ને અજ્ઞાની પણ છે. તેમાં જે જ્ઞાની છે તે નિશ્ચે ત્રણ જ્ઞાનના ધણી છે. મતિજ્ઞાન ૧, શ્રુતજ્ઞાન ૨, ને અવધજ્ઞાન ૩, ને જે અજ્ઞાની છે તેમાં કેટલાએક બે અજ્ઞાનના ધણી છે, ને કેટલાએક ત્રણ અજ્ઞાનના ધણી છે. વળી તેમાં જે બે અજ્ઞાનના ધણી છે તે નિશ્ચે મતિઅજ્ઞાન ને શ્રુતઅજ્ઞાનના ધણી છે. ને જે ત્રણ અજ્ઞાનના ધણી છે તે નિશ્ચે મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન ને વિભંગ જ્ઞાનના ધણી છે. (જે બે અજ્ઞાન કહ્યાં તે પહેલી નરકે સમુર્છિમ તિર્યંચ ઉપજે તે ભણી કહ્યું, કેમકે તેને ઉપજતી વેળાએ અપર્યાપ્તા લગે બે અજ્ઞાન હોય, પછે પર્યાપ્તા થયા પછી નિશ્ચે ત્રણે અજ્ઞાન લાભે) ને શેષ ૬ નરકે જ્ઞાની પણ છે ને અજ્ઞાની પણ છે. તેમાં જે જ્ઞાની છે તે નિયમા ત્રણ

જ્ઞાનના ધણી છે, ને જે અજ્ઞાની છે તે ત્રણ અજ્ઞાનના ધણી છે. (આંહી ત્રણ અજ્ઞાન કહ્યાં તેનું કારણ એ જે પહેલી નરક સુધીજ સમુર્છિમ ઉપજે. શેષ નરકે ઉપજે નહીં તે માટે જાણવું).

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી, શું મનજોગી છે? કે વચનજોગી છે? કે કાયજોગી છે?

**ઉત્તર**—હે ગૌતમ, મનજોગી છે, વચનજોગી છે, ને કાયજોગી પણ છે. એમ જાવત સાતમી નરક પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી શું સાકારોપયોગી છે, કે અનાકારોપયોગી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સાકારોપયોગી પણ છે, ને અનાકારોપયોગી પણ છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી અવધજ્ઞાને કરી કેટલું ક્ષેત્ર જાણે, ને દેખે? એમ જાવત્ સાતમી નરકના નારકી અવધજ્ઞાને કેટલું ક્ષેત્ર જાણે, ને દેખે?

**ઉત્તર**—હે ગૌતમ, રત્નપ્રભા પહેલી નરકના નારકી જઘન્યથી સાડાત્રણ ગાઉ ને ઉત્કૃષ્ટું ચાર ગાઉ અવધીજ્ઞાને કરી જાણે, ને દેખે. બીજી શકરપ્રભાએ જઘન્યથી ત્રણ ગાઉ ને ઉત્કૃષ્ટ સાડાત્રણ ગાઉ. એમ એણે અભિપ્રાયે નરક નરકપ્રતે અર્ધ અર્ધ ગાઉ ઓછું કરતાં ત્રીજી નરકે જઘન્યથી અઢી ગાઉ ને ઉત્કૃષ્ટ ત્રણ ગાઉ. ચોથી નરકે જઘન્યથી બે ગાઉ ને ઉત્કૃષ્ટ અઢી ગાઉ. પાંચમી નરકે જઘન્યથી દોઢ ગાઉ ને ઉત્કૃષ્ટ બે ગાઉ. છઠ્ઠી નરકે જઘન્ય એક ગાઉ ને ઉત્કૃષ્ટ દોઢ ગાઉ. સાતમી નરકે જઘન્યથી અર્ધ ગાઉ ને ઉત્કૃષ્ટ એક ગાઉ. નારકી અવધજ્ઞાને જાણે, ને દેખે.

**પ્રશ્ન**—હે ભગવંત. એ રત્નપ્રભા પૃથ્વીના નારકીને કેટલી સમુદઘાત છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ચાર સમુદઘાત છે. વેદના સમુદઘાત ૧, કષાય સમુદઘાત ૨, મારણાંતિક સમુદઘાત ૩, ને વૈક્રીય સમુદઘાત ૪. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી કહેવીક ભૂખ, તરસ ભોગવતાથકા વિચરે છે?

**ઉત્તર**—હે ગૌતમ,—એકેક રત્નપ્રભા પૃથ્વીના નારકીના મુખને વિષે અસદભાવ દ્રષ્ટાંતે કરી સર્વ સમુદ્રના પાણી ને સર્વ પુદગળ ધાન પ્રમુખ પ્રક્ષેપે (ઘાલે) તોપણ નિશ્ચે તે રત્નપ્રભા પૃથ્વીનો નારકી ત્રમ ન થાય (ધ્રાપે નહીં) એટલે તેની ભૂખ ભાંગે નહીં ને તૃષા પણ ભાંગે નહીં. એવી તે રત્નપ્રભા પૃથ્વીના નારકી ક્ષુધાને પીપાસા ભોગવે છે. એમ હે ગૌતમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી વૈક્રીય શરીરે શું એક રૂપ વૈકુવે, કે ઘણા રૂપ વૈકુવે?

**ઉત્તર**—હે ગૌતમ, એક રૂપ પણ વૈકુવે, ને ઘણા રૂપ પણ વૈકુવે. તેમાં એક રૂપ વૈકુવતો થકો એક મોટું મુદગળનું રૂપ અથવા મુખંડી, (પ્રહરણ વિશેષ) કરવત, ખડગ, શક્તિ,

(પ્રહરણ વિશેષ) હળ, ગદા, મુશળ, ચક્ર, નારાચ, (પ્રહરણ વિશેષ) બરછી, તોમર, (પ્રહરણ વિશેષ) ત્રિશળ, લાકડું, જાવત્ ભીડમાળ. (આયુધ વિશેષ) ઇત્યાદિ રૂપ વૈક્રુવે. ને ઘણારૂપ વૈક્રુવતો થકો. મુદગળના રૂપ વૈક્રુવે જાવત્ ભીડમાળ પ્રમુખના રૂપ વૈક્રુવે. વળી તે પણ સંખ્યાતારૂપ વૈક્રુવે. પણ અસંખ્યાતા રૂપ વૈક્રુવે નહીં. તે પણ સંબંધ કરે પણ અસંબંધ કરે નહીં. તે પણ સરખાંજ કરે પણ અણસરખાં કરે નહીં. એહવા રૂપ વૈક્રુવે, વૈક્રુવીને માંહોમાંહે એકબીજાની કાયાને વેદના ઉદેરે. તે વેદના ઉજલી, ઘણીજ આકરી, કર્કસ, કટુક, બીહામણી, નિઠુર, ચંડ, તિવ્ર દુખદાય, દુર્ગમ, વિષમ, દુખે અહીયાસવા (ખમવા) જોગ્ય વેદના ઉદેરે. એમ જાવત્ ધુમપ્રભા પાંચમી નરક પર્યંત જાણવું. (પ્રહરણ કૃત વેદના પાંચજ પૃથ્વી લગે છે તે માટે.) ને છઠી, સાતમી નરકે, નારકી માંહોમાંહે ઘણાજ મોટે રૂપે લોહના કંથુયાના રૂપ વજ્રના મુખ છે જેના એહવા કંથુયા જેહવા છાણા મધ્યે કીડા ઉપજે છે તે પ્રમાણે વૈક્રુવે, વૈક્રુવીને એકબીજાની કાયા મધ્યે મુકે ત્યારે તે કંથુયા શરીરની ત્વચા (ચામડી) વગેરે ભક્ષણ કરતાં થકાં, પોતાને પ્રાક્રમે ચાલતાંથકાં, નારકીના શરીરમધ્યે પ્રવેશ કરતાંથકાં. શરીરને વિષે ઉજળી જાવત્ દુખે અહીયાસવા જોગ્ય વેદના ઉદેરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી, શું શીતવેદના વેદે છે, કે ઉષ્ણવેદના વેદે છે, કે શીતોષ્ણ વેદના વેદે છે?

**ઉત્તર**—હે ગૌતમ, શીતવેદના વેદના નથી. કેવળ એક ઉષ્ણવેદના વેદે છે. પણ સીતોષ્ણ વેદના વેદતા નથી. (સીતોષ્ણ વેદના તો સુખાકારી છે. માટે તે નારકીને હોય નહીં.) એમ જાવત્ વાળુપ્રભા ત્રીજી નરક સુધી ઉષ્ણવેદના જાણવી.

**પ્રશ્ન**—હે ભગવંત, ચોથી પંકપ્રભાના નારકી સીત, ઉષ્ણ, ને સીતોષ્ણ. તેમાં કઇ વેદના વેદે છે?

**ઊત્તર**—હે ગૌતમ, સીત વેદના પણ વેદે છે, ને ઉષ્ણવેદના પણ વેદે છે. પણ સીતોષ્ણ વેદના વેદતા નથી. વળી તેમાં જે ઉષ્ણવેદના વેદે છે, તે ઝાઝા છે, ને જે સીતવેદના વેદે છે તે નારકી થોડા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચમી ધુમપ્રભાએ નારકી, શું સીતવેદના વેદે છે, કે ઉષ્ણવેદના વેદે છે, કે સીતોષ્ણ વેદના વેદે છે?

**ઊત્તર**—હે ગૌતમ, સીતવેદના પણ વેદે છે, ને ઉષ્ણવેદના પણ વેદે છે, પણ સીતોષ્ણનવેદના વેદતા નથી. તેમાં જે સીતવેદના વેદેછે તે નારકી ઝાઝા છે ને જે ઉષ્ણવેદના વેદે છે તે નારકી થોડા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, છઠી તમપ્રભાએ નારકી કઇ વેદના વેદે છે? (પુર્વલી રીતે પુછયું.)

**ઉત્તર**—હે ગૌતમ, એક સીતવેદના વેદે છે પણ ઉષ્ણ વેદના વેદતા નથી. તેમ સીતોષ્ન વેદના પણ વેદતા નથી. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું, પણ એટલો વિશેષ જે સાતમી નરકના નારકી પરમ સીતવેદના વેદે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી કેવોક નરકનો ભય ભોગવતા થકા વીચરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્યાં નારકી નિત્યે અંધકારે કરી ઘણું બીએ છે, પરમાધામીની બીકે ઘણું ત્રાસ પામે છે, નિત્યે પરમાધામી ત્રાસવે છે, નિત્યે દુખે કરી ઉદવેગવંત છે, નિત્યે ઉપદ્રવ્યવંત છે. નિત્યે પરમ અશુભ, અતુલ અનુબંધ સહીત એહવો નરકનો ભય ભોગવતાં થકાં વીચરે છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, સાતમી નરક પૃથ્વીયે પાંચ ઉત્કૃષ્ટા મહામોટા ને મોહોટા છે આલય (સ્થાનક) જેહના એહવા નરકાવાસા કિયા છે?

**ઉત્તર**—હે ગૌતમ, કાળ ૧, મહાકાળ ૨, રોરૂક ૩, મહારોરૂક ૪, ને અપયઠાણ ૫. તેમાં પાંચ માહાપુરૂપ એહ ભવે ઉત્કૃષ્ટા મન, વચન, કાયાના અર્થાદંડ, અનર્થાદંડના સંજોગ મેળીને પાપ કર્મ કરી કાળને વખતે કાળ કરી એટલે આયુષ્ય પુરૂં થયા પછી મરીને અપયઠાણ નરકાવાસે નારકીપણે ઉપના, તેના નામ કહે છે. રામ (જમદગ્ની તાપસ પુત્ર) જેને ફરશુરામ કહે છે ૧, દઢાયું (અપરનામા દત્ત લક્ષ્મીનો પુત્ર) ૨, વસુરાજા ૩, (જે અધર સીંહાસને બેસતો તે) સુભૂમ ચક્રવૃત્તિ. (કૌરવ ગોત્રનો ઉપનો) ૪, બ્રહ્મદત્ત (ચુલણીનો પુત્ર.) ૫, એ પાંચ જીવ ત્યાં નારકી થયા છે. તે કાળે વરણેં કાળીજ આભા (પ્રભા) જાવત્ ઉત્કૃષ્ટે કાળે વર્ણે છે. તે નારકી ત્યાં ઉજળી, વિપુળ, ઘણી જાવત્ દુખે અહીયાસવા (ખમવા) જોગ્ય એવી વેદના વેદે છે.

## ૪૦. પાંચ મહાપુરૂષોની કથા.

હવે પાંચ મોટા પુરૂપ (મહાપુરૂપ લોકીક પક્ષના જાણવા) અઘોર પાપ કરીને સાતમી નરકે અપઇઠાણ નામના નરકાવાસાને વિષે તેત્રીસ સાગરોપમને આવખે નારકીપણે ઉપના, તે કોણ અને કેવા કર્તવ્યથી ઉપના, તેનું ટુંક બ્યાન આ પ્રસંગે જાણવામાટે કથારૂપે યોગ્ય ધારી (કથાને આધારે) કહેવામાં આવે છે. તેમાં ફરશુરામ અને સુભૂમનો સંબંધ પરસ્પર ભેળો હોવાથી બંનેની સાથે કથા કહે છે.

### ૧-૪ ફરશુરામ તથા સુભૂમની કથા.

પહેલા સૌધર્માનામા દેવલોકને વિષે બે મિત્ર દેવતા છે, તેમાં એકનું નામ વિસ્વાનર તે સમ્યક્ત્વદ્રષ્ટિ દેવ છે. અને બીજો ધનવંતર દેવ તે મિથ્યાત્વી તાપસનો ભક્ત છે. તે બંને મિત્રો સામસામી ધર્મચર્ચા કરતાં એકએકનો ધર્મ વખાણે છે. એમ કરતાં એકદા સમયે બેઉ દેવોએ એવો ઠરાવ કર્યો જે આપણે બેઉ ધર્મના ગુરૂઓની પરીક્ષા કરીએ! એમ નક્કી એક મતના થઇ પરિક્ષા કરવા તે બંને દેવતા મનુષ્ય લોકને વિષે આવ્યા. એવે અવસરે મિથલાનગરીનો સ્વામી પદ્મરથ નામે રાજા પોતાનું રાજ્ય છોડી શ્રી વાસુપૂજ્ય સ્વામી પાસે દિક્ષા લેવાને ચંપાનગરીયે જાય છે. તે ભાવ ચારીત્રીયાને દેખી જૈની સમ્યક્ત્વદ્રષ્ટી દેવતા, મિથ્યાત્વિ દેવતાને કહે જે, જૈન ધર્મની મહતા જોવી હોય તો પહેલી

એહની પરીક્ષા કરીએ. પછે તારા તાપસની કરશું. એમ કહી અનેક પ્રકારનાં ભોજન પ્રમૂખ (દેવશકિતથી) દેખાડયા પણ તે ભાવ સાધુએ જરા પણ મન ડગાવ્યું નહીં અને સત્યથકી જરા પણ ચળ્યો નહીં. ત્યાર પછી મારગને વિષે એક બાજુ કરોડો દેડકા વીગેરે જીવ વૈકુવ્યા, અને બીજી બાજુ તિક્ષણ અણિયાળા વજ્ર જેવા કાંટા અને કાંકરા વૈકુવ્યા. ત્યારે દેડકાનો મારગ મુકીને તે ભાવ સાધુ કાંટા માંહે ચાલવા લાગ્યા. તેથી કાંકરાને કાંટા તેના પગમાં વાગવાથી પગે લોહી વહેવા લાગ્યું. વેદના ખમી પણ દેડકાના ઉપર કરણા લાવી પોતે પોતાના શરીરે દુઃખ સહન કર્યું, પણ તે મારગે ચાલ્યા નહીં. ત્યાર પછી દેવતાએ નિમિત્તીયાનું રૂપ કરી હાથ જોડી વિનય પુર્વક કહેવા લાગ્યા કે, અહો સ્વામી તમે દીક્ષા લેવા જાવો છો પણ હજુ તમારૂં આયુષ્ય ઘણું છે, અને હમણાં જોવન અવસ્થા છે માટે રાજ રૂધિ સંપદા સ્ત્રીઓ ભોગવીને પછે વૃદ્ધપણે દિક્ષા લેજો. તે સાંભળી ભાવ સાધુ બોલ્યા હે નિમતિયા માહરૂં આયુષ્ય ઘણું છે તો હું ઘણાં વરસ ચારિત્ર પાળીશ જેથી મુજને ઘણો લાભ થાશે, વળી જોવન અવસ્થાએ ધર્મ કરણી બની શકે છે. માટે હમણાંજ ચારિત્ર લેવું ભલું છે, કેમકે વૃદ્ધ અવસ્થાએ ધર્મ સાધનં બનવું ઘણું કઠણ છે એવા રીતની તે ભાવ સાધુની દ્રઢતા દેખી દેવતાએ હર્ષ પામી જૈન સાસનની પ્રસંસા પામી. ત્યાર પછી જૈન દેવતા કહે ચાલો તમારા તાપસની પરીક્ષા કરીએ. એમ કહી

તમારે પાપ ઘણું છે, એ વાત તપસ્વીએ સત્ય કરી માની, ને તે દેવતા પોતાના સ્થાનકે ગયા. અને મિથ્યાત્વી દેવતા હતો તે પણ સમ્યકત્વ પામી જૈની થયો. હવે ઇહાં જમદગ્ની તાપસ પંખીના મુખની વાત સાચી માની મનમાંહી વિચાર્યું જે એક સ્ત્રી પરણી પુત્ર ઉપજાવું તો મુજને ગતિ થાય. એમ ચીતવીને કોષ્ટ નગરને વિષે જીતશત્રુ રાજા છે તેની પાસે આવીને કહે જે મુજને એક કન્યા આપો. ત્યારે રાજા કહે માહરે એકસો બેટીઓ છે તે માંહેથી જે તમને ઇચ્છે તેને લઇ જાવ. એમ સાંભળી તાપસ રાજાના અંતઃપુરમાં જ્યાં કન્યાઓ બેઠી છે ત્યાં ગયો; ત્યારે તેની જટા તથા મળમલીન શરીર દેખી સઘળી કન્યાઓ થુંકી. તેથી તાપસને ઘણો ક્રોધ ચડયો તેથી તપને બળે સઘળી કન્યાઓને કુબડી કરી રીસ ચડાવી પાછો વળ્યો. એવામાં રાજાના મહેલ પાસે એક કન્યા રમતી દીઠી. તેને બીજોરૂ (ફળ) દેખાડયું તે લેવા તેણીએ લાંબો હાથ કર્યો. ત્યારે તાપસે રાજાને કહ્યું આ કન્યા મુજને ઇચ્છે છે એમ કહી ને કન્યાને લઇ ચાલ્યો. તે દેખી રાજા તેના શ્રાપથી બીહીને તેને એકહજાર ગાયો તથા દાસદાસી સહિત તે કન્યા પરણાવી. ત્યારે તે તાપસે પેલી સો કન્યા જે કુબડી કરી હતી તેને સારી કીધી. ત્યારપછી તે તાપસ પોતાનો સઘળો તપ ગુમાવીને તે રેણુકા નામની કન્યાને લેઇ વનમાંહી ગયો, ત્યાં અડવલો કરી રહ્યો. અને ત્યાંજ તે બાળકન્યાને પાળીપોષી મોટી કરી. જોવન અવસ્થા પામી ત્યારે પ્રથમ ઋતુસ્નાનને અવસરે તે કન્યાને કહે સાંભળ, હું તને એક ચરૂ મંત્રીને આપું તે ખાજે તેથી કરીને તાહરે એક બ્રાહ્મણ પુત્ર થાશે? ત્યારે રેણુકા બોલી સ્વામી મને બે ચરૂ મંત્રીને આપો કે જેથી કરી એક બ્રાહ્મણ પુત્ર થાય ને એક ક્ષત્રિય પુત્ર થાય. કેમકે એક ક્ષત્રીચરૂ મારી બેન અનંગસેના નામે છે તે હસ્તિનાપુરને વિષે અનંતવિર્ય રાજાને પરણાવી છે તેહને આપીશ. ત્યારે રેણુકાના કહ્યાથી તાપસે બે ચરૂ મંત્રી સાધીને આપ્યા. પછી રેણુકાએ વિચાર્યુ જે માહરે ક્ષત્રી શુરવીર પુત્ર થાય તો આ વનવાસમાંથી છુટું. માટે ક્ષત્રી ચરૂ (ઓષધ) હુંજ ખાઉં. એમ વિચારી ક્ષત્રીચરૂ પોતે ખાધો અને બ્રાહ્મણચરૂ હતો તે પોતાની બહેનને મોકલ્યો. તે અનંગસેનાએ ખાધો. હવે અનંગસેનાને પુત્ર થયો. તેનું નામ કૃતવીર્ય આપ્યું અને રેણુકાને પુત્ર થયો તેનું નામ રામ એહવું આપ્યું. અનુક્રમે યોવન અવસ્થા (રામ) પામ્યો. હવે એકદા સમયે તેના અડવલાને વિષે એક વિદ્યાધર અતિસાર નામના રોગથી પીડયો થકો ત્યાં આવ્યો. રામે તેની સારસંભાળ કરી ઔષધાદિકે સારો કર્યો. ત્યારે વિદ્યાધરે પ્રસન્ન થઇને રામને ફરશુ નામે વિદ્યા આપી. તે વિદ્યા રામે સાધી તેથી ફરશી (કુહાડો) પ્રગટ થઇ. તેથી ફરશુરામ નામ પ્રસિદ્ધ થયું. દેવ અધિષ્ટિત કુહાડાનું આયુદ્ધ લેઇને પૃથ્વિમાંહે ફરે પણ એને કોઇ જીતી શકે નહીં. એકદા સમયે તે ફરશુરામની મા રેણુકા પોતાની બેનને મળવા સારૂ હસ્તીનાપુરે ગઇ. ત્યાં પોતાના બનેવી અનતંવિર્ય રાજા સાથે તેને સંબંધ થયો તેણે રેણુકાને ભોગવી. તે થકી ઓધાન રહ્યું. અનુક્રમે પુત્ર જનમ્યો. પછી તે રેણુકાને યમદગ્ની તાપસે પુત્ર સહિત પોતાને આશ્રમે આણી તે વાત ફરશુરામે જાણી તેથી તે પુત્ર સહિત પોતાની માને મારી નાંખી. તે વાત અનંતવિર્ય રાજાએ જાણી તેથી ત્યાં આવી તેના અડવલા ભાંગી

નાંખ્યા. તેથી ફરશુરામને ક્રોધ ચડયો. ત્યારે તેણે અનંતવિર્યનું મસ્તક કાપી નાખ્યું. પછી અનંતવિર્ય રાજાનો પુત્ર કૃતવિર્ય રાજગાદીએ બેઠો. તેણે પોતાના બાપનું વૈર લેવાને યમદગ્નિ તાપસને માર્યો. ત્યારે ફરશુરામે ફરશીને બળે કરી કૃતવિર્યને મારી ગજપૂરનું રાજ્ય લીધું. એહવે કૃતવિર્ય રાજાની એક તારા નામે રાણી ગર્ભવંતી છે તેણે ચઉદ સ્વપ્ન દીઠાં છે તે નાસીને વનમાંહી કોઇક તાપસને શરણે આવીને રહી. તાપસને કરૂણા આવી તેથી તેણીને ભોંયરામાંહી છાની રાખી અનુક્રમે ભોંયરામાંહી તેણીએ પુત્ર પ્રસવ્યો. ભોંયરામાંહી જનમ્યો માટે સુભૂમ એવું નામ દીધું. તે બાળક ભોંયરામાંહીજ મોટો થવા લાગ્યો, ઇહાં ફરશુરામને ક્ષત્રી ઉપર ઘણો ક્રોધ વ્યાપ્યો. તેણેકરી સાત વાર ક્ષત્રી રહીત પૃથ્વી કરી. જ્યાં ક્ષત્રીને દેખે ત્યાં મારે. અને તમામ ક્ષત્રીની દાઢા એકઠી કરી એક થાળ ભરી મુક્યો છે. એમ ફરતો ફરતો એકદા તે ફરશુરામ (જ્યાં સુભૂમ છે ત્યાં) તે તાપસના અડવલા આગળ આવ્યો ત્યારે ફરશીમાંથી ઝાળ નીકળવા લાગી. તેથી કરી તાપસોને પુછ્યું ઇહાં કોઇ ક્ષત્રિ છે? ખરૂં બોલો? માહરી ફરશીમાંથી અંગારા વરસે છે માટે ઇહાં કોઇ ક્ષત્રિ છે! ત્યારે તાપસ કહે અમેજ ગૃહસ્થાશ્રમમાં સર્વ ક્ષત્રિ હતા બીજો તો કોઇ નથી. એમ સાંભળી તાપસ જાણી જીવતા મુકયા. પછી સર્વ ક્ષત્રિને મારી ફરશુરામ ગજપુર આવી રાજ કરવા લાગ્યો. એકદા સમયે કોઇક નિમિત્તીયાને ફરશુરામે પુછ્યું કે મને મારનાર કોણ થાશે? ત્યારે નિમિત્તીયો બોલ્યો કે તમે જે ક્ષત્રિની દાઢાનો થાળ ભર્યો છે તે દાઢ જેના દેખતે ફીટીને ખીર થાશે, અને તે ખીર જે ખાશે તે તમારો મારનારો થાશે. એવું સાંભળીને ફરશુરામે પોતાના મારનારની શોધ કરવા સારૂ દાનશાળા મંડાવી ત્યાં ક્ષત્રિની દાઢાનો થાળ પણ મુક્યો. ત્યારપછી વૈતાઢય પર્વતનો રહેનાર મેઘનાદ નામે વિદ્યાધર છે તેણે નિમિત્તીયાને પુછ્યું કે માહરી પુત્રીનો વર કોણ થાશે? ત્યારે નિમિત્તીયાએ કહ્યું કે સુભૂમ થાશે. ત્યારે તે વિદ્યાધરે પોતાની દીકરી સુભૂમને પરણાવી [illegible] પણ સુભૂમની સેવામાં રહ્યો. એકદા સમયે સુભૂમે પોતાની માતાને [illegible] કે માતાજી પૃથ્વી આટલીજ છે? એહવું પુત્રનું વચન સાંભળી આંખે [illegible] ગદગદ કંઠે તારારાણીએ સર્વ પાછલી વાત કહી સંભળાવીને કહ્યું જે [illegible] બાપ દાદા અને સર્વ ક્ષત્રી મારી આપણું રાજ્ય ફરશુરામે લીધું છે અને [illegible] તાપસને શરણે રહ્યા છીએ. એવી રીતની સર્વ વાત પોતાની માતાના [illegible] સુભૂમને ક્રોધ ચડ્યો. ત્યારે ભોંયરામાંથી બહાર નીકળી મેઘ[illegible] જ્યાં ગજપૂર નગરે દાનશાળા છે ત્યાં આવ્યો. ત્યારે ક્ષત્રીની [illegible] તેને સુભૂમ ખાવા લાગ્યો, એટલે તે વાતની ફર[illegible] ફરશુરામ પણ સાવચેત થઇ જાજલ્યમાન અંગારા વરસતી [illegible] સુભૂમની નજર ફરશી ઉપર પડવાથી તેના પુન્ય [illegible] ત્યારે સુભૂમે ખીર ખાઇને ફરશુરામના [illegible] દેવતા અધિષ્ઠાયક એવું ચક્ર થયું. તે [illegible] ફરશુરામે આર્ત્ત, રૌદ્રધ્યાને મરી સાતમી નરકે ગયા.

એ પ્રથમ મહાપુરૂષ ૧. ત્યારે સુભૂમનો ચક્રવૃત્તિ પદવીનો ઉદય થયો. જય જય શબ્દ થયો. દેવતાએ ફુલની વૃષ્ટિ કરી.

હવે ક્ષત્રી માર્યાના વેરથી સુભૂમે એકવીશ વાર બ્રાહ્મણ રહીત પૃથ્વી કરી. જ્યાં બ્રાહ્મણને દેખે ત્યાં મારે. ચક્રને બળે કરી ૭ ખંડ સાંધ્યા. વળી લોભે કરીને ધાતકીખંડના ભરતક્ષેત્ર તેહના ૭ ખંડ સાધવા ચાલ્યો. અડતાળીશ ગાઉનું ચર્મ રત્ન વિસ્તારી તે ઉપર બેસી તથા તેના ઉપર કટકદળ ચડાવી લવણ સમુદ્ર તરવાને મુકયું. તેવે સમે સમકાળે હજાર દેવતાએ ચર્મરત્ન મુકી દીધું તેણે કરી કટક સહીત સુભૂમ ચક્રવૃત્તિ દરીયામાં ડુબી મુવો. મરીને પાપના ઉદય થકી સાતમી નરકે ગયો. એ ચોથો મહાપુરૂષ.

## ૨. દૃઢાયુ (બીજું નામ દત્ત) ની કથા.

રમણીપુર શહેરમાં જીતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. દત્ત નામના પુરોહિતને રાજાએ પ્રધાન પદવી આપી. કૃતઘ્ન સ્વભાવવાળા દત્ત પ્રધાને સામંત મંડળને સ્વાધિન કરી રાજાને બંદીખાને નાંખ્યો. અને રાજ્યાસન ઉપર પોતે બેઠો. તેણે અનેક જીવોના સંહાર વાળો યજ્ઞ પ્રારંભ્યો. એવા અવસરમાં કાળિકાચાર્ય નામના જૈનાચાર્ય તે શહેરમાં આવ્યા. આ કાળિકાચાર્ય તે દત્ત રાજાના સંસાર પક્ષના મામા હતા. માતાની પ્રેરણાથી તે દત્ત આચાર્ય પાસે આવ્યો. ઉદ્ધત સ્વભાવથી આચાર્યશ્રીને યજ્ઞના ફળ સંબંધમાં પ્રસ્ન કર્યું. આચાર્યશ્રી વિચારવા લાગ્યા કે જેમાં નિરપરાધી અનેક જીવોનો સંહાર થાય તે ધર્મ હોય નહીં. અને તેનું ફળ નર્કગતિ સિવાય બીજું છે નહીં. આ રાજાને જો હું યજ્ઞનું ફળ નરક કહીશ તો કોપાયમાન થશે તેમ રાજસત્તા સ્વાધીન હોવાથી તે મને પણ હેરાન કરશે. અને બીજી બાજુ જો યથાસ્થિત નથી કહેતો, તો મારા સત્યવ્રતનો લોપ થાય છે, અને જીનેશ્વરની આજ્ઞાનો ભંગ થાય છે. આમ ઉભય (બને) રીતે મને સંકટમાં આવવાનું છે, છતાં ભલે સત્ય બોલવાથી શરીરનો નાશ થતો હોય તો થાઓ પણ અસત્ય તો કહેવુંજ નહીં. કેમકે ક્ષણભંગુર સ્વભાવવાળા આ શરીરના સુખ માટે યા રક્ષણ માટે જેઓ પોતાના સત્યવૃતને જલાંજલી આપેછે તે નરકાદિ ગતિમાં મહા ઘોર રૈરવ વેદના સહન કરેછે. તેવા હતભાગી જીવોનું જીવન આ દુનિયા ઉપર નકામું છે એમ દ્રઢ નિર્ણય કરી આચાર્યશ્રીએ કહ્યું કે—“ હે દત આવા જીવ હિંસાવાળા યજ્ઞો કરનાર મરીને નરકે જાયછે.” આ શબ્દો સાંભળતાંજ દત્તના રોમેરોમે ક્રોધ વ્યાપી ગયો તેથી આચાર્ય શ્રી ઉપર તુચ્છકારના શબ્દો કરી દત્ત ઉભો થયો, અને આક્રોશ કરતો થકો બોલ્યો કે તેની નિશાની શું? ત્યારે આચાર્યે ઉપયોગ મુકી કહ્યું કે—આજથી સાતમે દિવસે તું કુંભીની માંહે પચ્યાવાઇશ અને મરણ પામીશ. ત્યારે દત્તે કહ્યું, તેની નિશાની શું? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે—કુંભિમાં પડયા પહેલાં તારા મોઢામાં વિષ્ટાનો છાંટો પડશે. એ સાંભળી દત્તને ભય લાગ્યો કે આચાર્યનું કહેવું સત્ય તો નહિ હોય? પછે દત્તે આચાર્યને ફરતી ચોકી રાખી દત્ત ચાલ્યો ગયો. રાજમહેલમાં આવ્યો નગરમાં તમામ જગ્યેથી અસુચી કઢાવી કોઇને નગરમાં ઝાડે ફરવા દીયે નહિ. નગરની તમામ જમીન

ચોખી કરાવી વિષ્ટાનું બુંદ પણ રહેવા દીધું નહિ, ને સઘળી જગ્યાએ ફુલ પથરાવ્યા ને પોતે અંતઃપુરમાં રહ્યો. મરણના ભયથી ૭ દિવસ સુધી અંતઃપુરમાં ભરાઇ રહ્યો. ઉત્સુક્તાથી છઠ્ઠા દિવસને સાતમો દિવસ ગણી મારૂં મરણ થયું નહિ, માટે હવે આચાર્યને વિડંબના કરી મારી નાંખુ. એહવા ઇરાદાથી તે મહેલથી ઘોડા ઉપર બેશી બહાર જવા નીકળ્યો. તે દિવસે બનાવ એવો બન્યો કે સરીયામ રસ્તા ઉપર થઇ પ્રાતઃકાળમાં એક બુઢ્ઢો માળી ફુલ લઇને જતો હતો. તેને રોગાદિ કારણથી ઝાડાની હાજત થઇ ગઇ. તે રહી નહીં શકતાં તેણે ત્યાંજ સરિયામ રસ્તા ઉપર હાજત પુરી કરી. તેના ઉપર કેટલાંક ફુલ ઢાંકી ચાલતો થયો. હવે દત્તરાજા ત્યાંજ થઇને નીકળ્યો. ઘોડાના પગનો ડાબડો જોરથી વિષ્ટા ઢાંકેલા ફુલ ઉપર પડયો. અને તેમાંથી વિષ્ટાનો છાંટો ઉડીને રાજાના મોઢામાં પડયો. જેવો વિષ્ટાનો છાંટો રાજાના મોઢામાં પડયો તેવોજ રાજા એકદમ ચમકયો અને પાછો ફરી ભયનો માર્યો રાજા પોતાના મહેલમાં પેઠો. એ ખબર સામંતાદિકને પડતાં તેના અન્યાયથી કંટાળી ગયેલા સામંતોએ પુર્વના (પહેલાના) રાજાને બંદીખાનામાંથી બહાર કાઢયો અને રાજ્યાસન ઉપર બેસાડયો. કોપાયમાન થયેલા રાજ્યાસનપર બેઠેલા રાજાએ દત્તને બાંધી મંગાવ્યો અને કુંભિમાં નાંખી હેઠળ તાપ કરી કાગડા કુતરાને તેનું શરીર ખવડાવ્યું. એ દત્ત મરણ પામી રૌદ્ર ધ્યાનથી મરી સાતમી નરકે ગયો. એ બીજો મહાપુરૂષ. ૨.

## ૩ વશુરાજાની કથા.

ચેદી નામે દેશના શુક્તિમતી નામે શહેરમાં અભિચંદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને બુદ્ધિમાન વશુ નામનો કુમાર હતો. ક્ષીરકદંબ નામના ઉપાધ્યાય ગૃહસ્થ ગુરૂ પાસે વશુકુમાર, નારદ અને તે ઉપાધ્યાયનો પર્વતક નામનો પુત્ર એ ત્રણે સહાધ્યાયી પણે ભણતા હતા. એક દિવસે અગાશીમાં સુતેલા. આ ત્રણે વિદ્યાર્થિઓને જોઇ આકાશ માર્ગે બે ચારણ, મુનીઓ વાતો કરતાં ચાલ્યા જાય છે, તેમાંથી એક વિદ્યાધર મુનીએ બીજા મુનિને કહ્યું કે આ ત્રણમાંથી બે નરકગામી છે ને એક દેવલોક (સ્વર્ગ) ગામી છે. આ હકીકત ગૃહસ્થ ઉપાધ્યાયે સાંભળી તેની પરીક્ષા કરવા માટે જૂદા જૂદા લોટના ત્રણ કુર્કટ બનાવીને ત્રણે શિષ્યને દીધા, અને કહ્યું કે જ્યાં કોઇ દેખે નહિ ત્યાં એહને મારી આવજો. આમ સાંભળી ત્રણે જંગલમાં જુદા જુદા જઇ આવ્યા, તેમાં વસુરાજા ને પર્વતક એ બે જણ તો જંગલમાં જઇ કોઇ એકાંત જગ્યાએ કુકડાનો વિનાશ કરીને આવ્યા, અને નારદે તો ઘણા સ્થાનક જોયાં પણ કયાંઇ કોઇ ન દેખે એવું સ્થાનક દીઠું નહિ, ત્યારે કુકડાને પાછો આણ્યો. ત્યારે ઉપાધ્યાયે પૂછયું કે કેમ પાછો લાવ્યો? ત્યારે નારદે કહ્યું કે—દેવ, દાનવ, જ્ઞાની વિગેરે દેખી રહ્યા છે તેમ મારો આત્મા પણ દેખતો હતો, માટે શી રીતે આપની આજ્ઞાનો ભંગ કરી એહનો વિનાશ કરૂં? તે સાંભળી ઉપાધ્યાયે ચિંતવ્યું કે એ સ્વર્ગગામી છે. ને પેલા બે નરકગામી છે. તે પરિક્ષામાં પોતાના પુત્રને નરકમાં જનાર જાણી પોતાના પ્રયાસને નિર્થક ગણતો સંસાર વાસનાથી વિરક્ત

થઇ તેણે ત્યાગ માર્ગનો સ્વીકાર કર્યો. ને અનુક્રમે શુભ અધ્યવશાયે આયુષ્ય પૂર્ણ કરી દેવગતિ પામ્યો.

રાજા મરણ પામ્યા બાદ વશુ, રાજા થયો. પર્વતક ઊપાધ્યાય પદ ઉપર આવ્યો અને નારદ કોઇ બીજે ઠેકાણે ચાલ્યો ગયો.

વશુરાજા સત્ય બોલતો હતો અને સત્યવાદી તરીકે તેની દુનિયામાં પ્રખ્યાતિ થઇ હતી. એક સ્વચ્છ સ્ફટિક રત્નની શિલાનું આસન બનાવી તેના ઉપર સિંહાસન સ્થાપન કરી વશુરાજા સભામાં તે પર બેસતો હતો. લોકો અતિ સ્વચ્છતાને લઇને તે આસનને જોઇ શકતા નહોતા તેથી સત્યના પ્રભાવે દેવો આ રાજાનું સિંહાસન આકાશમાં અધર રાખે છે એવી દુનિયામાં પ્રખ્યાતિને પામ્યો.

એક દિવસ નારદ પર્વતકને ઘેર આવ્યો. ત્યારે પર્વતક વેદ સંબંધી શિષ્યો આગળ વ્યાખ્યા કરતો હતો, તેમાં જ્યાં અજ શબ્દ આવ્યો ત્યારે પર્વતકે બકરાંને હોમવા એવો અર્થ કર્યો. ત્યારે નારદે કહ્યું ભાઇ તારી ભૂલ થાય છે. કેમકે ગુરૂજીએ અજ શબ્દે ત્રણ વરસની જુની ડાંગર (કમોદ વ્રીહિ.) કહી છે કેમકે **"न जायते इतिअजः"** જે વાવી થકી ફરીવાર ઉગે નહિ તે અજ કહેવાય. અજનો અર્થ બકરો પણ થાય છે છતાં આંહી તેનો ગૌણ અર્થ લેવાનો છે. ગુરૂ ઉપદેશક હતા; શ્રુતિપણ ધર્મ કથન કરનારી છે તો અજનો અર્થ બકરો લઇ આવો અનર્થ કરી ગુરૂ અને શ્રુતિને તારે દૂષિત કરવી જોતી નથી. એમ નારદે કહ્યું તેથી પોતાના વચન ઉપર શિષ્યોને અપ્રતિતી થશે તેમ જાણી પર્વતકે ગુસ્સે થઇ કહ્યું કે—ખરો અર્થ બકરો છે. અને ગુરૂએ પણ એમજ કહ્યું છે. આપણે તેનો નિર્ણય કરીએ. તેમાં સરત એટલી કે જે જુઠો પડે તેની જીભ કાપવી. માટે આ અર્થ કરવામાં આપણે સહધ્યાયી વશુરાજા પ્રમાણ છે. નારદે પણ તેમ કરવા કબુલ કર્યું. એ વાતની ખબર પર્વતકની માતાને પડી. તેથી પર્વતકની માતાએ પર્વતકને ગુપ્તપણે તેને ઘણો સમજાવ્યો કે બેટા મેં પણ તારા પિતાના મુખથી ત્રણ વરસની ડાંગર (સાળ) એ અર્થ સાંભળ્યો છે, માટે નારદ પાસે માફી માગ. કેમકે વશુરાજા સત્ય બોલશે. માટે આમાં તારા જીવનું જોખમ થશે. પર્વતકે કહ્યું ગમે તેમ થાઓ પણ હું તો હવે પાછો ફરવાનો નથી.

પુત્ર સ્નેહથી તેની મા વશુરાજા પાસે ગઇ. એકાંતમાં પુત્રનો તથા નારદનો સંવાદ કહ્યો, અને તેણે હઠ કરી ગમે તેમ થાય પણ ગુરૂ પુત્રને પ્રાણભિક્ષા આપવાનો આગ્રહ કર્યો. વશુરાજા સત્યવાદી હતો તેથી પ્રથમ તો જુઠી સાક્ષી ભરવા ઘણી આનાકાની કરી પણ દાક્ષિણ્યતાથી, સ્ત્રીના આગ્રહથી અને ગુરૂ પુત્રના સ્નેહથી તેણે તે વાત અંગીકાર કરી. ખરેખર મોહથી મોહિત થયેલા જીવો કસોટીના અવસરે દૃઢ રહી શકતા નથી. તેમજ પોતાની ખ્યાતિનો પણ ખ્યાલ કરતા નથી. હવે વશુરાજાએ હા પાડવાથી ખુશી થઇ ગુરૂપત્નિ ઘેર ગઇ. પ્રાતઃકાળમાં પર્વતક અને નારદ સભામાં આવ્યા અને પોતપોતાનો વિવાદ કહી સંભળાવ્યો. તેથી સભાના લોકોએ કહ્યું મહારાજ (વશુરાજા) તમે સત્યવાદી

છો, માટે જેમ સત્ય હોય તેમ કહી આપી, આ વિવાદનો નિર્ણય કરી આપો. ત્યારે કુમતિથી પ્રેરાઇ દુર્બુદ્ધિ રાજાએ અજનો અર્થ ગુરૂએ બકરો કહ્યો છે તેની ખોટી સાક્ષી આપી. આ સાક્ષી આપતાંજ નજીકમાં રહેલા કોઇ વ્યંતર દેવે તત્કાળ વસુરાજાને શિંહાસનપરથી નીચે પાડી નાંખ્યો અને પછાડીને મારી નાંખ્યો. તે રૂદ્રધ્યાને મરી સાતમી નરકે ગયો. અસત્ય બોલનારા પાપીને તેનું પાપ ફળીભૂત થયું. એમ કહી નારદ ત્યાંથી ચાલ્યો ગયો. સભાના લોકોએ ફિટકાર આપેલો પર્વતક પણ ત્યાંથી ચાલ્યો ગયો; અને આજ્યાપી પર્યંત જુઠી સાક્ષી આપનાર વસુરાજાની અપકિર્તિ દુનિયામાં ફેલાતી રહી. એ ત્રીજો માહા પુરૂષ. ચોથા માહા પુરૂષની કથા પ્રથમ સાથે આવેલ છે.

### ૫. બ્રહ્મદત્ત ચક્રવૃત્તની કથા.

લાખનો મહેલ બનાવાતો જોઇનેજ તે કુમારના મરણ માટે આગાહી કરી રહ્યો હતો. જેથી કુમારના બચાવ માટે પોતાના મુકામની નજદીકથી તે લાખના મહેલ સુધી જમીનમાં સળંગ ખોદાવી, અને તેનું બારણું તે મહેલમાં આવે તેમ કરી આડી એક શિલા (પથ્થર) મુકાવી. અને પોતાના પુત્ર વરધનુને તેનો માહિતગાર કર્યો. અને અવસરે (વખત આવે) કષ્ટ પડયે તમારે અહીંથી નીકળી ચાલ્યા જવું. વિગેરે વિગેરે સમજાવ્યું. બ્રહ્મદત્ત કુમારનાં લગ્ન કરીને તરતજ આ મહેલમાં રહેવાને માતાએ તેને હુકમ કર્યો. સરળસ્વભાવી કુમાર માતાના આ દુષ્ટ ચેષ્ટિતને સમજી શકયો નહીં.

રાત્રી શાન્ત થઇ જેથી સર્વે માણસો નિદ્રાવશ થયા ત્યારે વહાલી પણ વેરણ માતાએ કુમાર વિધ્યમાન છતાં પોતાના વિષય સુખરૂપ સ્વાર્થમાં ખામી આવતી જાણી વિષયની અંધીમાં આખા મહેલને ચારે બાજુથી આગ લગાડી. અહા ! વિષયથી અંધ બનેલી માતા ! આવા ચક્રવૃત્તિ જેવા પૂત્રરત્નને પણ મારતાં પાછું વાળી જોતી નથી, વિષય શું ન કરે !! આવા કારણથીજ જ્ઞાની પુરૂષો આવા વિષયોને ઝેરની ઉપમા આપે છે એટલુંજ નહીં પણ જેમ બને તેમ તેનાથી મુક્ત થવા માટે જીવોને બોધ આપે છે.

ભડભડાટ કરતી અગ્નીની જાજળમાન જ્વાળાઓ ચારે બાજુ પ્રસરતી જોઇ કુંવર જાગ્યો. વરધનુ તો જાગતોજ હતો, આકુળવ્યાકુળ થઇ આગ લાગવાનું કારણ અને તેનાથી બચવાનો ઉપાય કુમારે વરધનુને પુછયો. વરધનુએ માતાનું અને દિર્ઘપૃષ્ટ રાજાનું અકાર્ય વિશેષ પ્રકારે સમજાવ્યું અને કહ્યું કે અત્યારે નાશી ભાગી છુટયા સિવાય બીજો એકેઇ ઉપાય રહ્યો નથી; કેમકે રાજ્ય દિર્ઘપૃષ્ટે પોતાને સ્વાધીન કરી લીધું છે વિગેરે કુમારને સમજાવ્યું ને નાસી છુટવા માટે આડી શિલા આપેલી શુરંગ બતાવી. ત્યારે પાટુના પ્રહારથી બ્રહ્મદત્તે શિલા કાઢી નાંખી અને ત્યાંથી બંને જણ ચાલ્યા ગયાં. પાછળથી દિર્ઘ-પૃષ્ટને ખબર પડતાં તપાસ ઘણો કરાવ્યો, વિગેરે ઘણી બીના તેનો મોટો રાસ તથા ચ-રિત્ર છે તેમાં છે. અહીં તો ટુંકામાં એટલુંજ કે ત્યાથી ભાગી નીકળી અન્ય રાજ્યોમાં તથા જંગલોમાં ફરતા અને છુપા વેશમાં રહેતા. આ બ્રહ્મદત્ત કુમારે પુર્વના સુકૃત કર્મને લઇને અનેક રાજકુમારિકાઓ અને મોટી રૂધિ એકઠી કરીને છેવટે દિર્ઘપૃષ્ટ રાજાને યુદ્ધમાં મારી પિતાના રાજનો માલિક થયો. અનુક્રમે છ ખંડ સાધી ચક્રવૃત્તિ રાજાનું બિરૂદ ધારણ કર્યું.

જ્યારે બ્રહ્મદતને દીર્ઘપૃષ્ટ રાજાના ભયથી નાસી જવું પડયું હતું ત્યારે મુસ્કેલીના વખતમાં અટવી ઓળંગવામાં એક બ્રાહ્મણે તેને સહાય કરી હતી. જેથી બ્રહ્મદત્તે તેને કહ્યું હતું કે બ્રહ્મદત્ત ચક્રવૃત્તિ ગાદી ઉપર બેઠા છે એમ તું સાંભળ ત્યારે તું મારી પાસે આવજે, એટલે હું તારૂં દારિદ્ર દુર કરીશ.

હવે જ્યારે બ્રહ્મદત્તે ચક્રવત્તિ રાજા થયાનું બિરૂધ ધારણ કર્યું એવા ખબર એ બ્રાહ્મ-ણને પડતાં તે બ્રહ્મદત્તને મળ્યો એટલે બ્રહ્મદત્તે તેને જે માગે તે આપવાનું વચન કહ્યું ત્યારે તે બ્રાહ્મણે પોતાની સ્ત્રીની શીખવણીથી નિરંતર જુદે જુદે ઘેર ભોજન કરવું અને

એક મોહોર દક્ષણામાં મળે તેવું વચન માગ્યું. રાજાએ તે સ્વીકાર્યું. તેમાં પહેલો જમવાનો વારો બ્રહ્મદત્ત ચક્રવૃત્તિને પોતાનેજ ઘેર આવ્યો. રાજાએ ઘણી સારી રસોઇ જમવામાં પીરસાવી, પરંતું બ્રાહ્મણે હઠ લીધી કે જે ભોજન તમે કરોછો તેજ ભોજન અમને આપો. રાજાએ ઘણું સમજાવ્યો કે ચક્રવૃત્તિનું ભોજન બીજાને પચે નહીં માટે તેનો આગ્રહ તું છોડી દે. તે છતાં બ્રાહ્મણે તેનું કહેવું માન્યું નહીં ને ઉલટું મેણું માર્યું કે આટલું ભોજન જે રાજા આપી શકતો નથી તે બીજું શું આપશે? એમ કહેવાથી રાજાએ નિરૂપાયે તેના કુટુંબને પોતાનું ભોજન કરાવ્યું. આ ભોજન કરવાથી તે બ્રાહ્મણનું કુટુંબ વિષયથી એટલું બધું વ્યાકુળ થઇ ગયું કે ગમ્યાગમ્યનો વિચાર પણ ન રહ્યો. વિષયમાં લંપટ થઇ આપસ આપસમાં બેહેન, પુત્રી અને માતા સાથે પણ વ્યભિચાર કર્યો, અને તે ભોજનના તિવ્ર નિશામાં તેઓને પ્રાયઃ આખી રાત્રી વિટંબના થઇ.

એ પાંચ મહાપુરૂષોની કથા પુર્ણ થઇ હવે ચાલતો વિષય (ભાષાંતર) શરૂ કરવામાં આવે છે.

## ૪૨ નારકીને ઉષ્ણ તથા સીતવેદના કહેછે.

**પ્રશ્ન—**હે ભગવંત, ઉષ્ણ વેદનાવાળા નારકી નરકને વિષે કેવીક ઉષ્ણવેદના ભોગવતાં થકાં વિચરે છે?

**ઉ-તર—**હે ગૌતમ, તે યથા દ્દષ્ટાંતે કોઇક લુવારનો પુત્ર વયે કરી જુવાન બળવંત, રોગ રહીત સ્થિર છે હાથનો અગ્ર ભાગ, સ્થિર છે જેના હાથ, પગ, પાસાં, પુંઠ, પેટ પ્રમુખ સુખાદિકે કરી સહીત છે. વળી ઉલંઘવે, હાલવે, ચાલવે મર્દવાદિક ગુણે કરી સમર્થ છે. તાલ વ્રૃક્ષની પરે લાંબા સરળ દઢ બાંહ છે જેની પુષ્ટ માંસે સહીત વૃતાકારે તેના ખંભા છે. ચર્મેષ્ટક દૃઘણ પુષ્ટીક સમાહત પુષ્ટ એહવા તેના ગાત્ર છે. પોતાના શરીરને બળે કરી સહીત ઉછાહવંત, પોતાના કાર્યને વિષે અવિલંબે તે વિલંબ કરે નહિ. પોતાના કુળની વિદ્યાએ કરી યુક્ત કાર્યને વિષે ઉદ્યમવંત નિપુણ, વિજ્ઞાનવંત કારીગરીને વિષે નિપુણ એહવો લોહકાર. એક મોટો લોહ (લોઢા) નો પીંડ પાણીના ઘડા જેવડો લીએ લઇને તેહને અગ્ની મધ્યે પચાવે વારંવાર ઘણે કરીને ટીપે વારંવાર વળી તપાવે. વારંવાર તેહને ચુર્ણ કરે, વારંવાર એક અહોરાત્ર, (રાત દિવસ) બે અહોરાત્ર, ત્રણ અહોરાત્ર. એમ ઉત્કૃષ્ટ પનર અહોરાત્ર પર્યંત તે લોહના ગોળાને ઘણે કરી ટીપે, ત્યારપછી તે લોહનો ગોળો શીતળ થાય, ત્યારે તેહને સાંડસે ઝાલીને. હવે અણછતે ભાવે દ્રષ્ટાંત દેખાડે છે. તે ઉષ્ણ વેદનાવાળી નરક મધ્યે તે લોહનો ગોળો ઘાલે. ઘાલીને તે લોહકાર પુરૂષ મનમાં એમ ચીતવે જે હું એ ગોળો મેખોનમેખ પછી (નજરે જોતાં) નરક મધ્યેથી પાછો કાઢીસ, એમ ચીતવીને પાછો કાઢવા વાછતો તે ગોળાને ભાંજતો દેખે. તે ગોળો માંખણની પરે ગળતો દેખે. તે ગોળો ભસ્મ થાય પણ પાછો સાજો ગોળો કાઢવાને ઉદ્યમ કરી શકે નહીં,। અથવા તે ગોળાને અણગળતોથકો કાઢવા, અથવા તે ગોળાને ભસ્મ થયા વિનાં પાછો કાઢી શકે નહીં. એહવી નરક મધ્યે ઉષ્ણવેદના છે.

વળી એજ દ્રષ્ટાંત સ્પષ્ટપણા માટે બીજો દ્રષ્ટાંત દેખાડે છે તે યથા દ્રષ્ટાંતે કોઇક મદવંત હાથી (બીજુ નામ દ્વીપ તથા કુંજર) તે હાથી સાઠ વર્ષનો હોય તે પ્રથમ સરદ રતુ કાળ સમયે એટલે કાર્તિક માસે અથવા ચર્મ છેલી ગીષ્મરતુ તે જેષ્ટ માસ સમયે ઉષ્ણ સુર્યાદિ કીરણે પીડયોથકો, તૃષાએ પીડયોથકો, દવની અગ્ની જ્વાળાએ પીડયોથકો, ક્ષુધાએ પીડયોથકો, આકળો થયોથકો, દુર્બળ કીલામના પામ્યોથકો, એક મોટી પુષ્કરણી વાવને દેખે. તે વાવ કેહવી છે, તો કે ચોખૂણી સુખે પ્રવેશ કરવા જોગ્ય છે, સમતીર છે. અનુક્રમે શુભ મનોહર છે. તે વાવને વિષે સુગ્નત પ્રવેસ છે, ને ગંભીર સીતળ પાણી છે. વળી કમળને પત્રે ઢાંકી છે તથા પદ્મપત્રે તથા કમળનાળે કરી ઘણા ઉત્પલ તથા ચંદ્ર વિકાશી કમળ નલીન, સુભગનામા કમળ, સોગંધીકનામા કમળ, પુંડરીક કમળ, સો પાંખડીનાં કમળ, હજાર પાંખડીનાં કમળ ઇત્યાદિક તેના કેસરા ને ફુલ તેણે કરી શોભિત

છે. તીહાં ભમરાના સમુહ તે કમળ પ્રતે ભોગવતાં રહે છે. તે વાવનું જળ સ્વરૂપે સ્ફાટિક વર્ણ છે. નિર્મળ એહવું જળ તેણે કરી તે વાવ પ્રતિપૂર્ણ ભરી છે. વળી તીહાં ઘણા મચ્છ ને કાચ્છબા જળ મધ્યે ભમે છે. વળી અનેક પંખી તીહાં ગોહ ક્રિડા કરે છે. શબ્દે કરી સહીત તીહાં પંખીના મધુર સ્વર છે. એહવી વાવપ્રત્યે તે હાથી દેખે. દેખીને તે મધ્યે પ્રવેશ કરે. પ્રવેશ કરીને તે હાથી ઉષ્ણ વેદના વિસારે. શાંત થાય, તૃષા, ને ક્ષુધાને, દાધજ્વરને, અગ્નીદાહને પણ વિસારે. શાંત થાય ત્યારે તે હાથી નિંદ્રા પામે, પ્રચલા નિંદ્રા પામે, સાતા પામે, સુખ પામે, સંતોષ પામે, મતિ બુદ્ધિપ્રત્યે પામે. (સુખ પામવાથી આનંદ માને) ત્યારે તે હાથી સીતળ થાય. સીતળીભૂત કાયા થાય. જળમધ્યે સંક્રમીને સાતા ને સંતોષ બહુજ પામે. એ દ્રષ્ટાંતે હે ગૌતમ, અસત્ કલ્પનાએ કોઇ ઉષ્ણ વેદના-વાળો નારકી નરક મધ્યેથી ઉપડે. ઉપડીને એ લોકે મનુષ્ય ક્ષેત્રે અગ્નીકાયના ઠામ છે તે કહે છે. લોહના આગર (જ્યાં લોઢું કાઢવાની ખાણ ગાળી ને લોઢાના રસ કરે તે તીવ્ર અગ્નીનાં ઠેકાણાં) ત્રાંબાના આગર, તરૂવાના આગર, શીશાના આગર, રૂપાના આગર, સોનાના આગર, કુંભારના નિંભાડાની અગ્ની, તુસ (છોડ પ્રમુખ)ની અગ્ની, ખડ પ્રમુખની અગ્ની, ઇંટના નિંભાડાની અગ્ની, કવેળુના (નળીયાના) નિંભાડાની અગ્ની, લોહારની કોડની અગ્ની, સેલડીના વાડની (ગોળ પચાવવાની ચુલની) અગ્ની, હંડીકા અગ્ની, રાંધવાની અગ્ની, મોરીક અગ્ની (મગના અખાડાની અગ્ની), તૃણ વિશેષ તેની અગ્ની, તલસરાની અગ્ની, નડનો ([illegible]) અગ્ની, ધાનીના તુસની અગ્ની. બરી પ્રમુખની અગ્ની. ઇત્યાદિક તાતી (ધગ-ધગતી) અગ્ની. ફુલ્યા કેસુ સરખી રાતે વરણે. હજારોગમે કણીયા (તણખા)ને મુકતી થકી, હજારોગમે જ્વાળા મુકતી થકી, હજારોગમે ઈંગાળાના સહસ્ત્ર વિખેરતીથકી, એહવી ઝાજવલ-માન અગ્ની હોય, તે એહવી અગ્નીને તે નારકી દેખે. તે અગ્નીને દેખીને જેમ ગીસ્મરતુના તાપે તૃષાએ વ્યાકુળ થએલ હાથી સીતળ પાણીએ ભરેલ સરોવર જોઇ આનંદ પામી તેમાં પ્રવેશ કરે, તેમ તે નારકી નરકની ઉષ્ણ વેદનાએ પીડાએલ તે અગ્ની જોઇ આનંદ પામી તે મધ્યે પ્રવેશ કરે, ત્યારે તે નારકી ઉષ્ણ વેદનાને વિસારે (શાંત થાય). તૃષાને પણ [illegible] પણ વિસારે, જ્વરને પણ વિસારે, દાહજ્વરને પણ વિસારે ત્યારે તે નારકી [illegible] વિશેષ નિંદ્રારૂપ પામે, સુખ પામે, સંતોષ પામે, રતી પામે, મતિ [illegible] સુખ પામે. શીતળીભૂત કાયા થાય. તે નારકી સાતા સુખ બહુલ પામે [illegible] સુખ પામ્યો તેમ નારકી નરકની અનંત તિક્ષણ અગ્નીના તાપ-[illegible] અગ્ની દેહ તેને શીતળના લાગે, તેથી ઉપર કહેલ ઠામે [illegible] નરકને વિષે રહ્યા. નારકી ઉષ્ણ વેદનાવાળા સદાય ઉષ્ણ વેદના

હવે સીત વેદના કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સીત વેદનાના ધણી નારકી નરકને વિષે કેવીક શીત (ઠંડી) વેદના ભોગવતાથકા વિચરે છે?

**ઊત્તર**—હે ગૌતમ, તે યથા દૃષ્ટાંતે કોઇક લોહારનો પુત્ર જુવાન, સુખવંત, બળવંત જાવત્ પુર્વલી પરે કારીગરીને વિષે નિપુણ તે લોહકાર એક મોટો લોહ પીંડ પાણીના ગાડુવા જેવડો લીયે લેઇને અગ્નીમધ્યે તાવે પછે ઘણે કરી કુટે. (ટીપે) એમ જઘન્યથી એક દીવસ, બે દીવસ, ત્રણ દીવસ. ઉત્કૃષ્ટ એક માસ પર્યંત ઉષ્ણ કરે ને ઘણે કરી કુટે. ત્યારે તે લોહ ઉષ્ણ ભૂત થાય. તે લોહને સાંડસે કરી ઝાલે. (અસત્ કલ્પનાએ જાણવા માટે ન્યાય). સાણસે ઝાલીને સીતવેદના વાળી નરકમાં તે લોહનો ગોળો ઘાલે. ને ઘાલતાંજ મનમાં એવું ચીંતવેજે હું એ લોહના ગોળાને મેખોનમેખ પછી પાછો કાઢીશ પણ તે ઘાલતા વેંતજ તે લોહનો ગોળો ચૂર્ણ થઇ જાય. એમ જાવત્ પુર્વલીપરે તે પુરૂષ પાછો ફરી તે લોહના ગોળાને કાઢવાને ઉદયમ કરી શકે નહીં.

વળી બીજો દ્રષ્ટાંત દેખાડે છે. તે યથા દ્રષ્ટાંતે કાઇક મદવંત હાથી તેમજ જાવત્ પુર્વલીપરે તે વાવ દેખીને સાતા સુખ પામતો થકો વિચરે છે. એજ દ્રષ્ટાંતે. હે ગૌતમ અસત કલ્પનાએ કોઇ સીત વેદનાનો ધણી નારકી નરક મધ્યેથી ઉપડે, ઉપડીને ઇહ મનુષ્ય લોકે સીતના ઠામ ઠેકાણાં છે. તે હીમનાં ઠામ, હીમના પુંજના ઠામ, હેમાલા પર્વત પ્રમુખ, હીંમ પડલ પુંજના ઠામ, તુખારના ઠામ, તુખારના પુંજના ઠામ, હીંમના કુટના ઠામ, હીંમ કુટ પુંજના ઠામ એટલે હીમાળાના સીખર, અથવા માઘ (મહા) માસની ટાઢ. ઇત્યાદિક તે નારકી દેખે દેખીને તે મધ્યે પ્રવેશ કરે, પ્રવેશ કરીને તે નારકી સીતને વિસારે, ક્ષુધાને વિસારે, જવરને વિસારે, દાહ જવરને પણ વિસોરે શાંત થાય, ત્યારે તે નારકી નીંદ્રા પામે પ્રચલા નીંદ્રા વિશેષ પામે. જાવત્ (ઠંડી- ટાઢ જવાથી) ઉષ્ણ ઉષ્ણ ભૂત કાયા થાય. તે નારકી સંક્રમ કરતો થકો સાતા ને સુખ બહુલપણે ભોગવે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે નારકીને ઇહ લોકની સીત સમાન સીત વેદના છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. સીત વેદનાના ધણી નારકી નરકને વિષે એહથી અનીષ્ટતર સીતવેદના ભોગવતાંથકા વિચરે (રહે) છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકીની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય દશ હજાર વરસની ને ઊત્કૃષ્ટપણે એક સાગરોપમની છે, (પહેલી નરકે તેર પાઠડા છે તેની સ્થિતિ ટીકાથી વીસ્તારીને કહેછે. પહેલે પાઠડે જઘન્ય દસ હજાર વરસની, ને ઊત્કૃષ્ટી નેવુંહજાર વરસની. બીજે પાઠડે જ૦ નેવુંહજાર વરસ, ને ઉ૦ નેવુંલાખ વરસની. ત્રીજે પાઠડે જ૦ નેવુંલાખ વરસ, ને ઉ૦ પૂર્વક્રોડ વરસની. ચોથે પાઠડે જ૦ પૂર્વ ક્રોડ વરસની, ને ઉ૦ એક સાગરના દશ ભાગ કરીએ તેવા એક ભાગની. પાંચમે પાઠડે જ૦ દશીયો એક ભાગ, ને ઉ૦. દશીયા બે ભાગની. છઠે પાઠડે જ૦ બે

ભાગની, ને ઉ૦ ત્રણ ભાગની. સાતમે પાઠડે જ૦ ત્રણ ભાગની, ને ઉ૦ ચાર ભાગની. આઠમે પાઠડે જ૦ ચાર ભાગની, ને ઉ૦ પાંચ ભાગની. નવમે પાઠડે જ૦ પાંચ ભાગની, ને ઉ૦ છ ભાગની. દશમે પાઠડે જ૦ છ ભાગની, ને ઉ૦ સાત ભાગની. અગ્યારમે પાઠડે જ૦ સાત ભાગની, ને ઉ૦ આઠ ભાગની. બારમે પાઠડે જ૦ આઠ ભાગની, ને ઉ૦ નવ ભાગની. તેરમે પાઠડે જ૦ નવ ભાગની, ને ઉ૦ દશ ભાગ એટલે એક સાગરોપમ પુરાની છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, બીજી શકરપ્રભા પૃથ્વીના નારકીની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય એક સાગરોપમની ને ઉત્કૃષ્ટી ત્રણ સાગરોપમની છે.

(બીજી નરકે અગ્યાર પાઠડા છે તેની સ્થિતિ ટીકાથી કહે છે. પહેલે પાઠડે જ૦ એક સાગરોપમની ને ઉ૦ એક સાગર ને એક સાગરના અગ્યાર ભાગ કરીએ તેવા બે ભાગની. બીજે પાઠડે જ૦ એક સાગરને અગીયારીયા બે ભાગની ને ઉ૦ એક સાગર ને અગીયારીયા ચાર ભાગની. ત્રીજે પાઠડે જ૦ એક સાગર ને ચાર ભાગની, ને ઉ૦ એક સાગર ને છ ભાગની. ચોથે પાઠડે જ૦ એક સાગર ને છ ભાગની, ને ઉ૦ એક સાગર ને આઠ ભાગની. પાંચમે પાઠડે જ૦ એક સાગર ને આઠ ભાગની, ને ઉ૦ એક સાગરને દશ ભાગની. છઠે પાઠડે જ૦ એક સાગર ને દશ ભાગની ને ઉ૦ બે સાગર ને એક ભાગની. સાતમે પાઠડે જ૦ બે સાગર ને એક ભાગની ને ઉ૦ બે સાગર ને ત્રણ ભાગની. આઠમે પાઠડે જ૦ બે સાગર ને ત્રણ ભાગની ને ઉ૦ બે સાગર ને પાંચ ભાગની. નવમે પાઠડે જ૦ બે સાગર ને પાંચ ભાગની ને ઉ૦ બે સાગર ને સાત ભાગની. દશમે પાઠડે જ૦ બે સાગર ને સાત ભાગની ને ઉ૦ બે સાગર ને નવ ભાગની. અગ્યારમે પાઠડે જ૦ બે સાગર ને નવ ભાગની ને ઉ૦ બે સાગર ને અગ્યાર ભાગ એટલે ત્રણ સાગરોપમ પુરાની જાણવી.)

**પ્રશ્ન**—હે ભગવંત, ત્રીજી વાળુપ્રભા પૃથ્વીના નારકીની કેટલી સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય ત્રણ સાગરોપમની ને ઉત્કૃષ્ટી સાત સાગરોપમની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચોથી પંકપ્રભા પૃથ્વીના નારકીની કેટલી સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય સાત સાગરોપમની ને ઉત્કૃષ્ટી દશ સાગરોપમની છે.

(ચોથી નરકે સાત પાઠડા છે તેની સ્થિતિ ટીકાથી કહે છે. પહેલે પાઠડે જ૦ સાત સાગરની ને ઉ૦ સાત સાગર ને એક સાગરના સાત ભાગ કરીએ તેવા ત્રણ ભાગની. બીજે પાઠડે જ૦ સાત સાગર ને (સાતીયા) ત્રણ ભાગની ને ઉ૦ સાત સાગર ને ૭ ભાગની. ત્રીજે પાઠડે જ૦ સાત સાગર ને ૭ ભાગની ને ઉ૦ આઠ સાગર ને બે ભાગની. ચોથે પાઠડે જ૦ આઠ સાગર ને બે ભાગની ને ઉ૦ આઠ સાગર ને પાંચ ભાગની. પાંચમે પાઠડે જ૦ આઠ સાગર ને પાંચ ભાગની ને ઉ૦ નવ સાગર ને એક ભાગની. છઠે પાઠડે જ૦ નવ સાગર ને એક ભાગની ને ઉ૦ નવ સાગર ને ચાર ભાગની. સાતમે પાઠડે જ૦ નવ સાગર ને ચાર ભાગની ને ઉ૦ નવ સાગર ને સાત ભાગની. એટલે દશ સાગરોપમ પુરાની.)

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચમી ધૂમપ્રભા પૃથ્વીના નારકીની કેટલી સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય દશ સાગરોપમની ને ઉતકૃષ્ટી સતર સાગરોપમની છે.

(પાંચમી નરકે પાંચ પાઠડા છે તેની સ્થિતિ ટીકાથી કહે છે. પહેલે પાઠડે જ૦ દશ સાગરની ને ઉ૦ અગ્યાર સાગરને એક સાગરના પાંચ ભાગ કરીએ તેવા બે ભાગની. બીજે પાઠડે જ૦ અગ્યાર સાગરને (પાંચયા) બે ભાગની ને ઉ૦ બાર સાગરને ચાર ભાગની. ત્રીજે પાઠડે જ૦ બાર સાગરને ચાર ભાગની ને ઉ૦ ચઉદ સાગરને એક ભાગની. ચોથે પાઠડે જ૦ ચઉદ સાગરને એક ભાગની ને ઉ૦ પનર સાગર ને ત્રણ ભાગની. પાંચમે પાઠડે જ૦ પનર સાગરને ત્રણ ભાગની ને ઉ૦ સોળ સાગરને પાંચ ભાગની. એટલે સત્તર સાગરોપમ પુરાની.)

**પ્રશ્ન**—હે ભગવંત, છઠી તમપ્રભા પૃથ્વીના નારકીની કેટલી સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય સત્તર સાગરોપમની ને ઉત્તકૃષ્ટી બાવીશ સાગરની છે.

(છઠીનરકે ત્રણ પાઠડા છે. તેની સ્થિતિ ટીકાથી કહે છે. પહેલે પાઠડે જ૦ સત્તર સાગરની ને ઉત્તકૃષ્ટી અઢાર સાગરને એક સાગરના ત્રણ ભાગ કરીએ તેવા બે ભાગની. બીજે પાઠડેજ૦ અઢાર સાગરને (ત્રીયા) બે ભાગની ને ઉ૦ વીશ સાગરને એક ભાગની. ત્રીજે પાઠડે જ૦ વીશ સાગરને એક ભાગની ને ઉ૦ એકવીશ સાગરને ત્રણ ભાગની એટલે બાવીશ સાગર પુરા.)

**પ્રશ્ન**—હે ભગવંત, સાતમી તમતમા પૃથ્વીના નારકીની કેટલી સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય બાવીશ સાગરોપમની ને ઉત્તકૃષ્ટી તેત્રીશ સાગરોપમની છે. (ત્યાં એકજ પાઠડો છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી આંતરા રહીત ચવીને કઇ ગતિમાં જાય કઇ ગતિમાં ઉપજે? શું નરક મધ્યે ઉપજે. કે તિર્યંચ મધ્યે ઉપજે? કે મનુષ્ય મધ્યે ઉપજે, કે દેવતા મધ્યે ઉપજે?

ઉત્તર—હે ગૌતમ, જેમ પનવણા સૂત્રે વ્યુતક્રાંત પદે કહી છે. તેમ આંહી પણ કહેવી. એટલે નારકી. નારકી, દેવતા મધ્યે ઉપજે નહિ ફક્ત ગર્ભજ મનુષ્ય ને તિર્યંચ મધ્યેજ ઉપજે. એમ જાવત્ છઠી નરક સુધી કહેવું.

પ્રશ્ન—હે ભગવંત, સાતમી તમતમા નરકના નારકી, ચવીને કયાં ઉપજે?

ઉત્તર—હે ગૌતમ, એક ગર્ભજ તિર્યંચ મધ્યેજ ઉપજે.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી કેવોક પૃથ્વીનો સ્પર્શ ભોગવતા થકા વિચરે છે?

ઉત્તર—હે ગૌતમ, અનીષ્ટ જાવત્ અમનોજ્ઞ સ્પર્શ ભોગવે છે. એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી કેવોક પાણીનો સ્પર્શ ભોગવતા થકા વિચરે છે?

ઉત્તર—હે ગૌતમ, અનીષ્ટ જાવત્ અમનોજ્ઞ એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું. એમ જાવત્, અગ્નિ, વાયુ, ને વનસ્પતિ પર્યંત અનીષ્ટ સ્પર્શ સાતમી નરક પર્યંત જાણવો.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વી બીજી નરક આશ્રિને જાડપણે મોટી છે? કે લાંબપણે, પોહોળપણે સર્વથી લધુ (નાની) છે?

ઉત્તર—હે ગૌતમ, એ રત્નપ્રભા પૃથ્વી બીજી નરક આશ્રિને જાડપણે (ઉંચપણે) સર્વ દિશે મોટી છે. અને લાંબપણે પહોળપણે, નાની છે.

પ્રશ્ન—હે ભગવંત, બીજી નરક, ત્રીજી નરક, આશ્રિયને જાડપણે સર્વ દિશે મોટી છે? ને લાંબપણે, પહોળપણે નાની છે?

ઉત્તર—હે ગૌતમ, બીજી નરક, ત્રીજી નરક આશ્રિને જાડપણે સર્વ દિશે મોટી છે. ને લાંબપણે, પહોળપણે નાની છે. એમ એણે અભિપ્રાયે જાવત્ છઠી નરક, સાતમી નરક આશ્રિને સર્વ દિશે જાડપણે મોટી છે. ને લાંબપણે, પહોળપણે નાની છે.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીને વિષે નરક મધ્યે જે પૃથ્વીકાયા જાવત્ વનસ્પતિકાયા, જીવ તે માહા કર્મના ધણી છે? માહા આશ્રવના ધણી છે? કે માહા દુષ્ટ વેદનાના ધણી છે?

ઉત્તર—હે ગૌતમ, હા છે. એ રત્નપ્રભા પૃથ્વીને વિષે નરકાવાસાને વિષે જેમ છે તેમજ જાવત્ માહા વેદનાવંત છે. એમ જાવત્ સાતમી પૃથ્વીલગે કહેવું.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નભા પૃથ્વીને વિષે ત્રીશ લાખ નરકાવાસાને વિષે એકેકા નરકાવાસામાં સર્વ પ્રાણી, સર્વ ભુત, સર્વ જીવ, સર્વ સત્ત્વ પૃથ્વીકાયપણે જાવત્ વનસ્પતિકાયપણે ને નારકીપણે પુર્વે ઉપના છે?

ઉત્તર—હે ગૌતમ, હા. અસકૃત વારંવાર એકેકા જીવ અનંતીવાર એકેકે ઠામે ઉપનો છે.

એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું પણ એટલો વિશેષ જે જ્યાં જેટલા નરકાવાસા છે ત્યાં તેટલા નરકાવાસા કહેવા.

હવે ઉદ્દેશાની સંગ્રહ ગાથા છે તેનો અર્થ કહેછે. પૃથ્વી અવગાહીને જઇએ ૧, ત્યાં નરકાવાસા છે ૨, તેહનું સંસ્થાન. ૩, તેહનું જાડપણું. ૪, લાંબપણું. ૫, પહોળપણું. ૬, પરિધિ. ૭, ને તે નરકાવાસાનો વર્ણ. ૮, ગંધ. ૯, ને સ્પર્શ. ૧૦, ઇત્યાદિક કહ્યાં ૧. તે નરકાવાસાનું મહાલય (મોટાઇ) પણું ત્યાં દેવતાનો દૃષ્ટાંત દેખાડ્યો. ૧૧, દેવતાની ઉપમાએ કરી મોટાઇપણો કહેવો. ત્યાં જીવ અને પુદ્ગળ ઉપજે છે ને ઉપના છે. ૧૨, તે નરકાવાસા સાસવતા છે. ૧૩, ઇત્યાદિક ૨. ત્યાં નારકી ઉપજવાનું પરીમાણ. ૧૪, ને તેનો અપહાર. ૧૫, નરકાવાસાનું ઉંચપણું. ૧૬, નારકીનું સંઘયણ. ૧૭, ને સંસ્થાન ૧૮, વર્ણ. ૧૯, ગંધ. ૨૦, સ્પર્શ. ૨૧, શ્વાસોશ્વાસ. ૨૨, ને આહાર. ૨૩, ઇત્યાદિક પ્રશ્ન પુછ્યાં. ૩. લેશ્યા. ૨૪, દષ્ટી. ૨૫, જ્ઞાન. ૨૬, જોગ. ૧૭, ઉપયોગ. ૨૮, સમુદ્ઘાત. ૨૯, ક્ષુધા. ૩૦, તૃષા. ૩૧, વિકુર્વણ. ૩૨, વેદના. ૩૨, ભય, ૩૪, ૪. ત્યારપછી ૫, મહાપુરૂષ સાતમીએ ગયા તેહના નામ. ૩૫, ત્યારપછી સીતોષ્ન વેદનાની ઉપમા. ૩૬, સ્થિતિ. ૩૭, ઉદ્ર્તન. (કઇ ગતિમાં જાય) ૩૮, ને પૃથ્વીનો સ્પર્શ. ૩૯, ત્યારપછી સર્વે જીવનો ઉપપાત. ૪૦, ૫. એટલા બોલ એ ઉદ્દેશામધ્યે પુછયા છે તેની એ સંગ્રહ ગાથા ૫. જાણવી. એ નારકીના અધિકારનો બીજો ઉદ્દેશો પુરો થયો.

## ૪૨. નારકીનો ત્રીજો ઉદ્દેશો.

**પ્રશ્ન—** હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીએ નારકી કેવા પુદ્ગળના પરિણામ ભોગવતા થકા વિચરે છે?

**ઉત્તર—** હે ગૌતમ, અનીષ્ટ જાવત્ અમનોજ્ઞ એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું.

હવે સંગ્રહ ગાથા ૧૩ છે તેનો અર્થ કહે છે ( સંગ્રહથી ઉદ્દેશો જાણવો. ) પુદ્ગળનો પરિણામ ને નારકીની વેદના, લેશ્યા, નરકના નામ ને ગોત્ર, અરતી, ભય, શોક, ક્ષુધા, તૃષા ને વ્યાધિ છે. ॥૧॥ સ્વાસોસ્વાસ ને તેને સ્વભાવેજ ક્રોધ, માન, માયા ને લોભ છે. ને તેને આહારાદિક ચાર સંજ્ઞા છે. તે નારકીના હીન પરીણામ છે. ॥૨॥ તે એ લોકથી નરકે કોણ જાય તો કે નિશ્ચે નરને વિષે વૃષભ સમાન બળના ધણી વાસુદેવ પ્રમુખ તથા જળચર મચ્છ પ્રમુખ તિર્યંચ મધ્યેથી. તથા મોટા રાજા, મંડળીક રાજા, વળી જે મોટા આરંભના કરનાર કુટુંબીક પ્રમુખ જાય. ॥૩॥ હવે વૈક્રિય શરીરનો કાળ કહે છે. નરક મધ્યે નારકીનું શરીર વૈક્રિય એક મુહુર્ત્ત પ્રમાણ રહે. ને તિર્યંચ, મનુષ્ય મધ્યે વૈક્રિય શરીર ચાર મુહુર્ત્ત પ્રમાણ રહે. ને દેવતાનું વૈક્રિય શરીર પ્રમુખ અર્ધમાસ રહે. એ ઉત્કૃષ્ટી વૈકુર્વણાનો કાળ કહ્યો. ॥૪॥ નારકીને નિશ્ચે માઠીજ વૈકુર્વણા હોય. તે નારકી શરીરમાં શરીરને વિકુર્વે તે સંઘયણ રહીત ને હુંડ સંસ્થાને સહીત. ॥૫॥ વળી જે પુદ્ગળ અનીષ્ટ છે તેનો નિશ્ચે નારકીને આહાર છે. ને નારકીને સંસ્થાન પણ નિશ્ચે હુંડ જાણવું. ॥૬॥ નારકી અસાતાને વિષે ઉપના અસાતા વેદની વેદતા

થકાજ સાતે નરકે નારકીના જીવ પોતપોતાના આવખા પ્રમાણે નારકીનો ભવ છાંડે છે. ॥૭॥ તેમાં કોઇક જીવ નારકીને વિષે ઉપજીને સાતાપણ વેદે છે. તે એમ જે પુર્વલા ભવનો દેવતા મિત્ર હોય તે નરક મધ્યે જઇને વેદના ટાળે તે કારણે. અથવા સમકિતવંત નારકી તેને સુભ અધવસાયે કરી અથવા પોતાના કર્મને સ્વભાવે કરી હલુયાકર્મ પ્રમુખ અથવા તિર્થંકરના પાંચ કલ્યાણ કે અંતર્મુહુર્ત્ત માત્ર સાતા વેદે. એટલા કારણે નારકી મુહુર્ત્ત માત્ર સાતા વેદે. અન્યથા સદાઇ અસાતાજ છે. ॥૮॥ એ નારકીનું વૈક્રય શરીર મરણ કાળે કેવું થાય છે, તેજસ કાર્મણ શરીર, સુક્ષ્મ નામ કર્મને ઉદયવાળાને સુક્ષ્મ શરીર પર્યાપ્તા અપર્યાપ્તાના મુક્તા માત્રમાંજ જેમ હજારો ભેદ થાય તેમ નારકીના શરીરના હજારો ભેદ પામે છે, એટલે વેરાઇને ઝીણા ઝીણા પરમાણુ થાય છે ॥૯॥ નારકીનો ઉત્પાત (તે ઉછળવું) જઘન્યથી ગાઉ માત્ર ને ઉત્કૃષ્ટપણે પાંચસે જોજન પ્રમાણ ઉછળે છે. નારકી દુખે કરી બીના છે. સહશ્રગંમે વેદના તેણે કરી સહીત છે. ॥૧૦॥ આંખ મીંચીને ઉઘાડીએ એટલી વાર પણ નારકીને શાતા નથી. દુખ મધ્યેજ બંધાણા છે. નરકને વિષે નારકી રાત દિવસ દુખ મધ્યેજ પચે છે. ॥૧૧॥ સીતવેદના વાળાને અતી સીત, ઉષ્ણ વેદનાવાળાને અતિ ઉષ્ણ, અસંત તૃષા, અસંત ક્ષુધા, અસંત ભય ઇત્યાદિક નરકને વિષે નારકી દુખના સૈકડા ગમે વિશામા રહીત દુખ પ્રત્યે ભોગવે છે. ॥૧૨॥ આ ઉદેશાની એ બાર ગાથા થઇ, તેનો અર્થ સંક્ષેપથી એક ગાથામાં કહે છે. વૈક્રીય શરીરનો કાળ મુહુર્ત્ત પ્રમાણ. ૧. અસુભ પુદગળનો આહાર ૨. અસાતાવેદની વેદે છે. ૩. ઉપપાત (તે ઉપજવું) ૪. ને ઉત્પાત (તે ઉછળવું.) ૫. અને શરીર પ્રમુખ ઇત્યાદિક ત્રીજે ઉદેશે કહ્યા. ॥૧૩॥ એ નારકીનો ત્રીજો ઉદેશો પુરો થયો. ઇતી નારકીનો અધિકાર સંપૂર્ણ.

## ૪૩. તિર્યંચનો પહેલો ઉદેશો.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે. એકેંદ્રિ તિર્યચજોનીયા ૧, બેઇંદ્રિ ૨, તેઇંદ્રિ ૩, ચૌરેંદ્રિ ૪, ને પચેંદ્રિ તિર્યચજોનીયા ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે. પૃથ્વીકાય એકેંદ્રિ તિર્યચજોનીયા ૧, પાણી ૨, અગ્નિ ૩, વાય ૪ ને વનસ્પતિકાયા એકેંદ્રિ તિર્યચજોનીયા ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, પૃથ્વીકાય એકેંદ્રિ તિર્યચજોનીયા તેના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે સુક્ષ્મ પૃથ્વીકાયા એકેંદ્રિ તિર્યચજોનીયા ૧, ને બાદર પૃથ્વીકાયા એકેંદ્રિ તિર્યચજોનીયા ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મ પૃથ્વીકાયા એકેંદ્રિ તિર્યચજોનીયા તેના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પર્યાપ્તા સુક્ષ્મ પૃથ્વીકાયા ૧, ને અપર્યાપ્તા સુક્ષ્મ [illegible] ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર પૃથ્વીકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયા તેના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના પણ બે ભેદ છે. પર્યાપ્તા બાદર પૃથ્વીકાયા ૧, ને અપર્યાપ્તા બાદર પૃથ્વીકાયા ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, અપકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. તે જેમ પૃથ્વીકાયાના ભેદ કહ્યા છે તેમ જાણવા. એમ અગ્ની, વાય ને વનસ્પતિકાયના પણ ભેદ બબે જાણવા.

**પ્રશ્ન**—હે ભગવંત, બેઈંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પર્યાપ્તા બેઇંદ્રિ તિર્યંચજોનીયા ૧ ને અપર્યાપ્તા બેઇંદ્રિ તિર્યંચજોનીયા ૨ એ બેઇંદ્રિના ભેદ કહ્યા. એમ જાવત્ તેઇંદ્રિ, ચૌરેંદ્રિ તિર્યંચજોનીયા સુધી જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૧, થળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૨, ને ખેચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. સમુછિમ જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૧, ને ગર્ભજ જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, સમુર્છિમ જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પર્યાપ્તા સમુછિમ જળચર તિર્યંચ ૧, ને અપર્યાપ્તા સમુર્છિમ જળચર તિર્યંચ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, ગર્ભજ જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પર્યાપ્તા જળચર ગર્ભજ તિર્યંચ ૧. ને અપર્યાપ્તા જળચર ગર્ભજ તિર્યંચ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, થળચર પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે ચતુષ્પદ થળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૧, ને પરીસર્પ પચેંદ્રિ તિર્યંચજોનીયા ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, ચતુષ્પદ થળચર તિર્યંચ પચેંદ્રિના કેટલા ભેદ છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક સમુર્છિમ ચતુષ્પદ થળચર પચેંદ્રિ તિર્યંચ ૧, બીજા ગર્ભજ ચતુષ્પદ થળચર પચેંદ્રિ તિર્યંચ ૨. એમ જાવત્ જેમ જળચર કહ્યા. તેમ ચતુષ્પદ પણ જાણવા.

**પ્રશ્ન**—હે ભગવંત, પરીસર્પ થળચર પચેંદ્રિ તિર્યંચ જોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક ઉરપર સર્પ થળચર પચેંદ્રિ તિર્યંચ જોનીયા ને બીજા ભૂજપર સર્પ થળચર પચેંદ્રિ તિર્યંચ જોનીયા.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉરપર સર્પ થળચર પચેંદ્રિ તિર્યંચ જોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. તે જેમ જળચરના કહ્યા તેમ ઉરપર સર્પના પણ ચાર ભેદ જાણવા. એમ ભૂજપર સર્પના પણ ચાર ભેદ જાણવા.

**પ્રશ્ન**—હે ભગવંત, ખેચર પચેંદ્રિ તિર્યંચ જોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક સમુર્છિમ ખેચર પચેંદ્રિ તિર્યંચ જોનીયા ને બીજા ગર્ભજ ખેચર પચેંદ્રિ તિર્યંચ જોનીયા.

**પ્રશ્ન**—હે ભગવંત, ખેચર સમુર્છિમ પચેંદ્રિ, તિર્યંચ જોનીયા તેના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક પર્યાપ્તા સમુર્છિમ ખેચર પચેંદ્રિ તિર્યંચ જોનીયા ને બીજા અપર્યાપ્તા સમુર્છિમ ખેચર પચેંદ્રિ તિર્યંચ જોનીયા. એમ ગર્ભજ ખેચર પણ જાણવા. જાવત્ પર્યાપ્તા ગર્ભજ ખેચર તિર્યંચ. ને અપર્યાપ્તા ખેચર ગર્ભજ તિર્યંચ પણ જાણવા.

**પ્રશ્ન**—હે ભગવંત, ખેચર પચેંદ્રિ તિર્યંચ જોનીયા તેને કેટલા પ્રકારનો જોની સંગ્રહ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પ્રકારનો જોની સંગ્રહ (ઉપજવાનાં ઠેકાણાં) છે. અંડજ (ઇંડાથી ઉપજે તે મયુરાદિક.) પોતજ (તે વડવાગોલ ૨,) ને સમુર્છિમ ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, અંડજ જોની સંગ્રહના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. સ્ત્રી ૧, પુરૂષ ૨, ને નપુંસક ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, પોતજ જોની સંગ્રહના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના પણ ત્રણ ભેદ છે. સ્ત્રી ૧, પુરૂષ ૨, ને નપુંસક ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, સમુર્છિમ જોની સંગ્રહના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે સર્વે જીવ એક નપુંસક વેદેજ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને લેશ્યા કેટલી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને છ લેશ્યા છે, તે કૃષ્ણ લેશ્યા ૧, જાવત્ શુકલ લેશ્યા ૬. પર્યંત જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સમ્યક્ત્વ દ્રષ્ટી છે, કે મિથ્યાત્વ દ્રષ્ટી છે, કે સમમિથ્યાત્વ દ્રષ્ટી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમ્યક્ત્વ દ્રષ્ટી છે. મિથ્યાત્વ દ્રષ્ટી છે, ને સમમિથ્યાત્વ દ્રષ્ટી પણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત તે જીવ શું જ્ઞાની છે કે અજ્ઞાની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જ્ઞાની પણ છે, ને અજ્ઞાની પણ છે. તેમાં જ્ઞાન ત્રણ સુધી હોય ને અજ્ઞાન ત્રણની ભજના.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું મનજોગી છે, કે વચનજોગી છે, કે કાયજોગી છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્રણે જોગ સહીત છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સાકરોપયોગી છે. કે અનાકારોપયોગી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સાકારોપયોગી પણ છે અને અનાકારોપયોગી પણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કઇ ગતિમાંહેથી આવી ઉપજે? શું નારકી મધ્યેથી ઉપજે, કે તિર્યંચ મધ્યેથી ઉપજે, કે મનુષ્ય મધ્યેથી ઉપજે કે દેવતા મધ્યેથી ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, અસંખ્યાતા વરસના આવખાના ધણી ત્રીસ અકર્મભૂમિના ને છપન અંતરદ્વીપના મનુષ્ય, તિર્યંચ જુગળીયા, ને આઠમા દેવલોકની ઉપરના દેવતા વરજીને શેષ સર્વ ઉપજે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગની છે.

**પ્રશ્ન**— હે ભગવંત, તે જીવને કેટલી સમુદ્ઘાત છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને પાંચ સમુદ્ઘાત છે. વેદની સમુદ્ઘાત કષાય સમુદ્ઘાત, મારણાંતિક સમુદ્ઘાત, વૈક્રિય સમુદ્ઘાત, ને તેજસ સમુદ્ઘાત.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મારણાંતિક સમુદ્ઘાતે શું સમોહત મરે છે, કે અસમોહત મરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમોહત પણ મરે છે ને અસમોહત પણ મરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ આંતરા રહીત ચવીને કઇ ગતિમાં જાય, કઇ ગતિમાં ઉપજે? શું નારકી મધ્યે ઉપજે, કે તિર્યંચ પ્રમુખ કઇ ગતિમાં ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ બીજી પ્રજ્ઞપ્તી (પ્રતિપતિ) ને વિષે ઉપપાત કહ્યો છે તેમ જાણવો, અથવા પનવણાને વ્યુત્ક્રાંતિ પદને વિષે કહ્યો છે તેમ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવની કેટલી જાતી કુલકોટી લાખ કહી છે? (ઇહાં જાતી કુળ જોનીનું ઉદાહરણ કહેછે. જે એક યોની મધ્યે અનેક જાતી કુળ હોય. જેમ છાણની યોની મધ્યે કૃમીયાનું કુળ, કીડાનું કુળ, વીંછીનું કુળ છે. તે કારણે એક યોની મધ્યે અનેક જાતીના કુળ હોય તે બે ઇંદ્રી, તેઇંદ્રિ, ચૌરેંદ્રિ, પચેંદ્રિ પ્રમુખના હોય. તીહાં યોની તે ઉત્પતિ સ્થાનક (ઉપજવાનું ઠેકાણું) ને કુળ તે પોતાના સરખા જીવ હોય તે. એને જાતી કુળ કોડી કહી છે. તે બીન જાતીના જીવ માટે) તથા જેમ તિર્યંચની જાતિ છે ને તેનાં કુળ કૃમિયા કીડા વીંછી પ્રમુખ એ કુળ છે તે યોની પ્રમુખ કહીએ એટલે એક યોનિને વિષે અનેક કુળ થાય)

**ઉતર**—હે ગૌતમ, બાર લાખ જાતિ કુલ કોડીની પ્રમુખ લાખો છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ભુજપર સર્પ થળચર પચેંદ્રિ તિર્યંચ જોનીયાને કેટલા પ્રકારની યોની સંગ્રહ છે?

**ઉતર**—હે ગૌતમ, ત્રણ પ્રકારની છે. તે કહે છે. અંડજ ૧, (ઘો પ્રમુખ) પોતજ ૨, (નકુલ પ્રમુખ.) ને સમુર્છિમ ૩, એ રીતે જેમ ખેચરનો અધિકાર કહ્યો તેમ જાણવો. પણ એટલો વિશેષ જે આયુષ જઘન્યથી અંતર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટુ ક્રોડ પુર્વનું. અને તે મરીને બીજી નરક સુધી જાય. તેની નવલાખ જાતી કુલ કોટી અનેક લક્ષ યોની પ્રમુખ છે. એમ અનંતે તિર્થંકરે કહ્યું છે. શેષ અધિકાર પુર્વપરે જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉરપર સર્પ થળચર પચેંદ્રિ તિર્યંચ જોનીયાને કેટલા પ્રકારની યોની સંગ્રહ છે.

**ઉતર**—હે ગૌતમ, જેમ ભૂજપરનો અધિકાર કહ્યો તેમ જાણવો. પણ એટલો વિશેષ જે તેનું આયુષ જઘન્યથી અંતર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વનું છે. તે મરીને જાવત્ પાંચમી નરક સુધી જાય. એહની દશ લાખ કુળ કોટી જાતી છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચતુષ્પદ થળચર પચેંદ્રી તિર્યંચ જોનીયાને કેટલા પ્રકારની યોની સંગ્રહ છે?

**ઉતર**—હે ગૌતમ, બે પ્રકારની છે. જરાયુન (ઓરથી ઉપજેલ ગાય પ્રમુખ) ૧ ને સમુર્છિમ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, જરાયુનના કેટલા ભેદ છે?

**ઉતર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. સ્ત્રી ૧, પુરૂષ ૨, ને નપુંસક ૩, તેમાં જે સમુર્છિમ છે તે સર્વ નપુંસક વેદે છે (ને ગર્ભજ ત્રણે વેદે છે)

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી લેશ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ પક્ષીનો અધિકાર કહ્યો છે તેમ જાણવો. પણ એટલો વિશેષ જે તેનું આવખું જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટુ ત્રણ પલ્યોપમનું (જુગળીયા આશ્રી) ને તે મરીને ચોથી નરક પર્યંત જાય. તેની દશ લાખ જાતિ કુલ કોટી જાતી જોની પ્રમુખ કહી છે.

**પ્રશ્ન**—હે ભગવંત, જળચર પચેંદ્રિ તિર્યંચ જોનીયાને કેટલા પ્રકારનો જોની સંગ્રહ છે?

**ઉતર**—હે ગૌતમ, પુર્વે જેમ ભુજપર સર્પનો અધિકાર કહ્યો છે તેમ જાણવો. પણ એટલો વિશેષ જે મરીને જાવત્ સાતમી નરક પર્યંત જાય. તેની સાડી બાર લાખ જાતી કુલ કોટી જોની પ્રમુખ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચૌરેંદ્રિની કેટલી લાખ જાતિ કુલ કોટી છે?

**ઉતર**—હે ગૌતમ, નવલાખ કુલ કોટી જાતિ ને બે લાખ જોની પ્રમુખ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તેંઇંદ્રિની કેટલી લાખ જાતી કુલ કોડી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની આઠ લાખ કુલ કોડી જાતિ છે ને બે લાખ જોની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, બે ઇંદ્રિને કેટલી લાખ કુલ કોડી છે?

**ઉતર**—હે ગૌતમ, સાત લાખ કુલ કોડી જાતિ ને બે લાખ જોની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલા ગંધ કહ્યા છે. ને કેટલા ગંધાંગ સત કહ્યા છે?

**ઊ-તર**—હે ગૌતમ, સાત ગંધા અને સાતસેં ગંધના અંગ છે. ગંધ તથા ગંધાંગ સ્વરૂપ યથા ટીકાકારે ગાથા.

**मूलतयकठ निजास, पत्तपुप्फ फलमोय,॥ गंधंगा वणादुत्तरभेया, गंधंगसया मुणेयव्वा ॥१॥ अस्या व्याख्यानरुपं गाथाद्वयं,॥ मुथासुवन्नछल्ली, अगरुवालो तमालपत्तंच, तहयपीयंगू जाइ, फलंच जाईएगंधंगा ॥२॥ गुणणाएसत्तसया, पंचाहिंवणेहिं सूराभिगंधेणं, रसपणगेणंतहफासेहिं, चउहियमेतेहिं ॥३॥**

ભાવાર્થ—હવે સાત ગંધાંગ જાતિ ભેદ દેખાડે છે. મુળ ૧, ત્વચા ૨, કાષ્ટ ૩, નિર્યાસ (રસ) ૪, પત્ર ૫, પુષ્પ ૬, ફળ ૭, તેમાં મુળ એટલે મોથ, વાળો, ઉશીર ઇત્યાદિ. ૧. ત્વચા એટલે સુવર્ણ છાલ, તજ, ઇત્યાદિ ભેદ જાણવા. ૨. કાષ્ટ એટલે ચંદન અગર ઇત્યાદિ ભેદ જાણવા. ૩, નિર્યાસ એટલે કર્પુર પ્રમુખ જાણવા. ૪. પત્ર એટલે જાતિપત્ર, તમાલ પત્ર પ્રમુખ જાણવા. ૫. પુષ્પ એટલે પ્રિયંગુ, લવીંગ, નાગર, ફુલ ઇત્યાદિ જાણવા૬, ફળ, એટલે જાયફળ, કંકોલા, એલચી પ્રમુખ જાણવા ૭. એ સાતને પ્રત્યેક પ્રત્યેક. કાળા પ્રમુખ પાંચ વર્ણ ભેદે ગણીએ ત્યારે પાંત્રીશ થાય. તે પાંત્રીશમાં એક સુભિગંધ હોય તેનો ગુણાકાર નહીં થતાં પાંત્રીસજ રહે. તે પાંત્રીસને પાંચ રસે ગુણતાં એકસો પંચોતેર થાય. તેને આઠ સ્પર્શ માંહેલા સુંવાળો, ૧, હળવો. ૨, શીત. ૩. ને ઉષ્ણ ૪. એ સ્પર્શે ગુણતાં સાતસો ગંધાંગ થાય.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલી પુષ્પ (ફુલ) જાતિ કુલકોડી જોની પ્રમુખ કેટલા લાખ કહી છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચાર લાખ કુલકોડી જળજ કમળ પ્રમુખની, ચાર લાખ કુલકોડી થળજ જાય પ્રમુખના ફુલની, ચાર લાખ કુલકોડી માહાવૃક્ષ મહુડા પ્રમુખના ફુલની, ને ચાર લાખ કુલકોડી માહા ગુલ્મ કેતકી પ્રમુખના ફુલની. એ સોળ લાખ કુલકોડી ફુલની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલી વેલડી કહી છે. ને કેટલા વેલડીના સતક (સો) કહ્યા છે?

**ઉ-તર**—હે ગૌતમ, ચાર મૂળ વેલ કહી છે. ને ચારસેં ચીભંટ પ્રમુખની વેલી કહી છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલી લતાની જાત કહી છે. ને કેટલા લતાના સતક (સો) કહ્યાછે?

**ઉત્તર**—હે ગૌતમ, આઠ લતા નાગરવેલ પ્રમુખની છે ને આઠસેં લતા વિશેષ કહ્યા છે.

(જેહને ફુલ થાય તે વેલી ને જેહને ફુલ ન થાય તે લતા કહીએ) (લતાનો ને વેલીનો અધિકાર ક્યાંય ટીકામાં પણ વિવર્યો નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલે ભેદે હરીકાય ને કેટલા હરીકાયના સતક (સો) કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્રણ ભેદે હરીકાય કહી છે. જળજ ૧, (જળથકી ઉપના તે) થળજ ૨, (સ્થળ થકી ઉપના તે.) ઉભય ૩, (જળ થળ બંનેથકી ઉપના તે) એમ એકેકાના સો ભેદ થાય ત્યારે હરીકાયના ત્રણસેં ભેદ થાય. તિહાં હજાર વનસ્પતિના ફળ બિટબંધ. થાય, (વૃતાંક રીંગણા પ્રમુખ) ને હજાર ફળ નાળબંધ થાય છે (કમળ પ્રમુખ) એ સર્વે હરીકાયજ જાણવા.

તે એમ સર્વે જીવને જાસંતરે જાણતાં થકાં, એમ સુત્રને અનુસાર અવગાહતાં થકાં. એમ સુત્રને જ્ઞાનલોચને જોતાં થકાં, એમ ભલે પ્રકારે મનમાં ચીતવતાં થકાં. એ એ કાયમધ્યે નિશ્ચે સર્વ સંસારી જીવ આવે. ત્રસકાય મધ્યે (બેઈંદ્રી પ્રમુખ) ૧ ને થાવર કાય મધ્યે (પૃથ્વી પ્રમુખ) ૨, એમ સર્વ સરવાળે સકળ સંસારી જીવમધ્યે ચોરાશી જાતિ કુલકોડી જોનીપ્રમુખ સત સહસ્ત્ર હોય. એમ અતિત, અનાગત ને વર્તમાન અનંતા તિર્થંકરનું વચન છે.

વળી તિર્યંચ પુન્યકરે તે મરી દેવતા થાય તે ભણી તથા કુલકોટિની વિચારણાને વિષે, વિશેષ અધિકારથી, દેવતાના વૈમાનનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્વસ્તિકનામે ૧, સ્વસ્તિકાવર્ત્ત ૨, સ્વસ્તિકપ્રભ ૩, સ્વસ્તિકકાંત ૪, સ્વસ્તિકવર્ણ ૫, સ્વસ્તિકલેશ્ય ૬, સ્વસ્તિકધ્વજ ૭, સ્વસ્તિકશ્રંગાર ૮, સ્વસ્તિકકુટ ૯, સ્વસ્તિકસિદ્ધ ૧૦, સ્વસ્તિકોત્તરાવતંસક ૧૧, એ અગીયાર વૈમાન છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા. એ અગીયાર વૈમાન છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે વૈમાન કેવડાં મોટાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, જે વખતથી જંબુદ્વીપ મધ્યે અભ્યંતર મંડળે સૂર્ય ઉદય કરે છે. ને તે સૂર્ય આથમે છે તે વચે જે ૯૪૫૨૬ જોજનને એક જોજનના સાઠ ભાગ કરીએ તેવા બેતાળીશ ભાગ એટલું ક્ષેત્ર થાય છે, તેને ત્રણગણું કરતા ૨૮૩૫૮૦ જોજનને સાઠીયા છો ભાગ થાય તેટલા જોજનને એકેકે ડગલે દેવતા ચાલે તે ચંડાગતી કહીએ. તે વિગતે દેવતા તે ઉત્કૃટી ઉતાવળી જાવત્ દેવતાની ગતિએ ચાલતો થકો જાવત્ શબ્દે એક દિવસ, બે દિવસ, ને ઉત્કૃષ્ટપણે તે વૈમાન મધ્યે ૭ માસ પર્યંત ચાલે ત્યારે કોઈક વૈમાનનો પાર આવે ને કેટલાએક વૈમાનનો પાર આવે નહીં. એવડાં મોટાં વૈમાન છે. (એ વૈમાન પહેલે ચાર દેવલોકે છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, અર્ચિ ૧, અર્ચિરાવર્ત્ત ૨, (અર્ચિરપ્રભ ૩, અર્ચિરકાંત ૪, અર્ચિરવર્ણ ૫, અર્ચિરલેશ્ય ૬, અર્ચિરધ્વજ ૭, અર્ચિરશ્રંગાર ૮, અર્ચિરકુટ ૯, અર્ચિરસિદ્ધ ૧૦.) જાવત્ અગ્યારમું અચ્યુતરાવતંસક વૈમાન છે?

**ઊત્તર**—હે ગૌતમ, હા. એ અગ્યાર વૈમાન છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે વૈમાન કેવડાં મોટાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે જેમ સ્વસ્તિક પ્રમુખ કહ્યા તેમ જાણવા. પણ એટલો વિશેષ જે સર્યોદય, અસ્ત, ક્ષેત્રનું પાંચગણું એક ડગલું તે ચપલાગતિ કહીએ તે ગતે ૭ માસ પર્યંત ચાલે ત્યારે કોઇક વૈમાનનો પાર આવે ને કોઇક વૈમાનનો પાર આવે પણ નહીં એવડાં મોટાં વૈમાન છે. ( એ વૈમાન ગ્રૈવેયકે છે. )

**પ્રશ્ન**—હે ભગવંત, કામ ૧, કામાવર્ત્ત ૨, (કામપ્રભ ૩, કામકાંત ૪, કામવર્ણ ૫, કામલેશ્ય ૬, કામધ્વજ ૭, કામશ્રંગાર ૮, કામકુટ ૯, કામસિદ્ધ ૧૦) જાવત્ અગ્યારમું કમોતરાવતંસક વૈમાન છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા. એ અગ્યાર વૈમાન છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે વૈમાન કેવડાં મોટાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે જેમ સ્વસ્તિક પ્રમુખ કહ્યાં તેમ જાણવાં. પણ એટલો વિશેષ જે સાતગણો સૂર્યચાર કરીએ તેટલા જોજનનું એક ડગલું તે જયણાગતી કહીએ તે ગતે. શેષ સર્વ પુર્વલીરીતે કહેવું ( એ વૈમાન નવ ગ્રૈવેયકે છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, અનુત્તર વૈમાને વિજય, વિજ્યંત, જયંત, અપરાજીત વૈમાન છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા, એ ચાર વૈમાન છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે વૈમાન કેવડાં મોટા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે જેમ સ્વસ્તિક પ્રમુખ કહ્યાં તેમ જાણવાં. પણ એટલો વિશેષ જે સૂર્યનું ઉદય, અસ્તક્ષેત્ર તેને નવગણું કરીયે તેટલા જોજનનું એક ડગલું તે વેગાગતી. તે ગતે ૭ માસ પર્યંત દેવતા ચાલે ત્યારે કોઇક વૈમાનનો પાર આવે ને કોઇક વૈમાનનો પાર પણ આવે નહિ, એવડાં વૈમાનિકનાં મોટાં વૈમાન છે.

અહો સાધો આયુષ્યવંતો? એ તિર્યંચ જોનીયાનો પહેલો ઉદ્દેશો પૂરો થયો.

## ૪૪. તિર્યંચનો બીજો ઉદ્દેશો.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલા પ્રકારના સંસારી જીવ છે?

**ઉત્તર**—હે ગૌતમ, ૭ પ્રકારના છે. પૃથ્વીકાય ૧, જાવત્ ત્રસકાયના ૬.

**પ્રશ્ન**—હે ભગવંત, પૃથ્વીકાયના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક સૂક્ષ્મ પૃથ્વીકાયા ને બીજા બાદર પૃથ્વીકાયા.

**પ્રશ્ન**—હે ભગવંત, સૂક્ષ્મ પૃથ્વીકાયના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક પર્યાપ્તા ને બીજા અપર્યાપ્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર પૃથ્વીકાયના કેટલા ભેદ છે?

(જેહને ફુલ થાય તે વેલી ને જેહને ફુલ ન થાય તે લતા કહીએ) (લતાનો ને વેલીનો અધિકાર કયાંય ટીકામાં પણ વિવર્યો નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલે ભેદે હરીકાય ને કેટલા હરીકાયના સતક (સો) કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્રણ ભેદે હરીકાય કહી છે. જળજ ૧, (જળથકી ઉપના તે) થળજ ૨, (સ્થળ થકી ઉપના તે.) ઉભય ૩, (જળ થળ બંનેથકી ઉપના તે) એમ એકેકાના સો ભેદ થાય ત્યારે હરીકાયના ત્રણસેં ભેદ થાય. તિહાં હજાર વનસ્પતિના ફળ બિટબંધ થાય, (વૃતાંક રીંગણા પ્રમુખ) ને હજાર ફળ નાળબંધ થાય છે (કમળ પ્રમુખ) એ સર્વે હરીકાયજ જાણવા.

તે એમ સર્વે જીવને જાત્યંતરે જાણતાં થકાં, એમ સુત્રને અનુસાર અવગાહતાં થકાં. એમ સુત્રને જ્ઞાનલોચને જોતાં થકાં, એમ ભલે પ્રકારે મનમાં ચીતવતાં થકાં. એ એ કાયમધ્યે નિશ્ચે સર્વે સંસારી જીવ આવે. ત્રસકાય મધ્યે (બેઈંદ્રી પ્રમુખ) ૧ ને થાવર કાય મધ્યે (પૃથ્વી પ્રમુખ) ૨, એમ સર્વે સરવાળે સકળ સંસારી જીવમધ્યે ચોરાશી જાતિ કુલકોડી જોનીપ્રમુખ સત સહસ્ત્ર હોય. એમ અતિત, અનાગત ને વર્ત્તમાન અનંતા તિર્થંકરનું વચન છે.

વળી તિર્યંચ પુન્યકરે તે મરી દેવતા થાય તે ભણી તથા કુલકોટિની વિચારણાને વિષે, વિશેષ અધિકારથી, દેવતાના વૈમાનનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્વસ્તિકનામે ૧, સ્વસ્તિકાવર્ત્ત ૨, સ્વસ્તિકપ્રભ ૩, સ્વસ્તિકકાંત ૪, સ્વસ્તિકવર્ણ ૫, સ્વસ્તિકલેશ્ય ૬, સ્વસ્તિકધ્વજ ૭, સ્વસ્તિકશ્રંગાર ૮, સ્વસ્તિકકુટ ૯, સ્વસ્તિકસિદ્ધ ૧૦, સ્વસ્તિકોત્તરાવતંસક ૧૧, એ અગીયાર વૈમાન છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા. એ અગીયાર વૈમાન છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે વૈમાન કેવડાં મોટાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, જે વખતથી જંબુદ્વીપ મધ્યે અભ્યંતર મંડળે સૂર્ય ઉદય કરે છે. ને તે સૂર્ય આથમે છે તે વચે જે ૯૪૫૨૬ જોજનને એક જોજનના સાઠ ભાગ કરીએ તેવા બેતાળીશ ભાગ એટલું ક્ષેત્ર થાય છે, તેને ત્રણગણું કરતા ૨૮૩૫૮૦ જોજનને સાઠીયા છો ભાગ થાય તેટલા જોજનને એકેક ડગલે દેવતા ચાલે તે ચંડાગતી કહીએ. તે વિગતે દેવતા તે ઉત્કૃષ્ટી ઉતાવળી જાવત્ દેવતાની ગતિએ ચાલતો થકો જાવત્ શબ્દે એક દિવસ, બે દિવસ, ને ઉત્કૃષ્ટપણે તે વૈમાન મધ્યે ૭ માસ પર્યંત ચાલે ત્યારે કોઈક વૈમાનનો પાર આવે ને કેટલાએક વૈમાનનો પાર આવે નહીં. એવડાં મોટાં વૈમાન છે. (એ વૈમાન પહેલે ચાર દેવલોકે છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, અર્ચિ ૧, અર્ચિરાવર્ત્ત ૨, (અર્ચિરાપ્રભ ૩, અર્ચિરકાંત ૪, અર્ચિરવર્ણ ૫, અર્ચિરલેશ્ય ૬, અર્ચિરધ્વજ ૭, અર્ચિરશ્રંગાર ૮, અર્ચિરકુટ ૯, અર્ચિરસિદ્ધ ૧૦.) જાવત્ અગ્યારમું અચ્યુતરાવતંસક વૈમાન છે?

ઉત્તર—હે ગૌતમ, હા. એ અગ્યાર વૈમાન છે.

પ્રશ્ન—હે ભગવંત, તે વૈમાન કેવડાં મોટાં છે?

ઉત્તર—હે ગૌતમ, તે જેમ સ્વસ્તિક પ્રમુખ કહ્યા તેમ જાણવા. પણ એટલો વિશેષ જે સૂર્યોદય, અસ્ત, ક્ષેત્રનું પાંચગણું એક ડગલું તે ચપલાગતિ કહીયે તે ગતે ૭ માસ પર્યંત ચાલે ત્યારે કોઈક વૈમાનનો પાર આવે ને કોઈક વૈમાનનો પાર આવે પણ નહીં એવડાં મોટાં વૈમાન છે. ( એ વૈમાન ગ્રૈવેયક છે. )

પ્રશ્ન—હે ભગવંત, કામ ૧, કામાવર્ત ૨, (કામપ્રભ ૩, કામકાંત ૪, કામવર્ણ ૫, કામલેશ્ય ૬, કામધ્વજ ૭, કામશૃંગાર ૮, કામકૂટ ૯, કામસિદ્ધ ૧૦) જાવત્ અગ્યારમું કામોત્તરાવતંસક વૈમાન છે?

ઉ-તર—હે ગૌતમ, હા. એ અગ્યાર વૈમાન છે.

પ્રશ્ન—હે ભગવંત, તે વૈમાન કેવડાં મોટાં છે?

ઉ-તર—હે ગૌતમ, તે જેમ સ્વસ્તિક પ્રમુખ કહ્યાં તેમ જાણવાં. પણ એટલો વિશેષ જે સાતગણો સૂર્યચાર કરીયે તેટલા જોજનનું એક ડગલું તે જયાણગતી કહીયે તે ગતે. શેષ સર્વ સુવેલારીતે કહેવું ( એ વૈમાન નવ ગ્રૈવેયક છે.)

પ્રશ્ન—હે ભગવંત, અનુત્તર વૈમાને વિજય, વિજયંત, જયંત, અપરાજીત વૈમાન છે?

ઉત્તર—હે ગૌતમ, હા, એ ચાર વૈમાન છે.

પ્રશ્ન—હે ભગવંત, તે વૈમાન કેવડાં મોટા છે?

ઉત્તર—હે ગૌતમ, તે જેમ સ્વસ્તિક પ્રમુખ કહ્યાં તેમ જાણવાં. પણ એટલો વિશેષ જે સૂર્યનું ઉદય, અસ્તક્ષેત્ર તેને નવગણું કરીયે તેટલા જોજનનું એક ડગલુ તે વેગાગતી. તે ગતે ૭ માસ પર્યંત દેવતા ચાલે ત્યારે કોઇક વૈમાનનો પાર આવે ને કોઇક વૈમાનનો પાર પણ આવે નહિ, એવડાં વૈમાનિકનાં મોટાં વૈમાન છે.

અહો સાધો આયુષ્યવંતો? એ તિર્યંચ જોનીયાનો પહેલો ઉદેશો પૂરો થયો.

## ૪૪. તિર્યંચનો બીજો ઉદ્દેશો.

પ્રશ્ન—હે ભગવંત, કેટલા પ્રકારના સંસારી જીવ છે?

ઉત્તર—હે ગૌતમ, ૭ પ્રકારના છે. પૃથ્વીકાય ૧, જાવત્ ત્રસકાયના ૬.

પ્રશ્ન—હે ભગવંત, પૃથ્વીકાયના કેટલા ભેદ છે?

ઉ-તર—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક સૂક્ષ્મ પૃથ્વીકાયા ને બીજા બાદર પૃથ્વીકાયા.

પ્રશ્ન—હે ભગવંત, સૂક્ષ્મ પૃથ્વીકાયના કેટલા ભેદ છે?

ઊ-તર—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક પર્યાપ્તા ને બીજા અપર્યાપ્તા.

પ્રશ્ન—હે ભગવંત, બાદર પૃથ્વીકાયના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક પર્યાપ્તા ને બીજા અપર્યાપ્તા, ઇત્યાદિક જાવત્ પનવણા સૂત્રના પહેલા પદથી જાણવા.

**પ્રશ્ન**—હે ભગવંત, સુંહાળી પૃથ્વીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના સાત ભેદ છે. કાળીમાટી ૧. લીલી માટી ૨. રાતી માટી ૩. પીળી માટી ૪. પાંડુક માટી ૫. ધોળીમાટી ૬. ને રજસ પ્રમુખ પનક માટી ૭.

**પ્રશ્ન**—હે ભગવંત ખર (કઠણ) પૃથ્વીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ કહ્યા છે. જાવત્ શબ્દે પૃથ્વી મધ્યે અસંખ્યાતા જીવ છે. એટલે પૃથ્વીકાય કહી. એમ નિશ્ચે જેમ પનવણા સૂત્રના પ્રથમ પદમાં અધિકાર કહ્યો છે (આગળ સર્વનો વિસ્તાર કહ્યો છે)તેમ નિરવિશેષ વનસ્પતિકાય પર્યંત જાણવું. એમ જાવત્ જ્યાં એક વનસ્પતિનો જીવ ત્યાં નિશ્ચે સંખ્યાતા, અથવા અસંખ્યાતા, અથવા અનંતા જીવ પણ પામીએ. એટલે વનસ્પતિનો અધિકાર કહ્યો.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્રસકાયના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે બેઇંદ્રિ ૧. તેઇંદ્રિ ૨. ચૌરેંદ્રિ ૩. ને પચેંદ્રિ ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, બેઇંદ્રિના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે. ઇત્યાદિક અધિકાર જેમ પનવણાના પદમાં કહ્યો છે તેમ અહીંઆ નિરવિશેષ જાણવો. જાવત્ સ્વાર્થસિદ્ધના દેવતા પર્યંત જાણવો. એટલે અનુતરોવવાઇયા દેવતા કહ્યા. એ ત્રસકાયનો અધિકાર થયો.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલા પ્રકારની પૃથ્વી છે?

**ઉત્તર**—હે ગૌતમ, છ પ્રકારની છે, સુંવાળી પૃથ્વી ૧. શુદ્ધ પૃથ્વી ( પર્વત મધ્યે ) ૨. વેળુ પૃથ્વી (નદી પ્રમુખની), ૩. મણશીલ (હીંગળો પ્રમુખ) ૪. શર્કરા (કાંકરા પ્રમુખ) ૫. ને ખર પૃથ્વી (પાષાણ વજ્ર પ્રમુખ) ૬.

**પ્રશ્ન**—હે ભગવંત, સુંવાળી પૃથ્વીની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત્ત ને ઉત્કૃષ્ટપણે એક હજાર વરસની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, શુદ્ધ પૃથ્વીની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે બાર હજાર વરસની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, વેળુ પૃથ્વીની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે ચઉદ હજાર વરસની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, મણશીલ પૃથ્વીની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે સોળ હજાર વરસની છે.

**પ્રશ્ન**—હે ભગવંત, શર્કરા (કાંકરા) પૃથ્વીની કેટલા કાળની સ્થિતિ છે?

**પ્રશ્ન**—હે ભગવંત, અશુદ્ધ લેશ્યાનો ધણી સાધુ, વેદનાદિ સમુદઘાતે કરી રહિત પોતાના આત્માએ કરી શુદ્ધ લેશ્યા (તેજુ, પદ્મ, ને શુકલ)ના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં ૨, (જાણે, દેખે નહીં.)

**પ્રશ્ન**—હે ભગવંત, અશુદ્ધ લેશ્યાનો ધણી સાધુ, વેદનાદિ સમુદઘાતે કરી સહિત પોતાના આત્માએ કરી અશુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહી ૩, (જાણે, દેખે નહીં.)

**પ્રશ્ન**—હે ભગવંત, અશુદ્ધ લેશ્યાનો ધણી સાધુ, વેદનાદિ સમુદઘાતે કરી સહીત પોતાના આત્માએ કરી શુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉત્તર**—હે ગૌતમ,, એ અર્થ સમર્થ નહીં ૪, (જાણે, દેખે નહીં.)

**પ્રશ્ન**—હે ભગવંત, અશુદ્ધ લેશ્યાનો ધણી સાધુ, વેદનાદિ સમુદઘાતે કરી સહીત તથા રહીત, પોતાના આત્માએ કરી અશુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં ૫, (જાણે, દેખે નહીં.)

**પ્રશ્ન**—હે ભગવંત, અશુદ્ધ લેશ્યાનો ધણી સાધુ, વેદનાદિ સમુદઘાતે કરી, સહીત તથા રહીત પોતાના આત્માએ કરી શુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં ૬, (જાણે, દેખે નહીં.)

**પ્રશ્ન**—હે ભગવંત, શુદ્ધ લેશ્યા (તેજુ, પદ્મ ને શુકલ એ ત્રણ લેશ્યા શુદ્ધ કહીએ). એવી શુદ્ધ લેશ્યાવાળો સાધુ, વેદનાદિ સમુદઘાતે કરી રહીત પોતાના આત્માએ કરી અશુદ્ધ લેશ્યા (કૃષ્ણ, નિલ ને કાપોત એ ત્રણ લેશ્યા અશુદ્ધ કહીએ). એવી અશુદ્ધ લેશ્યાવાળા દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉત્તર**—હે ગૌતમ, હા, ૭. (જાણે દેખે).

**પ્રશ્ન**—હે ભગવંત, શુદ્ધ લેશ્યાનો ધણી સાધુ, વેદનાદિ સમુદઘાતે કરી રહિત પોતાના આત્માએ કરી શુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉ-તર**—હે ગૌતમ, હા, ૮. (જાણે દેખે)

**પ્રશ્ન**—હે ભગવંત, શુદ્ધ લેશ્યાનો ધણી સાધુ વેદનાદિ સમુદ્ઘાતે કરી સહિત પોતાના આત્માએ કરી અશુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉ-તર**—હે ગૌતમ, હા, ૯. (જાણે દેખે.)

**પ્રશ્ન**—હે ભગવંત, શુદ્ધ લેશ્યાનો ધણી સાધુ, વેદનાદિ સમુદ્ઘાતે કરી સહિત પોતાના આત્માએ કરી શુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

**ઉ-તર**—હે ગૌતમ, હા, ૧૦. (જાણે દેખે).

**પ્રશ્ન**—હે ભગવંત. શુદ્ધ લેશ્યાનો ધણી સાધુ, વેદનાદિ સમુદ્ઘાતે કરી સહિત તથા રહિત પોતાના આત્માએ કરી અશુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

ઉત્તર—હે ગૌતમ. ઠા. ૧૧.(જાણવું કેમ)

પ્રશ્ન—હે ભગવંત, શુદ્ધ લેશ્યાનો ધણી અણગાર, વેદનાદિ સમુદ્ઘાતે કરી સહિત તથા રહિત પોતાના આત્માએ કરી શુદ્ધ લેશ્યાના ધણી દેવતા, દેવીને જાણે? દેખે?

ઉત્તર—હે ગૌતમ. ઠા. ૧૨ .(જાણે, દેખે.) એ બાર આલાવામાં છ અશુદ્ધ લેશ્યાવાળા ન જાણે દેખે, ને છ શુદ્ધ લેશ્યાવાળા જાણે દેખે.

પ્રશ્ન—હે ભગવંત. અન્ય દર્શની (આજીવક, બૌદ્ધ પ્રમુખ) એમ કહે છે, એમ બોલે છે, એમ પ્રજ્ઞાપના કરે છે. એમ પરૂપણા કરે છે. જે એમ નિશ્ચે એક જીવ એક સમે બે ક્રીયા કરે છે. એક સમ્યક્ત્વની ક્રીયા ને બીજી મિથ્યાત્વની ક્રિયા. જે સમે સમ્યક્ત્વની ક્રીયા કરે તે સમે મિથ્યાત્વની ક્રિયા કરે. ને જે સમે મિથ્યાત્વની ક્રીયા કરે તે સમે સમ્યક્ત્વની ક્રીયા કરે. સમ્યક્ત્વની ક્રીયા કરતો થકો મિથ્યાત્વની ક્રીયા કરે, ને મિથ્યાત્વની ક્રીયા કરતો થકો સમ્યક્ત્વની ક્રીયા કરે. એમ નિશ્ચે એક જીવ એક સમે બે ક્રીયા કરે એક સમ્યક્ત્વની ક્રીયા ને બીજી મિથ્યાત્વની ક્રીયા. એમ જે અન્ય દર્શની કહે છે તે કેમ?

ઊત્તર—હે ગૌતમ, જે અન્યદર્શની એમ કહે છે, એમ બોલે છે, એમ પ્રજ્ઞાપના દેખાડે છે, એમ પરૂપણા કરે છે. જે નિશ્ચે એક જીવ એક સમે બે ક્રીયા કરે છે તેમજ જાવત્ સમ્યક્ત્વની ક્રીયા ને મિથ્યાત્વની ક્રીયા એમ જે અન્યદર્શની કહે છે. તે સર્વ ખોટું છે. પણ હું હે ગૌતમ એમ કહું છું જાવત્ પરૂપણા દેખાડું છું. એમ નિશ્ચે એક જીવ એક સમયે એકજ ક્રીયા કરે. સમ્યક્ત્વની ક્રીયા અથવા મિથ્યાત્વની ક્રીયા. જે સમે સમ્યક્ત્વની ક્રીયા કરે તે સમે મિથ્યાત્વની ક્રીયા કરે નહીં, ને જે સમે મિથ્યાત્વની ક્રિયા કરે તે સમે સમ્યક્ત્વની ક્રીયા કરે નહિ. સમ્યક્ત્વની ક્રીયા કરતો થકો મિથ્યાત્વની ક્રીયા કરે નહિ ને મિથ્યાત્વની ક્રીયા કરતો થકો સમ્યક્ત્વની ક્રીયા કરે નહિ. એમ નિશ્ચે એક જીવ એક સમયે એક ક્રીયા કરે. સમ્યક્ત્વની ક્રીયા અથવા મિથ્યાત્વની ક્રિયા. એ તિર્યંચજોનીયાનો બીજો ઉદ્દેશો પુરો થયો. એ તિર્યંચનો અધિકાર પુરો થયો.

## ૪૫. મનુષ્યનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક સમુર્છિમ મનુષ્ય ને બીજા ગર્ભજ મનુષ્ય.

**પ્રશ્ન**—હે ભગવંત, સમુર્છિમ મનુષ્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે એક પ્રકારનાજ કહ્યા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સમુર્છિમ મનુષ્ય ક્યાં ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, અઢી દ્વીપ ને બે સમુદ્ર મળી પીસ્તાળીશ લાખ જોજન મનુષ્ય ક્ષેત્ર છે તે મધ્યે પંદર કર્મભૂમિ, ત્રીસ અકર્મભૂમિ ને છપન અંતરદ્વીપના મનુષ્યના ચઉદ સ્થાનક મધ્યે સમુર્છિમ મનુષ્ય ઉપજે છે તેના નામ કહે છે. ઉચ્ચારેસુવા વિષ્ટામાં ૧, પાસવણે સુવા પેસાબમાં ૨, ખેળેસુવા બડખામાં ૩, સિંઘાણેસુવા નાકના લીટમાં ૪,

વં-તેસુવા વમનમાં ૫, પી-તેસુવા લીલા, પીળા, પિત્તમાં ૬. પૂયેસુવા પરૂમાં ૭, સોંણીયે સુવા રૂધિરમાં ૮, સુકકેસુવા વીર્યમાં ૯, સુક્ર પુગળ પડીસાડીએસુવા વીર્યના સુકેલા પુદગળ પાછા લીલા થાય. તેમાં ૧૦ વિગયજીવ કલેવરેસુવા મૃતક શરીરમાં ૧૧. ઇથી, પુરૂપ સંજોગેસુવા સ્ત્રી પુરૂપના સંજોગમાં ૧૨, નગરનિધમણેસુવા શહેરની ખાળમાં ૧૩, સવ્વે સુચેવ અસુઇઠાણેસુવા સર્વે મનુષ્ય સંબંધીના અસુચી, અપવિત્ર સ્થાનકમાં ૧૪, એ ચઉદ સ્થાનકે સમુર્છિમ મનુષ્ય ઉપજે છે.

તેના શરીરની અવગાહના આંગુળના અસંખ્યાતમે ભાગે છે. તે જીવ અસંજ્ઞી, મિથ્યાદ્દષ્ટિ, અજ્ઞાની, અપર્યાપ્તાજપણે અંતર્મુહુર્ત્ત ને આવખે મરે છે. એ વિચાર શ્રી પન્નવણાજી સૂત્રથી લખ્યો છે. એ સમુર્છિમ મનુષ્યનો અધિકાર પુરો થયો.

**પ્રશ્ન**—હે ભગવંત, ગર્ભજ મનુષ્યના કેટલા ભેદ છે ?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. કર્મભૂમિ ૧, અકર્મભૂમિ ૨, ને અંતરદ્વીપ ૩.

## ૪૪. છપન અંતરદ્વીપના મનુષ્યનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, અંતરદ્વીપના મનુષ્યના કેટલા ભેદ છે ?

**ઉ-તર**—હે ગૌતમ, અંતરદ્વીપ તે લવણ સમુદ્ર મધ્યે ચુલ હેમવંત પર્વતની દાઢા ઉપર છે, તેના અઠાવીશ ભેદ છે. એકરૂક ૧, આભાસિક ૨, વૈમાનિક ૩, નાંગુલીક ૪, હયકર્ણ ૫, ગજકર્ણ ૬, ગોકર્ણ ૭, સકુલીકર્ણ ૮, આદર્શમુખ ૯, આદિ મેંઢામુખ ૧૦, આયોમુખ ૧૧. ગોમુખ ૧૨, અશ્વમુખ ૧૩, હસ્તિમુખ ૧૪, સીંહમુખ ૧૫, વ્યાઘ્રમુખ ૧૬, અશ્વકર્ણ ૧૭, સીંહકર્ણ ૧૮, અયકર્ણ ૧૯, કર્ણપ્રાવર્ણ ૨૦, ઉલ્કામુખ ૨૧, મેઘમુખ ૨૨, વિદ્યુતદંત ૨૩, વિદ્યુતજીવા ૨૪, ઘનદંત ૨૫, લષ્ટદંત ૨૬, ગુઢદંત ૨૭, શુદ્ધદંત ૨૮, એમ અઠાવીશ અંતરદ્વીપ ચુલહેમવંત પર્વતની દાઢા ઉપર. તેમજ અઠાવીશ અંતરદ્વીપ શીખરી પર્વતની દાઢા ઉપર લવણ સમુદ્ર મધ્યે સરવાળે છપન અંતરદ્વીપ જાણવા. તેમાં પ્રથમ એકરૂક દ્વીપનો અધિકાર કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દક્ષણદિશનો એકરૂક મનુષ્યનો એકરૂક નામે દ્વીપ કયાં છે ?

**ઊ-તર**—હે ગૌતમ, જંબુદ્વીપ નામાદ્વીપ ત્યાંના મેરૂ પર્વતથી દક્ષણદશે ચુલહેમવંત વર્ષધર (ક્ષેત્રની હદ બતાવનાર) પર્વતના ઉત્તર ને પુર્વદિશનાં છેડાથી એટલે ઇશાનખુણે લવણ સમુદ્રમધ્યે ત્રણસેં જોજન અવગાહી જાઇએ ત્યાં ચુલહેમવંત પર્વતની દાઢા ઉપર દક્ષિણ દિશના એકરૂક મનુષ્યનો એકરૂકદ્વીપ નામે દ્વીપ છે. તે ત્રણસેં જોજન લાંબપણે ને પહોળપણે છે. ને નવસેં ઓગણપચાશ જોજન કાંઇક ઉણા ફરતો પરિધિપણે તે દ્વીપ છે.

તે દ્વીપ એક પદ્મવર વેદીકા (વંડીશીલારૂપ) ને એક વનખંડ તેણેકરી ચોતરફ વિંટાળો છે. ને પદ્મવર વેદીકા અર્ધ જોજન ઉંચપણે છે ને પાંચસેં ધનુષ્ય પહોળપણે છે. ને લાંબપણે તો દ્વીપ પ્રમાણે ફરતી છે. તે પદ્મવર વેદીકાનો એહવે રૂપે વર્ણન કર્યો છે. તેના વજરત્નનાં પગથીયાં છે. એમ વેદીકાનો વર્ણન જેમ રાયપસેણી સૂત્રમાં છે તેમ

જાણવો. તેમજ આગળ જગતીના વર્ણનમાં આવશે તેથી જાણજો.

તે પદ્મવર વેદીકા એક વનખંડે કરીને ચોતરફ વીંટાણી છે. તે વનખંડ દેશેઊણા બે જોજનનો ફરતું પહોળાપણું છે તે વેદીકા પ્રમાણે ફરતું છે. તે વનખંડની કૃષ્ણશોભા છે. એમ રાયપસેણીમાં કહ્યા થકી વનનો વર્ણન જાણવો. તેમજ નિરવિશેષ જાણવો. તૃણ અને મણીનો વર્ણ, ગંધ, સ્પર્શ ને શબ્દ. તેમજ વાવ, ઉત્પાત પર્વત, પૃથ્વીશીલાના પટ્ટ પ્રમુખનો વર્ણન જાણવો. જાવત ત્યાં ઘણા વાણવ્યંતર દેવતા ને દેવાંગના બેસે છે જાવત્ વિચરે છે.

તે એકરૂક દ્વીપને વિષે ઘણું સમ ને મનોહર ભૂમિભાગ તે પરૂપી ગયા છે. તે યથા-દ્રષ્ટાંત આલંગનું નગારૂં તેનું મુખ કે તેના જેવા સમભૂમીની ગણ છે. એમ જાવત્ સજ્યા-વર્ણન જાણવું. જાવત પૃથ્વીશીલાના પટ્ટ છે તે ઉપર એકરૂક દ્વીપના મનુષ્ય ને મનુષ્યની સ્ત્રીઓ બેસે છે જાવત વિચરે છે.

તે એકરૂક દ્વીપે તે તે દેશને વિષે તે તે ઠામે ઘણા ઉદાલક નામે, મોદાલક નામે, કોદાલકનામે, કૃતમાલનામે, નગમાલનામે, નટમાલનામે, શૃંગમાલનામે, દંતમાલનામે, સંખ-માલનામે, સેલમાલનામે, ઇત્યાદિક વૃક્ષ કહ્યાં છે. અહો સાધો આયુષ્યવંતો ! તે વૃક્ષ ફળ્યાં ફુલ્યાં છે, તેનાં મુળ શુદ્ધ છે. દર્ભાદિકે રહીત છે. મુળે કરી, કંદે કરી જાવત્ બીજે કરી સહીત છે. પત્રે કરી, ફુલે કરી ઢંકાણા છે. વિશેષ કરીને વૃક્ષની શોભાએ કરી અત્યંત અત્યંત શોભતાં થકાં. વિશેષ શોભતાં થકાં રહે છે.

વળી એકરૂક દ્વીપને વિષે (અપ્રસિદ્ધ) ઘણાં વૃક્ષ છે. તે હેરૂતાલ વનસ્પતિનાં વન બેરૂતાલ વનસ્પતિનાં વન, મેરૂતાલ વનસ્પતિનાં વન, સેરૂતાલ વનસ્પતિનાં વન, સાલીના વન, સરલના વન, સરસડાના વન, સોપારીના વન, આંબાના વન, ખજુરીના વન, નાળી-એરીના વન, ફળ્યાં ફુલ્યાં થકાં જાવત્ રહે છે.

વળી એકરૂક દ્વીપે ઘણા તીલક વૃક્ષના વન, વડ, જાવત્ રાયણ, નંદી વૃક્ષ પ્રમુખ દર્ભાદિકે રહિત ફળ્યા ફુલ્યા જાવત્ રહે છે,

વળી એકરૂક દ્વીપે ત્યાં ઘણી પદમલતા જાવત્ સ્યામલતા સદાય ફળી ફુલી રહે છે. એમ લતાનો વર્ણન જેમ ઉવવાઇ સૂત્ર મધ્યે કહ્યો છે તેમ જાણવો. જાવત્ પ્રતિરૂપ છે.

વળી એકરૂક દ્વીપે ત્યાં ઘણાં શેરીક વૃક્ષના ગુલ્મ જાવત્ મહાજાતીના ગુલ્મ તે ગુલ્મ પાંચ વર્ણે ફુલે ફળે છે અને ત્યાં મંદવાય વાય છે તેણે કરી નિર્મળ વૃક્ષની શાખા છે તેને કંપાવીને એકરૂક દ્વીપનો ઘણુંક સમ મનોહર જે ભૂમી ભાગ તેને વિષે ફુલના પુંજ (ઢગલા) કરે છે.

વળી એકરૂક દ્વીપને વિષે ત્યાં ત્યાં ઘણી વનની શ્રેણી છે. તે વનની શ્રેણી કૃષ્ણ છે જાવત્ મનોહર છે. મહામેઘનો સમુહ તે સરખી શોભા છે જાવત્ મહાગંધની ધ્વની મુકે છે. જોવા યોગ્ય છે ૧, દેખવા યોગ્ય છે ૨, અભીરૂપ છે ૩, પ્રતિરૂપ છે. ૪,

સર્વદીશે ચોફેર પુરતી થકી પુરતી થકી રહે છે. વળી તે સુધર્મા સભાને વિષે મધ્યે બહુ સમ મનોહર ભૂમિભાગ છે. જાવત્ મણિ પ્રમુખના સ્પર્શ પર્યંત જાણવું. ચંદુયા, પદ્મસનો પ્રમુખ ભીંતી ચીત્રામણ યુક્ત છે, જાવત્ સર્વ સુવર્ણમય છે, નિર્મળ છે, જાવત પ્રતિરૂપ છે.

વળી તે બહુ સમ રમણીક ભૂમિભાગને વિષે ઘણા મધ્યદેશ ભાગે ઇહાં એક મોટી મણિપીઠીકા કહી છે. તે મણિપીઠીકા બે જોજન લાંબી, પહોળી છે ને એક જોજન જાડપણે છે, સર્વ મણિમય છે. તે મણિપીઠીકા ઉપરે ઇહાં માણવક નામે ચૈત્યથંભ છે. તે માણવક ચૈત્યથંભ સાડા સાત જોજન ઉંચો ઉંચપણે છે, અર્ધકોશ ભૂમિમધ્યે ઊંડો છે ને અર્ધકોશ વીસ્તારપણે છે. તે ચૈત્યથંભને ૭ હાંસ છે. ૭ સંધી છે. ને ૭ સ્થાનકે શોભીત છે. વજ્ર રત્નમય વૃત્ત પુષ્ટ સંસ્થીત છે. એમ જેમ મહેંદ્રધ્વજ વર્ણવ્યો તેમ થંભનો વર્ણન જાણવો. જાવત્ જોવા જોગ છે. પ્રતિરૂપ છે. વળી તે માણવક ચૈત્યથંભને ઉપરે ૭ કોશ જાઇએ એટલે દોઢ જોજન જાઇએ અને હેઠે પણ ૭ કોશ છાંડીએ એટલે દોઢ જોજન છાંડીએ ત્યાં મધ્યે સાડા ચાર જોજનમાં ઘણાં સુવર્ણમય, રૂપામય પાટીયાં છે. તે સુવર્ણમય, રૂપામય પાટીયાંને વિષે ત્યાં ઘણાં વજ્ર રત્નમય નાગદંતા છે. તે વજ્ર રત્નમય નાગદંતાને વિષે ઘણાં રૂપામય સીકાં છે. તે ઘણાં રૂપામય સીકાંને વિષે ઘણાં વજ્ર રત્નમય ગોળ વૃત્તાકારે દાબડા કહ્યા છે. તે વજ્ર રત્નમય દાબડાને વિષે ઘણી જીનદાઢા છે. (તે દાઢારૂપે શાશ્વતી પુદ્ગળરૂપ જાણવી પણ તિર્થંકરની દાઢા નથી) તેણે કરી સનીક્ષીસ રહ્યા રહે છે. તે દાઢા વિજય દેવતાને ને બીજા પણ ઘણાં વ્યંતરીક દેવતા ને દેવાંગ્નાને અરચવા જોગ્ય છે, વાંદવા જોગ્ય છે, પુજવા જોગ્ય છે, ચંદનાદિકે, વસ્ત્રાદિકે સતકારવા જોગ્ય છે. સન્માન બહુમાન દેવા જોગ્ય છે. કલ્યાણકારી, મંગળકારી દેવ સંબંધી [illegible] સેવા કરવા જોગ્ય છે. (જેમ ઇહલોકે ઇહલોકના સુખને અર્થે દેવતા પ્રમુખની સેવા કરે છે તેમ દેવતા પણ તે દાઢાની સેવા કેવળ સંસાર નિમિત્તે કરે છે. એ જીત [illegible] છે. એનાં પુજવાવાળા ભવ્ય, અભવ્ય, સમકિતિ, મિથ્યાતિ બધા દેવતા છે. વળી કહ્યું છે કે તે જીનદાઢા વિજયદેવતા ને બીજા વ્યંતરીક દેવતા, દેવાંગ્નાને પુજવા જોગ્ય છે [illegible] કેમ જે દાઢા પુજે કેવળી પરૂપ્યો ધર્મ હોત તો સાધુ, સાધ્વી, શ્રાવક, [illegible] પુજવા જોગ્ય છે વગેરે એ બોલ કહેત તો તે તો નથી. વળી બીજા [illegible]. તે દાઢાનું પુજવું જીત વહેવારે છે પણ તેમાં ધર્મ નથી, કેમકે [illegible]. जिणपडिमा॰. अने जिणदाढा॰. એ ત્રણે એક ખાતે છે.) વળી તે [illegible] મંગળીક છે પ્રશસ્ત છે. [illegible] છે.

[illegible] એક મોટી મણિપીઠીકા છે. તે [illegible] છે. ને એક જોજન જાડપણે સર્વ મણિમય છે. [illegible] એક [illegible] સીંહાસન છે. ને સીંહાસનનો [illegible]

વળી તે માણવક ચૈત્યથંભને પશ્ચિમ દીસે ઇહાં એક મોટી મણિપીઠિકાં છે. તે મણિપીઠીકા એક જોજન લાંબી પોહોળી છે. ને અર્ધ જોજન જાડપણે સર્વ મણિમય છે, નિર્મળ છે, જાવત્ પ્રતિરૂપ છે. તે મણિપીઠીકા ઉપરે ઇહાં એક મોટી દેવસજ્યા છે. તે દેવ સજ્યાનો એહવો એહવે રૂપે વર્ણવ કહ્યો છે. નાના મણિમય ઢોલીયા હેઠે પાયાના પડવાયા છે. ને સુવર્ણના પાયા છે. નાના મણિમય પાયાના મસ્તક છે. જંબુનંદ રત્નમય તેની ઇસ ને ઉપળાં છે. તેની વજ્ર રત્નમય સંધી પુરી છે. તે ઢોલીયા મધ્યે નાના રત્ન મણિમય પાટી ભરી છે. રૂપામય તળાઇ છે. લોહીતાક્ષ રત્નમય ઓસીકાં છે. સુવર્ણમય ગાલમસુરીયાં છે. બે પાસે બે ઓસીકાં છે. તે મસ્તક ને પાંગથીએ છે. બે પાસે ઉંચી છે. મસ્તકને પાંગથને પાસે. મધ્યે ગંભીર ઉંડીછે. ત્યાં બે ગાલમસુરીયાં છે. ગંગા નદીના જે તટ તેહની વેળુ તેહનીપરે શુકમાળ નમતી સજ્યા છે. તે સજ્યા રૂડું નીપાવ્યું દેવ દુષ્ય વસ્ત્ર તેણે કરી ઢાંકી છે. ભલાં રચ્યાં છે રજત્રાણરૂપ જ્યાં વસ્ત્ર તેણે કરી સહીત રાતે વસ્ત્રે કરી તે ઢોલીયો પાયા લગે ઢાંક્યો છે. મનોહર છે. જેહવું મૃગચર્મ ર, બુર, (વનસ્પતિ વિશેષ) માંખણ, અર્કતુલ ઇત્યાદિકના સરખો સ્પર્શ છે. જોવા જોગ છે. જાવત્ પ્રતિરૂપ છે.

વળી તે દેવસજ્યાને ઇશાનખુણે ઇહાં એક મોટી મણિપીઠીકા કહી છે. તે મણિપીઠીકા એક જોજન લાંબી પોહોળી છે ને અર્ધ જોજન જાડપણે સર્વ મણિમય છે. જાવત્ નિર્મળ છે. પ્રતિરૂપ છે. તે મણિપીઠીકા ઉપરે એક પુર્વલા મહેંદ્ર ધ્વજની અપેક્ષાએ લઘુ એહવો મહેંદ્ર ધ્વજ કહ્યો છે. તે મહેંદ્ર ધ્વજ સાડાસાત જોજન ઉંચો ઉંચપણે છે. ને અર્ધ કોશ પોહોળપણે છે. વૈડુર્ય રત્નમય છે. મન લષ્ટ સંસ્થીત છે. તેમજ પુર્વલીપરે જાવત્ આઠ આઠ મંગળીક ધ્વજા ને છત્રા તી છત્ર સહીત છે,

વળી તે લઘુ મહેંદ્ર ધ્વજને પશ્ચિમદીસે વિજય દેવતાનો ચોપાળ નામે હથીયારનો ભંડાર કહ્યો છે. ત્યાં વિજય નામે દેવતાના ભોગળ, રત્ન પ્રમુખ ઘણાં શસ્ત્ર રત્ન થાપ્યાં થકાં રહે છે. તે શસ્ત્ર નિર્મળ છે. કાટ રહિત છે, તેજવંત છે. તે શસ્ત્રની તીખી ધાર છે. જોવા જોગ્ય છે. જાવત્ પ્રતિરૂપ છે. તે સુધર્મા સભા ઉપરે ઘણાં આઠ આઠ મંગળિક, ધ્વજા ને છત્રા તી છત્ર છે.

વળી તે સુધર્મા સભાથી ઇશાન ખુણે ત્યાં એક મોટું સીધ્ધાયતન કહ્યું છે. તે સીદ્ધાયતન સાડા બાર જોજન લાંબપણે છે, સવા છ જોજન પહોળપણે છે ને નવ જોજન ઉંચું ઉંચપણે છે. જાવત્ ગોમાણસીકા તે લઘુ લાંબા ઓટલા ત્યાં લગે અધિકાર જેમ સુધર્માં સભાએ વર્ણવ્યો તેમજ નિર્વિશેષપણે સીદ્ધાયતન પુર્વલી પરે કહેવું. વળી જેમ દ્વારના મુખ મંડપ ને પ્રેક્ષા ઘરના મંડપ, ધ્વજા, થુભ, ચૈત્ય વૃક્ષ, મહેંદ્ર ધ્વજ, નંદા પુષ્પકરણી વાવ પ્રમુખ ઇત્યાદિકનું પ્રમાણ સુધર્મા સભાના અધિકારથી કહવું. વળી મનોગુલીકા તે ચોખુણા લઘુ ઓટલા ને ધુપઘટી પ્રમુખનો માન પુર્વલી પરે કહવો. તેમજ વળી ધરતી તળ અને ચંદુયા પ્રમુખ તેહનો સ્પર્શ પુર્વલી પરે કહવો. [illegible]

સીદ્ધાયતન તેહને મધ્ય દેશ ભાગે ઇહાં એક મોટી મણિપીઠીકા છે. તે બે જોજન લાંબી, પહોળી છે ને એક જોજન જાડપણે સર્વ મણિમય છે, નિર્મળ છે. તે મણિપીઠીકા ઉપરે ઇહાં એક દેવછંદો છે. તે બે જોજન લાંબો પહોળો છે ને કાંઇક ઝાઝેરા બે જોજન ઊંચો ઉંચપણે છે. સર્વ રત્નમય છે. નિર્મળ છે. તે દેવછંદે એક સો ને આઠ જીન દેવતાની) પ્રતિમા છે. તે જીન (દેવતાની) કાયા પ્રમાણે છે. એહવી પ્રતીમા થાપી રહે છે. તે જીન (દેવતાની) પ્રતિમાનો એહવો એહવે રૂપે વર્ણવ કહ્યો છે તે કહે છે. રાતા સુવર્ણના હાથના ને પગનાં તળીયાં છે. અંક રત્નમય નખ છે. તે મધ્યે લોહીતાક્ષ રત્નની રેખા છે. સુવર્ણમય ઘુંટણ, આંગળી ને અંગુઠા છે. સુવર્ણમય જાંગ છે. સુવર્ણમય ઢીંચણ છે. સુવર્ણમય સાથળ છે. સુવર્ણમય શરીર છે. રક્ત સુવર્ણમય ડુંટી છે. અરીષ્ટ રત્નમય શરીરની રોમરાય છે. તપનીય સુવર્ણમય છે ચુચક કહેતાં સ્તનના અગ્ર ભાગ તે જેનાં રાતા સુવર્ણમય હૃદય છે. કનકમય ભૂજા છે. સુવર્ણમય પાસાં છે. સુવર્ણમય ગ્રીવા (ડોક) છે. અરીષ્ટ રત્નમય મંસુ (ડાઢી છે). પ્રવાળામય હોઠ છે. સ્ફટીક રત્નમય દાંત છે. રાતા સુવર્ણમય જીભ ને તાળવું છે. સુવર્ણમય નાશીકા છે. ને મધ્યે લોહીતાક્ષ રત્નની પ્રતિસેક રેખારૂપ કાન્તિવંત છે. અંકરત્નમય આંખ છે. ને આંખ મધ્યે લોહીતાક્ષ રત્નની રેખા છે. પુલાક રત્નમય દ્રષ્ટી છે. અરીષ્ટ રત્નમય કીકી છે. અરીષ્ટ રત્નમય પાંપણ છે, અરીષ્ટ રત્નમય ભાપણ (ભમર) છે, સુવર્ણમય ગાલ છે. સુવર્ણમય કાન છે, સુવર્ણમય નિલાડ (કપાળ) પટ છે. વજ્રરત્નમય મસ્તક છે. રાતા સુવર્ણમય કેસ ભૂમિ તે મસ્તકની ચાંમડી છે. અરીષ્ટ રત્નમય મસ્તકના કેસ છે. વળી તે જીન (દેવતાની) પ્રતિમાને પુંઠે અનેક અનેક છત્રધારકની પ્રતિમા કહી છે. તે છત્રધારકની પ્રતિમા સમુદ્રના ફીણ સમાન, [illegible], મચકુંદ ફુલ તથા ચંદ્ર સમાન શ્વેત વર્ણે કોરંટ વૃક્ષના ફુલની માળાએ કરી [illegible] છત્ર ગ્રહીને લીળા સહીત ધરતીથકી રહે છે. વળી તે જીન (દેવતાની) પ્રતિમાને બે પાસે અનેક અનેક ચામર ધારકની પ્રતિમા છે. તે ચામર ધારક પ્રતિમા [illegible] રત્ન, વજ્રરત્ન, વૈડૂર્યરત્ન, અનેક પ્રકારના મણિ, કનક રત્ને રચીત બહુ મુલ્ય [illegible] નિર્મળ વિચીત્ર [illegible] કરી સહીત શંખ તથા અંક રત્ન તથા [illegible] તેના ફીણના [illegible] તે સરીખાં સુક્ષ્મ [illegible] છે. એહવા ચામર ગ્રહીને લીળા સહીત વીંઝતી વિંઝતી [illegible] છે. [illegible] તે જીન (દેવતાની) પ્રતિમા આગળ બે બે નાગ દેવતાની પ્રતિમા, બે બે [illegible] દેવતાની પ્રતિમા, [illegible] દેવતાની પ્રતિમા, બે બે કુંડધાર (દેવતા વિશેષ) તેહની [illegible] છે. [illegible] નમતી, [illegible] થકી, હાથ જોડતી થકી, એહવી થકી [illegible] છે, [illegible] છે, [illegible] છે, [illegible] સહીત છે, [illegible] છે. વળી તે જીન (દેવતાની) પ્રતિમા આગળે એકસો ને [illegible] કરી [illegible] છે. એમ એકસો ને આઠ [illegible] એકસો ને આઠ [illegible], એકસો ને આઠ [illegible], એકસો [illegible] એકસો ને આઠ [illegible], ([illegible] વિશેષ) એકસો

ને આઠ વીંજણા, એકસો ને આઠ મનોહર રત્ન કરંડ, એકસો ને આઠ હયકંઠક, (ભાજન) જાવત્ વૃષભ કંઠક, (ભાજન) એકસો ને આઠ ફુલની ચંગેરી, એકસો ને આઠ પુંજણીની ચંગેરી, એકસોને આઠ ફુલના પટલ, (ઢગલા) જાવત્ એકસોને આઠ સુગંધી તેલના દાબડા, જાવત્ એકસો ને આઠ ધુપના કડછા ઇત્યાદિક થાપ્યાં થકાં રહે છે. વળી તે સીદ્ધાયતન ઉપરે ઘણાં આઠ આઠ મંગળીક છે. ધ્વજા છે છત્રા તી છત્ર છે. તે સીદ્ધાયતનના શીખર સોળ પ્રકારને રત્ને કરી શોભીત કહ્યાં છે, તે કહે છે. રત્ન ૧, જાવત અરીષ્ટ રત્ન ૧૬. ઇત્યાદિકે શોભિત છે.

વળી તે સિદ્ધાયતનને ઇશાન ખુણે ઇહાં એક મોટી ઉપપાત સભા કહી છે. તે વિજય દેવતાને ઉપજવા જોગ્યનો ઠામ છે. તે જેહવી સુધર્મા સભા કહી તેહવી ઉપપાત સભા જાણવી. જાવત્ ગોમાણસીકા પર્યંત તેમજ જાણવું. તે ઉપપાત સભાએ પણ દ્વાર મુખ માંડવા (મુખ મંડપ) ભૂમિ ભાગ પ્રમુખ સર્વ સુધર્મા સભાની પરે જાવત્ મણિના સ્પર્શ પર્યંત અધિકાર જાણવો. તે સભાના સમ રમણીક ભૂમિ ભાગને વિષે મધ્ય દેશ ભાગે ઇહાં એક મોટી મણિપીઠીકા કહી છે. તે એક જોજન લાંબી પહોળી છે. ને અર્ધ જોજન જાડપણે સર્વ મણિમય છે. નિર્મળ છે. તે મણિપીઠીકા ઉપરે ઇહાં એક મોટી દેવતાની સજ્યા (ઢોલીયારૂપ) છે. તે દેવ સજ્યાનું વર્ણન પાછલીપરે જાણવું વળી તે ઉપપાત સભાને ઉપરે આઠ આઠ મંગળીક, ધ્વજા સહીત છત્રા તી છત્ર છે. જાવત્ ત્યાં લગે ઉત્તમ આકાર છે ત્યાં લગે સર્વ કહેવું.

વળી તે ઉપપાત સભા થકી ઇસાન ખુણની દીસે ઇહાં એક મોટો દ્રહ કહ્યો છે. તે દ્રહ સાડાબાર જોજન લાંબપણે છે, સવા છ જોજન પોહોળપણે છે. ને દશ જોજન ઉંડો ઉંડપણે છે. આછો છે. સુકમાળ છે, તેનો સર્વ વર્ણન જેમ નંદા પુષ્કરણીનો કહ્યો છે તેમ કહેવો. જ્યાં લગે તોરણ ત્યાં લગે કહેવો.

વળી તે દ્રહ થકી ઇશાન ખુણની દીસે ઇહાં એક મોટી અભિષેક સભા કહી છે. તેહનું વર્ણન જેમ સુધર્મા સભાનું વર્ણન પાછળ કીધું છે તેમ નિરવિશેષપણે કહેવું. જાવત્ ગોમાણુસીકા (પીઠ વિશેષ) કહ્યાં છે. તે ભૂમિ ભાગ ઉપરે ઉલ્લેચ છે. તેમજ સર્વ કહેવું. તે ઘણું સમ રમણિક સ્થાનકે ઘણું મધ્ય દેશ ભૂમિ ભાગે ત્યાં એક મોટી મણિપીઠીકા કહી છે. તે મણિપીઠીકા એક જોજન લાંબપણે પોહોળપણે છે, ને અર્ધ જોજન જાડપણે સર્વ મણિમય છે. નિર્મળ છે. તે મણિપીઠીકાને ઉપરે ત્યાં એક મોટો સીંહાસન કહ્યો છે. તે સીંહાસનનો વર્ણન પરીવાર સહીત કહેવો. ત્યાં સામાનીક પ્રમુખ દેવતાને બેસવાના ભદ્રાસન છે. તે અભિષેક સભાને વિષે વિજય દેવતાને અભિષેક કરવાના ઘણા અભિષેક ભાંડ, કળશાદિક થાપ્યાં થકાં રહેછે. તે અભિષેક સભા ઉપરે આઠ આઠ મંગળીક છે. જાવત્ ઉત્તમ આકાર છે, ને સોળ પ્રકારના રત્ન તેણે કરી ઉપશોભીત છે.

વળી તે અભિષેક સભા થકી ઇશાન ખુણે દીસે ત્યાં એક મોટી અલંકાર સભા કહી છે. તેહની વક્તવ્યતા સર્વ અભિષેક સભાની પરે સર્વ કહેવી. જાવત [illegible]

મણિપીઠીકા જેમ અભિષેક સભાએ કહી તેમ કહેવી તે મણિપીઠીકા ઉપરે સીંહાસન છે. તે પરીવાર વીના કહેવું. ત્યાં વિજય દેવતાને અલંકાર પહેરવાનાં ઘણાં ભાંડ આભૂષણે ભર્યાં થાપ્યાં થકાં રહેછે. તે અલંકાર સભા ઉપરે આઠ આઠ મંગળીક ધ્વજ છે. જાવત્ ઉત્તમ આકાર છે, ત્યાં લગે સર્વ કહેવું.

વળી અલંકાર સભા થકી ઉત્તર પુર્વ દીસે એટલે ઇશાન ખુણની દીસે ત્યાં એક મોટી વ્યવસાય સભા કહી છે. તેની પણ વ્યક્તવ્યતા જેમ અભિષેક સભાની કહી તેમ કહેવી. જાવત્ સીંહાસન પરીવાર રહીત કહેવું. વળી ત્યાં વ્યવસાય સભાને મધ્યે એક મોટું પુસ્તક રત્ન થાપ્યું થકું રહે છે. ત્યાં તે પુસ્તક રત્ન તેહનો એહવો એહવે રૂપે વર્ણવ કહ્યો છે. તે કહે છે. રીષ્ટ રત્નમય પુંઠા છે. રૂપામય તે લખવાના પાનાં છે. રીષ્ટ રત્નમય અક્ષર છે. તપનીયમય તે પાંના પરોવ્યાનો દોરો છે. અનેક મણિમય તે દોરાની ગાંઠ છે (જેણે કરી પાના નીકળે નહીં ઇત્યર્થ.) વૈડુર્ય રત્નમય મસી ભાજન (તે ખડીયો દવાત) છે. તપનીય સુવર્ણમય મસી ભાજનની સાંકળ છે. રીષ્ટ રત્નમય આછાદાન (તે દવાતનું ઢાંકણું) છે. રીષ્ટ રત્નમય મસી (તે સાહી) છે. વજ્રમય લેખણ છે. રીષ્ટ રત્નમય અક્ષર છે. તેમાં કુળ આચાર કુળ ધર્મના શાસ્ત્ર લખ્યાં છે. તે વ્યવસાય સભાને ઉપરે આઠ આઠ મંગળીક, ધ્વજા સહીત છત્રા તી છત્ર છે. ઉત્તમ તેહનોઆકારછે.

વળી તે વ્યવસાય સભાથકી ઇશાનખુણની દીશે ત્યાં એક મોટી નંદા પુષ્પકરણી કહી છે. તેહનું વર્ણન તે જેમ પુર્વે દ્રહનું વર્ણન કહ્યું તેમજ સર્વ કહેવું. વળી તે નંદા પુષ્પકરણીથકી ઇશાનખુણને દીશે ત્યાં એક મોટો બળીપીઠ કહ્યો છે. તે બળીપીઠ બે જોજન લાંબો, પહોળો છે ને એક જોજન જાડપણે સર્વ રત્નમય સ્વચ્છ છે. જાવત્ પ્રતિરૂપ છે. (ચાર વિશેષણ કહેવાં.) એ વિજય રાજ્યધાનીનું સ્વરૂપ કહ્યું. હવે જ્યારે વિજયદેવતા નવો ઉપજે ત્યારે શી આચરણા કરે તે દેખાડે છે.

## ૬૦. વિજય દેવતાનું ઉપજવું.

તે કાળે તે સમયે (ઉપજવાને સમયે) વિજયનામા દેવતા વિજય રાજ્યધાનીએ, ઉપપાત સભાએ, દેવતા સંબંધી સજ્યાને વિષે, દેવદુષ્ય વસ્ત્રને અંતરે, આંગુલને અસંખ્યાતમે ભાગે શરીરની અવગાહનાએ, વિજય રાજ્યધાનીના ઇંદ્રપણે ઉપનો. ત્યારે તે વિજયદેવતા તત્કાળ ઉપનો થકોજ પાંચ પ્રકારની પર્યાપ્તી કરીને પર્યાપ્તી ભાવપ્રતે તે કહે છે. આહાર પર્યાપ્તી ૧, (આહાર લીએ) શરીર પર્યાપ્તી ૨, (તે શરીર બાંધે) ઇંદ્રિય પર્યાપ્તી ૩, (તે પાંચે ઇંદ્રી બાંધે) સાસો શ્વાસ પર્યાપ્તી ૪, (તે શ્વાસો શ્વાસ લેવાની શક્તિ) ને ભાષા, મન પર્યાપ્તી ૫. (એકઠાં બાંધે તે માટે) (દેવતા, ભાષા. મન એક સમયે એકઠાં એક પર્યાપ્તીપણે બાંધે તે માટે પાંચ કહી, અન્યથા ૭ પર્યાપ્તી જાણવી.) ત્યારપછી તે વિજયદેવતાને પંચવિધ પર્યાપ્તે પર્યાપ્તો થયા થકાંને એહવો એ તદરૂપ અધ્યાતમિક, ચિંતન, આર્થિત, મનોગત, સંકલ્પ ઉપનો, જે પુર્વે પ્રથમ હમણાં મુઝને શું મંગળીકકારી છે. પછી આગળે મુઝને શું શ્રેયકારી, પુર્વે પ્રથમ મુઝને શું કરવા જોગ્ય છે. શું મુઝને પછી આગળે કરવા

જોગ્ય છે. શું મુઝને પુર્વે હમણાં અથવા પછી હીતને કાજે, સુખને કાજે, ક્ષમાને કાજે, શ્રેયકારી, આનુગામી સહચારી થાશે. એહવું મનમાં ચીંતવે. ત્યારે તે વિજયદેવતાના સામાનીક દેવતા ને અભ્યંતર પરખદાના દેવતા. વિજય દેવતાનો એહવો તદ્રૂપ અભ્યર્થિત, ચિંતીત, પ્રાર્થિત, મનોગત, સંકલ્પ. ઉપનો જાણીને જ્યાં તે વિજય દેવતા છે ત્યાં આવે. આવીને વિજય દેવતા પ્રતે હાથ જોડી માથે આવર્ત્તરૂપ અંજળી કરીને, જયે વિજયે કરીને વધાવે. વધાવીને એમ કહે. એમ નીશ્ચે હે દેવાનુપ્રીયા! તુમારી વિજયા રાજ્યધાનીને વિષે સિદ્ધાયતન છે. તેને વિષે એકસો ને આઠ જીન (દેવતાની) પ્રતિમા છે. તે જીન (દેવતાની) કાયા પ્રમાણે થાપીથકી રહે છે. ને વળી સુધર્મા સભાએ માણુવકનામા ચૈત્યથંભને વિષે વજ્ર રત્નમય ગોળ વૃત્તાકારે દાબડા છે. તેહને વિષે ઘણી જીનદાઢા (પુદ્ગળીક વસ્તુ દાઢાને રૂપે શાશ્વતે ભાવે) થાપીથકી રહે છે. તે દાઢા ને પ્રતિમા, હે દેવાનુપ્રીય! તુમને ને બીજાએ પણ ઘણા વિજય રાજ્યધાનીના રહેનાર દેવતા, દેવાંગ્નાને અર્ચવા જોગ છે, વાંદવા જોગ્ય છે, પુજવા જોગ્ય છે, સત્કારવા યોગ્ય છે. સન્માનવા યોગ્ય છે. કલ્યાણકારી, મંગળીક, દેવ સંબંધી ચૈત્યનીપરે સેવવા યોગ્ય છે. એહ તુમારે પુર્વે હમણાં પણ હે દેવાનુપ્રીયા? મગળીક છે, હે દેવાનુપ્રીય? તુમને પછે આગળે પણ મંગળીક, એહ હે દેવાનુપ્રીયા? એ તુમારી પુર્વે હમણાં પણ કરણી છે, એ તુમારી પછે પણ કરણી છે, જાવત્ અનુગામી સહચારી થાશે. એમ કહીને મોટે મોટે શબ્દે કરી જય જય શબ્દ પ્રજુંજે (કહે.)

ત્યારે તે વિજય દેવતા. તે સામાનીક ને માહીલી પરખદાના ઉપના દેવતાને સમીપે એ અર્થ સાંભળીને હીયે ધારીને પરીણમાવીને હર્ખે સંતુષ્ટ જ્યાંલગે હર્ખેકરી વિસ્તાર પામ્યો છે હીયો એહવો થઇને તે દેવસજ્યાથકી ઉઠે. ઉઠીને દેવતા સંબંધીયું દેવદુષ્ય જુગમ (વસ્ત્ર) પહેરે, તે પહેરીને તે દેવસજ્યાથકી ઉતરે, ઉતરીને ઉપપાત સભાના પુર્વને દ્વારે થઇ નીકળે, નીકળીને જીહાં દ્રહ છે ત્યાં આવે, આવીને તે દ્રહને પ્રદક્ષણા કરતો થકો પુર્વને તોરણે થઇને પેસે, પેસીને પુર્વદીશને પગથીએ થઇને દ્રહને વિષે ઉતરે, ઉતરીને દ્રહને અવગાહે, અવગાહીને જળનું અવગાહવું કરે, કરીને જળમંજન કરે. જળમંજન કરીને જળક્રીડા કરે, જળક્રીડા કરીને અત્યંત ચોખો થઇને પરમ સુચી પવિત્રથકો દ્રહથકી બાહેર નીકળે, નીકળીને જ્યાં અભિષેક સભા છે ત્યાં આવે, આવીને અભિષેક સભાને પ્રદક્ષણા કરતો થકો પુર્વદીશને બારણે થઇને માંહે પ્રવેશ કરે, કરીને જ્યાં મણિપીઠીકા છે, જ્યાં સીંહાસન છે ત્યાં આવે, આવીને સિંહાસન વર પ્રધાન તેને પુર્વને મુખે બેસે. ત્યારે તે વિજય દેવતાના સામાનીક ને માહીલી પરખદાના ઉપના દેવતા ને પોતાના આભિયોગિક (તે આજ્ઞાકારી ચાકર) દેવતાને બોલાવે બોલાવીને એમ કહે. શીઘ્ર (ઉતાવળો) અહો દેવાનુપ્રીયા! તમે વિજયદેવતાને કાજે મહા અર્થવંત મહાર્ઘ, બહુમૂલ્ય, વિપુલ, વિસ્તીર્ણ, ઇંદ્રાભિષેકને જોગ્ય વસ્તુ આણો.

એમ કહ્યેથકે આજ્ઞા દીધેથકે હર્ષ સંતુષ્ટ જાવત્ હ્રદય થઇને બે હાથ જોડી આવર્ત્તનરૂપ અંજળી કરીને હે દેવાનુ પ્રીયા? જેમ તુમે કહોછો તેમ કરશું. એમ આજ્ઞાએ વિનયે કરીને વચન સાંભળે, સાંભળીને ઇશાનખુણે આવે, આવીને વૈક્રીય સમુદ્ઘાતે કરીને આત્મ પ્રદેશ શરીરથકી બાહીરે કાઢે, કાઢીને સંખ્યાતા જોજનનો આત્મ પ્રદેશનો દંડ કરીને શુભ પુદ્ગળ સંગ્રહે તે કહેછે. રત્ન ચંદ્રકાંતાદિ ૧. જાવત્ અરીષ્ટ રત્ન ૧૬. એહવા સોળ પ્રકારના રત્નના પુદ્ગળ તે યથા બાદર પુદ્ગળ અસાર છાંડે, છાંડીને યથા સુક્ષ્મ ઉત્તમ પુદ્ગળ ગ્રહે. ગ્રહીને બીજીવાર રૂપ નિપજાવવાને પણ વૈક્રીય સમુદઘાત કરે, કરીને એક હજાર ને આઠ સુવર્ણમય કળશ ૧, એક હજાર ને આઠ રૂપાના કળશ ૨. એક હજારને આઠ મણિમય કળશ ૩, એક હજારને આઠ સુવર્ણ, મણિમય કળશ ૪, એક હજારને આઠ રૂપા મણિમય, કળશ ૫, એક હજારને આઠ સુવર્ણ, રૂપામય કળશ ૬, એક હજારને આઠ રૂપા, સુવર્ણ, મણિમય કળશ ૭, એક હજારને આઠ (મંગળીકને અર્થે) માટીના કળશ, ૮, એહવા આઠ જાતીના કળશની વૈક્રુવણા કીધી. વળી એક હજારને આઠ ભૃંગાર, એક હજારને આઠ આરીસા, એક હજારને આઠ થાળ, એક હજારને આઠ પાત્રી,

જ્યાં હેમવંત ને ઐરણવંત જુગળ ક્ષેત્ર છે. ત્યા રોહીતા ૧, રોહીતંસા ૨, સુવર્ણ કુળા ૩, ને રૂપકુળા ૪. એ નામે જુગળ ક્ષેત્રની નદી છે ત્યાં આવે, ત્યાં આવીને ત્યાંનું પાણી લઇને બે તટ (કાંઠા) ની માટી લીએ, લઇને પછે જ્યાં સબ્દાપાતી ને માલવંત નામા બે વૃત્ત વૈતાઢ્ય પર્વત છે ત્યાં આવે, આવીને ત્યાંથી સર્વ જાતના સર્વોષધી સરસવને લીએ, સરસવ લઇને પછે જ્યાં મહા હીમવંત ને રૂપી વર્ષધર પર્વતછે ત્યાં આવે, આવીને સર્વ પુષ્પાદિ તેમજ લીએ પુર્વલીપરે. પછે જ્યાં મહા પદ્મદ્રહ ને પુંડરીક દ્રહછે ત્યાં આવે, આવીને જે ત્યાંના ઉત્પલને તેમજ લીએ. પછે જ્યાં હરીવર્ષ અને રમ્યકવર્ષ બે જુગળ ક્ષેત્ર છે. ત્યાં હરીકાંતા ૧, હરી સલીલા ૨, નરકાંતા ૩, ને નારીકાંતા ૪, નામે નદી છે ત્યાં આવે, આવીને તે નદીના પાણી લીએ, લેઇને પછી જ્યાં વિકટાપાતિ ને ગંધાપાતિ નામે બે વૃત્ત વૈતાઢ્ય પર્વત છે. ત્યા આવે, આવીને સર્વ જાતિના ફુલ, પાણી, તેમજ લીએ, લેઇને પછે જ્યાં નિષધ ને નીલવંત નામે વર્ષધર પર્વત છે ત્યાં આવે, આવીને સર્વ રૂતુના ફળ, ફુલ, તેમજ લીએ, લઇને પછે જ્યાં તીગછ દ્રહ ને કેસરી દ્રહ છે ત્યાં આવે, આવીને દ્રહનું પાણી, પદમ ફુલ લીએ, લેઇને પછે જ્યાં પુર્વ મહાવિદેહ ને પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્ર છે જ્યાં સીતા, સીતોદા, મહા નદી છે. જ્યાં સર્વ ચક્રવર્તિની વિજય છે તેહને વિષે જ્યાં માગધ, વરદામ ને પ્રભાસ તિર્થ છે ત્યાં આવે, આવીને તે તિર્થનું પાણી તે તીર્થની માટી લીએ, લઇને પછે જ્યાં સર્વ અંતર નદી છે ત્યાં આવે, આવીને નદીના પાણી લીએ, લેઇને પછે જ્યાં સર્વ વખારા પર્વત છે ત્યાં આવે, આવીને ત્યાંથી સર્વ તુંબ રસ, કષાય રસ. તેમજ લીએ, લેઇને પછે જ્યાં મેરૂ પર્વત છે, જ્યાં ભદ્રાસાળ વન છે ત્યાં આવે, આવીને સર્વ તુંબરસ વસ્તુ જાવત્ સર્વ ઓષધી ધોળા સરસવને લેઇને પછે જયાં નંદન નામે વન છે ત્યાં આવે, આવીને સર્વ કસાય રસ જાવત્ સર્વોષધી સરસવ, સરસ, ગોશીર્ષ, ચંદન પ્રતે ગ્રહે, ગ્રહીને પછે જ્યાં સોમનસ નામે વન છે ત્યાં આવે, આવીને સર્વ કષાય રસ જાવત્ સર્વોષધી સરસવ, સરસ ગોશીર્ષ, ચંદન ને દેવ સંબંધી પુષ્પમાળા લીએ, લેઇને પછે જ્યાં પંડુક નામે મેરૂને શીખરે વન છે ત્યાં આવે, આવીને સર્વ કષાય વસ્તુ જાવત્ સર્વોષધી સરસવ, સરસ, ગોશીર્ષ ચંદન ને દીવ્ય ઉત્તમ ફુલની માળા ને દરદર ને મલય જાતીના સુગંધ ચંદન જાતીના તે પ્રતે લીએ, લેઇને સર્વ દેવતા એકઠા મળે, મળીને પછે જંબુદ્વીપને પુર્વ દીસને વિજયદ્વારે થઇને નીકળે, નીકળીને તેહવી ઉત્કૃષ્ટી જાવત્ દેવતા સંબંધી ગતે કરીને તીછા અસંખ્યાતા દ્વીપ, સમુદ્રને મધ્યો મધ્ય થઇને જાતાં જાતાં થકાં જ્યાં વિજય નામે રાજધાની છે ત્યાં આવે, આવીને વિજય રાજ્યધાની પ્રતે પ્રદક્ષણા કરતા થકાં જ્યાં અભિષેક કરવાની સભા છે. જ્યાં વિજય દેવતા છે ત્યાં આવે, આવીને બે હાથ એકઠા જોડીને માથે અંજલી આવર્ત કરીને જયે વિજયે કરી વધાવે, વધાવીને વિજય દેવતાને આગળે તે મહા અર્થવંત મહર્ઘ બહુ મુલ્ય વિપુળ વિસ્તીર્ણ અભિષેક જોગ જળાદિક વસ્તુ મુકે.

ત્યારે તે વિજય દેવતાને ચાર હજાર સામાનીક દેવતા. ચાર અગ્રમહીષી [illegible] પરીવાર સહીત, ત્રણ પરખદા, સાત કટક, સાત કટકના અધિપતિ, [illegible]

રક્ષક દેવતા પ્રમુખ, અનેરા ઘણાં વિજય રાજ્યધાનીના વાસી વાણવ્યંતર દેવતા ને દેવાંગ્ના તે સ્વાભાવીક કળશ તથા ઉત્તર વૈક્રીય ભૃંગાર કળશ. વર્ધમાન કમળની સરખી બેસણીએ થાપ્યા સુગંધ વર પ્રધાન પાણીએ ભર્યા, ચંદને કરી ચર્ચિત જેહને ગળે દોરા બાંધ્યા છે એહવા કમળ પદ્મ ઉત્પલને આકારે પ્રધાન ઢાંકણે ઢાંકયા છે. સુંહાળા કોમળ એહવા હસ્ત તળને વિષે ગૃહ્યા સર્વ કળશ એહવા. એક હજારને આઠ સોનાને કળશે કરી ૧. એમ એક હજારને આઠ રૂપાના ૨, એમ મણિના ૩, સોના રૂપાંના ૪, સુવર્ણમણિના ૫; રૂપા મણીના ૬, રૂપા, સુવર્ણ, મણિના ૭, ને માટીના ૮. એમ આઠ હજાર ને ચોસઠ કળશે કરી, સર્વ પાણીએ કરી, સર્વ મૃતિકા (માટી) એ કરી, સર્વ તુંબ રસ વસ્તુએ કરી, સર્વ જાતિના ફુલે કરી, જાવત્ સર્વોષધી શ્વેત સરસવે કરીને સર્વ રૂધીએ કરી; જાવત્ સર્વ ફુલ, ગંધ. માલ્ય, અલંકારની શોભાએ કરી, સર્વ દેવ સંબંધી વાજીંત્રને શબ્દે કરી, મોટી રૂધીએ કરી, મોટી કાન્તિએ કરી, મોટે બળે કરી, મોટે દેવતાને સમુદાએ કરી, મોટી ત્રુટિત તે વાજીંત્ર જમક સમક (એક સાથે બેન્ડની પરે) નામે પડવડાં વજાડયા તેહને શબ્દે કરીને, શંખ, પણવ, વાજીંત્ર, પડહ, ભેરી, ઝાલરી, ખરમુહી, કાલટીહુ, મુક વાજીંત્ર પ્રમુખ માદળ, દેવ દુંદુભી, નિર્ઘોષવંત વજાડવાને શબ્દે કરીને, મોટે મોટે ઇંદ્રાભિષેકે કરીને અભિષેક કરે.

## ૬૨ વિજય રાજ્યધાનીના દેવતાના આનંદીત કૃત્ય.

ત્યારે તે વિજય દેવતાને મોટે મોટે ઇંદ્રાભિષેક વરતતે થકે. કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે અત્યંત ઉદક (પાણી) નહીં. અત્યંત માટી નહીં, વિમળપણે ફુવારા માત્ર અલ્પ સુગંધ રથ રેણું તે ઉડે ત્યારે એહવો સુગંધ પાણીનો મેઘ વરસાવે, કેટલાએક દેવતા વિજય રાજ્યધાની રજ રહીત નિષ્ટ રજ, પ્રસાંત રજ, ઉપસમી છે રજ, જીહાં એહવી કરે. કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે માંહે અને બાહીરે પાણીએ છાંટી, પુંજી, લીપી, ફીરી પાણીએ છાંટી પવીત્ર કરી સુદ્ધ કર્યો છે માર્ગ જીહાં એહવી કરે. કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે માંચા ઉપર માંચા માંડીને તેણે સહીત કરે. કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે અનેક પ્રકારના રંગની ઉંચી કીધી છે ધ્વજા વિજય વિજયંતી નામે પતાકા. ઉપરે પતાકા તેણે કરી મંડીત સહીત કરે. કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે ઉપરલી ભૂમિ ચંદનના માંડલા તેણે કરી પુજીત તથા ચંદ્રુયા સહીત કરે, કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે ગોશીર્ષનામા ચંદન તથા રસ સહીત રક્ત ચંદન તથા દરદર નામા ચંદન તેના દીધા છે પંચાંગુલી તળ તે હાથા (થાપા) જીહાં એહવી કરે. કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે થાપ્યા છે ચંદને ચર્ચિત કળશ ત્યાં ચંદનના ઘડા ભરીને થાપ્યા છે તોરણે જીહાં એહવો પ્રતિદ્વાર દેસ ભાગ કરે. કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે ઉંચી વળગાડી તળા લગે પોહોંચે એહવી વિપુળ વિસ્તીર્ણ વૃત્તાકારે પ્રલંબાયમાન એહવી ફુલની માળા કલિત કરે. કેટલાએક દેવતા વિજય રાજ્યધાની પ્રતે પાંચ વરણી સરસ સુગંધ મુકયો જે ફુલનો સમુહ તેહને ઉપચારે

કરીને કલિત સહીત કરે. કેટલાએક દેવતા વિજય રાજધાની પ્રતે કૃષ્ણાગર, ઉત્તમ કુંદરક, સેલારસ તેહના ધુપનો મઘમઘાયમાન ગંધનું ઉછળવું તેણે કરી અભિરામ સુગંધવર પ્રધાન ગંધે કરી ગંધિત ગંધ વૃષ્ટી ભૂત કરે, કેટલાએક દેવતા રૂપાનો વરસાદ વરસાવે. કેટલાએક દેવતા સુવર્ણની વૃષ્ટિ કરે. એમ રત્નની વૃષ્ટી કરે, વજ્ર હીરાની વૃષ્ટી કરે, માળાની વૃષ્ટી કરે, ગંધવાસની ગંધની વૃષ્ટી કરે, ચૂર્ણની વૃષ્ટી કરે, વસ્ત્રની વૃષ્ટી કરે, આભર્ણની વૃષ્ટી કરે. કેટલાએક દેવતા હીરણ (રૂપા) ની વીધી દીપાવે. એમ સુવર્ણની વીધી, રત્નની વિધી, વજ્ર હીરાની વિધી, ફુલની વિધી, માલ્યની વિધી, ગંધની વિધી, વસ્ત્રની વિધી, આભરણની વિધી, દીપાવે. વળી કેટલાએક દેવતા ચાર પ્રકારનાં વાજીંત્ર વજાડે તે કહેછે. તંતવિણાદિક ૧, વિતત ભેરી પ્રમુખ ૨ ધણતાલ પ્રમુખ ૩, શુશિર તે માદલ પ્રમુખ ૪. વળી કેટલાએક દેવતા ચાર પ્રકારનાં ગીત ગાય તે કહેછે. ઉક્ષિપ્ત પેહેલેથી આરંભવું તે ૧, પ્રવર્તક પ્રસ્તાવીક ગાયને પ્રવર્તે ૨, મંદાયીત મુર્છના સહીત ગાય તે ૩, ને રોચીતા વસાતં યથોચિતં લક્ષણોપેત ગાય તે ૪. કેટલાએક દેવતા ચાર પ્રકારે અભિનય દેખાડે તે કહે છે. દ્રષ્ટાંતિક ૧, પ્રાતિશ્રુતિક ૨, સામાન્યો વિનિપાતીક ૩, ને લોક મધ્યા વસાનિક ૪, (એ ચાર વિધે ડાહ્યો હોય તે નાટકીઓ કહીએ.) વળી કેટલાએક દેવતા દ્રુત નામા (બાવીશમો) નાટીક દેખાડે. કેટલાએક દેવતા વિલંબીત નામા (ત્રેવીશમો) નાટીક દેખાડે. કેટલાએક દેવતા દ્રુત વિલંબીત નામા (ચોવીશમો) નાટીક દેખાડે. કેટલાએક દેવતા અચિત નામા (પચીશમો) નાટીક દેખાડે. કેટલાએક દેવતા રીભીત નામા (છવીશમો) નાટીક દેખાડે. કેટલાએક દેવતા અચિત રીભિત નામા (સત્તાવીશમો) નાટીકની વિધી દેખાડે, કેટલાંએક દેવતા આર્ભટ નામા (અઠાવીશમો) નાટક દેખાડે. કેટલાએક દેવતા ભસોળ નામા (ઓગણત્રીશમો) નાટીક દેખાડે. કેટલાએક દેવતા આરભટ ભસોળ નામા (ત્રીશમો) નાટીક દેખાડે. કેટલાએક દેવતા ઉંચુ ઉત્પતિને નીચે પડવું ને ઉત્પાત, નિપાત પુર્વક નીચું પડીને ઉંચુ ઉત્પતવું તે પાતોત્પાત પૂર્વક શરીર સંકોચીને પસારવું તે સંકુચીત પ્રસારીત જવું આવવું, ભ્રાંત સંભ્રાત નામા (એકત્રીશમો) દીવ્ય નાટક દેખાડે. કેટલાએક દેવતા પુષ્ટ થાય, કેટલાએક ખુતકાર કરે. કેટલાએક તાંડવનામા નૃત્ય કરે કેટલાએક દેવતા પુષ્ટ થાય ખુત્કાર કરે, તાંડવ કરે, લાસ્ય કરે, એ ચારે સામટાં કરે. કેટલાએક દેવતા આસ્ફોટ કરે. કેટલાએક દેવતા માંહોમાંહે વળગે. કેટલાએક દેવતા ત્રિપદિ છેદે. કેટલાએક દેવતા આસ્ફોટ કરે, વળગે, ને ત્રિપદી છેદે. એ ત્રણે સામટાં કરે. કેટલાએક દેવતા ઘોડાની પેરે હેંષારવ કરે. કેટલાએક દેવતા હાથીની પરે ગુલ ગુલાટ શબ્દ કરે. કેટલાએક દેવતા રથનીપરે ઘણ ઘણાટ શબ્દ કરે. કેટલાએક દેવતા ઘોડાનો હેંષારવ, હાથીનો ગુલ ગુલાટ ને રથનો ઘણ ઘણાટ એ ત્રણે સામટાં કરે. કેટલાએક દેવતા ઉંચા ઉછળે. કેટલાએક દેવતા પાછા પડે. કેટલાએક દેવતા આક્રંદ શબ્દ કરે. કેટલાએક દેવતા ઉંચા ઉછળે, પાછા પડે ને આક્રંદ શબ્દ કરે એ ત્રણે સામટાં કરે. કેટલાએક દેવતા સીંહનાદ કરે કેટલાએક દેવતા પગે કરી દર દર શબ્દ કરે. કેટલાએક દેવતા ભુમિ ચપેટા દીએ. કેટલાએક દેવતા સીંહનાદ, દર દર, ને ભુમિ ચપેટા દીએ. એ ત્રણે સામટાં કરે

કેટલાએક હકાર શબ્દ કરે. કેટલાએક બુત્કાર શબ્દ કરે. કેટલાએક થઇકાર શબ્દ કરે. કેટલાએક પુત્કાર કરે. કેટલાએક વકાર શબ્દ કરે, કેટલાએક દેવતા નામ લઇ બોલાવે. કેટલાએક હંકાર, પુત્કાર, થછકાર, વકાર શબ્દ ને નામ કહે. બુકાર શબ્દ. એ ૭ વાંનાં સામટાં કરે. કેટલા એક દેવતા ઉંચા ઉત્પતે, કેટલાએક દેવતા નીચા પડે. કેટલાએક દેવતા ત્રીછા પડે. વળી કેટલાએક દેવતા ઉંચા ઉત્પાતે, નીચા પડે, અને ત્રીછા પડે. એ ત્રણે સાંમટાં કરે. કેટલાએક દેવતા જવાળારૂપ થાય કેટલાએક દેવતા તપે. કેટલાએક દેવતા પ્રતપે, કેટલાએક દેવતા જવળે, તપે ને પ્રતપે. એ ત્રણે સામટાં કરે. કેટલાએક દેવતા ગાજ કરે, કેટલાએક દેવતા વીજ કરે, કેટલાએક દેવતા વર્ષા કરે. વળી કેટલાએક દેવતા ગાજ, વીજ ને વર્ષા. એ ત્રણે સાંમટાં કરે. કેટલાએક દેવતા દીવ સનિપાત કરે. કેટલાએક દેવોત્કલિકા કરે. કેટલાએક દેવતા કહકહાટ કરે. કેટલાએક દેવતા દુહદુહ શબ્દ કરે. વળી કેટલાએક દેવતા સનીપાત કરે, દેવોત્કલીકા, કહકહાટ ને દુહદુહ શબ્દ, એ ચારે સામટાં કરે. કેટલાએક દવતા ઉધ્યોત કરે, કેટલાએક દેવતા વીક્ષતા કરે. કેટલાએક દેવતા વસ્ત્રની દૃષ્ટિ કરે. કેટલાએક દેવતા ઉધ્યોત, વિજળી પેઠે ઝળકારા, અને કેટલા એક દેવતા વસ્ત્રની વૃષ્ટિ એ ત્રણે સામટાં કરે. કેટલાએક દેવતા બત્રીશ બંધ નાટકની વિધિ દેખાડે તે કહે છે. સ્વસ્તિક ૧, શ્રી વત્સ ૨, નદાવર્ત્ત ૩, વર્ધમાન ૪, ભદ્રસન ૫, કળશ ૬, મત્સ ૭, દર્પણ ૮, રૂપ આઠ મંગળીકને આકારે અભીનય જેહનો આકાર છે. એવા પ્રકારનો પ્રથમ નાટિક વિધિ; ॥૧॥ આવરત ૧, પ્રત્યાવરત ૨, શ્રેણિ ૩, પ્રશ્રેણિ ૪, સ્વસ્તિક ૫, પુષ્પમાણ ૬, વર્ધમાન ૭, મત્સાંડક ૮, મકરાંડક ૯, જારમાર ૧૦, પુષ્પાવળી ૧૧, પદ્મપત્ર ૧૨, સાગરાતરંગ ૧૩, વાસંતિ લતા ૧૪, પદ્મ લતાની વિધિ ૧૫, એ ચિત્ર આલેખન જેહનો અભિનય પ્રકાર છે એવો બીજો નાટિક વિધિ ॥૨॥ ઇહાંમૃગ ૧, રૂષભ ૨, તુરંગ ૩, નર ૪, મકર ૫, વિહંગ ૬, વ્યાળ ૭, કિનર ૮, રૂરૂ ૯, સરભ ૧૦, ભમર ૧૧, કુંજર ૧૨, વનલતા ૧૩, પદ્મ લતા ૧૪, વિચિત્ર ચિત્રનામા ૧૫, એ ત્રીજો નાટિક વિધિ. ॥૩॥ એકથી ચક્ર ૧, બેથી ચક્ર ૨, એકથી ચક્રવાળ ૩, બેથી ચક્રવાળ ૪, ચક્રારથી ચક્રવાળ ૫, એવા જેહનો પ્રકાર છે તે ચોથો નાટિક વિધિ. ॥૪॥ ચંદ્રાવળિ પ્રવિભક્તિ ૧, સૂર્યાવળિ પ્રવિભક્તિ ૨, વલ્યાવળિ પ્રવિભક્તિ ૩, તારાવળિ પ્રવિભકિત ૪. મુકતાવળિ પ્રવિભકિત ૫, રત્નાવળિ પ્રવિભકિત ૬, કનકાવળિ પ્રવિભકિત ૭, હંશાવળિ પ્રવિભકિત ૮, એકાવળિ પ્રવિભકિત ૯, એ પાંચમો નાટિક વિધિ ॥૫॥ ચંદ્રોદ્દગમ પ્રવિભકિત ૧, સુર્યોદ્દગમ પ્રવિભકિત ૨, એહવા પ્રકારે ઉદ્દગમન પ્રવિભકિત નામે છઠો નાટિક વિધિ. ॥૬॥ ચંદ્રાગમન પ્રવિભકિત ૧, સૂર્યાગમન પ્રવિભકિત ૨, એ પ્રકારે આગમનાગમન પ્રવિભકિત નામા સાતમો નાટિક વિધિ ॥૭॥ ચંદ્રાવરણ પ્રવિભકિત ૧, સૂર્યાવરણ પ્રવિભકિત્ત ૨, એ પ્રકારે આવરણા વરણ પ્રવિભકિત નામા આઠમો નાટિક વિધિ ॥૮॥ ચંદ્રસ્તમન પ્રવિભકિત ૧, સૂર્યાસ્તમન પ્રવિભકિત ૨, એ પ્રકારે અસ્તમન પ્રવિભક્તિ નામા નવમો નાટિક વિધિ. ॥૯॥ ચંદ્ર મંડળ પ્રવિભક્તિ ૧, સૂર્ય મંડળ પ્રવિભક્તિ ૨, નાગ મંડળ પ્રવિભક્તિ ૩, યક્ષ મંડળ પ્રવિભક્તિ ૪, ભૂત મંડળ પ્રવિભક્તિ ૫, રાક્ષસ મંડળ પ્રવિભક્તિ ૬, મહોરગ મંડળ પ્રવિભક્તિ ૭,

ગંધર્વ મંડળ પ્રવિભક્તિ ૮, એ મંડળ પ્રવિભક્તિનામા દશમો નાટિક વિધિ. ॥૧૦॥ રૂષભ મંડળ પ્રવિભક્તિ ૧, સિંહ મંડળ પ્રવિભક્તિ ૨, હય વિલંબીત ૩, ગજ વિલંબીત ૪, હય વિલસીત ૫, ગજ વિલસિત ૬, મત્ત હય વિલસિત ૭, મત્ત ગજ વિલસિત ૮, મત્ત હય વિલંબિત ૯, મત્ત ગજ વિલંબિત ૧૦, દ્રુત વિલંબિત ૧૧, નામા અગ્યારમો નાટિક વિધિ. ॥૧૧॥ સકટ પ્રવિભક્તિ ૧, સાગર પ્રવિભક્તિ ૨, નાગ પ્રવિભક્તિ ૩, સાગર નાગ પ્રવિભક્તિ ૪, નામા બારમો નાટિક વિધિ ॥૧૨॥ નંદા પ્રવિભક્તિ ૧, ચંદા પ્રવિભક્તિ ૨, નંદા ચંદા પ્રવિભક્તિ ૩, નામા તેરમો નાટિક વિધિ. ॥૧૩॥ મત્સાંડક પ્રવિભક્તિ ૧, મકરાંડક પ્રવિભક્તિ ૨, જાર પ્રવિભક્તિ ૩, માર પ્રવિભક્તિ ૪, મત્સાંડક, મકરાંડક, જાર, માર, પ્રવિભક્તિ ૫, નામા ચૌદમો નાટીક વિધિ. ॥૧૪॥ કકાર પ્રવિભક્તિ ૧, ખકાર પ્રવિભક્તિ ૨, ગકાર પ્રવિભક્તિ ૩, ઘકાર પ્રવિભક્તિ ૪, ઙકાર પ્રવિભક્તિ ૫, નામા પંદરમો નાટિક વિધિ. ॥૧૫॥ ચકાર ૧, છકાર ૨, જકાર ૩, ઝકાર ૪, ઞકાર પ્રવિભક્તિ ૫, નામા સોળમો નાટિક વિધિ. ॥૧૬॥ ટકાર ૧, ઠકાર ૨, ડકાર ૩, ઢકાર ૪, ણકાર પ્રવિભક્તિ ૫, નામા સતરમો નાટિક વિધિ. ॥૧૭॥ તકાર ૧, થકાર ૨, દકાર ૩, ધકાર ૪, નકાર પ્રવિભક્તિ ૫. નામા અઢારમો નાટિક વિધિ ॥૧૮॥ પકાર ૧, ફકાર ૨, બકાર ૩, ભકાર ૪, મકાર પ્રવિભક્તિ ૫, નામા ઓગણીશમો નાટિક વિધિ. ॥૧૯॥ અશોક પલ્લવ પ્રવિભકિત ૧, આમ્રપલ્લવ પ્રવિભકિત ૨, જંબુ પલ્લવ પ્રવિભકિત ૩, કોશાંબ પલ્લવ પ્રવિભકિત ૪. એ પ્રકારે પલ્લવ પ્રવિભક્તિ નામા વીશમો નાટિક વિધિ. ॥૨૦॥ પદ્મ લતા પ્રવિભક્તિ ૧, નાગ લતા પ્રવિભકિત ૨, અશોક લતા પ્રવિભકિત ૩, ચંપક લતા પ્રવિભકિત ૪, ચૂત લતા પ્રવિભકિત ૫, વન લતા પ્રવિભકિત ૬, વાસંતિ લતા પ્રવિભકિત ૭, અતિમુક્ત લતા પ્રવિભકિત ૮, શ્યામ લતા પ્રવિભકિત ૯, એ પ્રકારે લતા પ્રવિભકિત નામા એકવીશમો નાટિક વિધિ. ॥૨૧॥ દ્રુતનામા બાવીશમો નાટિક વિધિ. ॥૨૨॥ વિલંબિત નામા ત્રેવીશમો નાટિક વિધિ. ॥૨૩॥ દ્રુત વિલંબિત નામા ચોવીશમો નાટિક વિધિ. ॥૨૪॥ અંચિત નામા પચ્ચીશમો નાટિક વિધિ. ॥૨૫॥ રિભિત નામા છવ્વીશમો નાટિક વિધિ ॥૨૬॥ અંચિત રિભિત નામા સતાવીશમો નાટિક વિધિ ॥૨૭॥ આરભટ નામા અઠાવીશમો નાટિક વિધિ. ॥૨૮॥ ભશોળ નામા ઓગણત્રીશમો નાટિક વિધિ. ॥૨૯॥ આરભટ ભશોળ નામા ત્રીશમો નાટિક વિધિ. ॥૩૦॥ ઉત્પાત, નિપાત, પ્રસક્ત, સંકુચિત, પ્રસારિત. રચિત [illegible] નામા એકત્રીશમો નાટિક વિધિ. ॥૩૧॥ શ્રમણ ભગવંત મહાવિરના પૂર્વ ભવ [illegible] કહેતાં પાછલા મનુષ્ય ભવ, દેવ ભવ, ચરમ (છેલો) દેવલોક ભવ, ચરમ ચ્યવન, ચરમ ભરતક્ષેત્ર, અવસર્પિણી, તિર્થંકર જન્માભિષેક, ચરમ બાળભાવ, ચરમ [illegible] કામભોગ, ચરમ નિઃક્રમણ (દિક્ષા), ચરમ તપનું આચરણ, ચરમ જ્ઞાનનું ઉત્પન્ન, ચરમ તિર્થનું પ્રવર્તાવવું, ચરમ નિર્વાણ. એ પ્રકારે સર્વ રૂપ દેખાડી નાટિક કરે. [illegible] નાટિક વિધિ (રાયપ્રસેણિ સૂત્રમાંથી લખી છે) (બત્રીશમો નાટિક વિધિ [illegible] રાખે જે તિર્થંકરનું શાસન હોય તેનું નાટિક કરે ॥૩૨॥ એ પ્રકારે [illegible] દેખાડે. કેટલાએક દેવતા ઉત્પલ હાથમાં લઈને. [illegible]

૨૩

હાથમાં લઇને જાવત્ ધુપના કડછા હાથમાં લઇને હર્ષવંત સંતુષ્ટથકાં જાવત્ હર્ષને વિષે ઉલ્લાસ પામતું તેહનું હૃદય છે. તે વિજયા રાજ્યધાનીને વિષે સઘળે ચોકફેર દોડે, વિશેષપણે દોડે.

ત્યારે તે વિજય દેવતાપ્રતે ચાર હજાર સામાનિક દેવતા, ચાર અગ્ર મહિષી (સ્ત્રી) પરીવાર સહીત, જાવત્ સોળ હજાર આત્મ રક્ષક દેવતા, બીજા પણ ઘણાં વિજય રાજ્યધાનીના વાસી વ્યંતરીક દેવતા ને દેવાંગ્નાઓ તેહ કળશ વર ઉત્તમ કમળ ઉપરે થાપ્યા જાવત્ એક હજાર ને આઠ સુવર્ણને કળશે, તેમજ જાવત્ એક હજાર ને આઠ માટીને કળશે કરીને, સર્વ પાણીએ કરીને, સર્વ માટીએ કરીને, સર્વ ફુલે, જાવત્ સર્વ ઓષધીએ કરી સર્વ રૂધી સહીત જાવત્ વાજીંત્રને શબ્દે કરીને મોટે મોટે ઈંદ્રાભિષેક કરે, અભિષેક કરીને પ્રત્યેક પ્રત્યેક માથે આવર્ત્તરૂપ અંજળી કરીને એમ આશીર વચન કહે. જયજય નંદા. જયજય ભદ્રા. આનંદ થાઓ હે આનંદવંત? જયજય ભદ્રા કલ્યાણ થાઓ હે મંગળીકવંત? તમને મંગળીક હોજો? અણ જીત્યાને જીતજો. જીત્યાને પાળજો: જીત્યા માંહે વસજો. અણ જીત્યાને જીતજો તે શત્રુપક્ષ જીતજો. જીત્યાને પાળજો તે મિત્રપક્ષ પાળજો. જીત્યામાંહે વસજો તે દેવતાની સભા માંહે ઉપસર્ગ રહીતથકાં વસજો. દેવતા માંહે ઇંદ્રની પરે, તારા માંહે ચંદ્રમાની પરે, અસુર કુમાર માંહે ચમરેંદ્રની પરે, નાગ કુમાર માંહે ધરણેંદ્રની પરે, મનુષ્ય માંહે ભરત ચક્રવર્ત્તિની પરે. ઘણાં પલ્યોપમ લગે. ઘણાં સાગરોપમ લગે. ચાર હજાર સામાનીક દેવતાનું, જાવત્ સોળ હજાર આતમ રક્ષક દેવતાનું, વિજયદ્વારનું. વિજય રાજ્યધાનીનું, વળી બીજા એ ઘણાં વિજય રાજ્યધાનીના વસણહાર વ્યંતરીક દેવતા ને દેવાંગ્નાનું અધિપતિપણું જાવત્ આજ્ઞા ઇશ્વર સેનાપત્યપણું કરતાંથકાં, પાળતાં થકાં વિચરજો. એમ કહીને મોટે મોટે શબ્દે જયજય શબ્દ પ્રજુંજે. (ઉચરે.)

## ૬૩. વિજય દેવતાના કૃત્ય.

યુક્ત ઘોડાની લાલ થકી પણ અત્યંત સુકમાળ ધોળું સુવર્ણમય તાંતણેકરી સહિત આકાશ તથા ફટીક રત્ન તે સરખી પ્રભા છે જેહની એહવું અખંડીત દિવ્ય ઉત્તમ એહવું દિવ્ય દુષ્ય વસ્ત્રનું જુગળ પેહેરે, પેહેરીને હાર પેહેરે (અઢાર સરો હાર) પેહેરીને (નવસરો) અર્ધ હાર પેહેરે, પેહેરીને એકાવળી હાર પેહેરે. એમ એણે અભિલાપે મુક્તાવળી, કનકાવળી, રત્નાવળી, કડાં, બાહીરખા, અંગદ, કેયુર, એ ચારે ભૂષણ દશ આંગુળીએ મુંદ્રીકા વેઢ, વીટી, કટીસૂત્ર, કટિદોરો, હૃદયને વિષે ઉત્તરી, કંઠી, ઝુમણું, કુંડળ, ચુડામણીનામા અનેક રત્નજડીત એહવો મુકુટ બાંધે, મુકુટ પેહેરે. ગ્રંથીલ. માળા પ્રમુખ, વેષ્ટીમ. વિટેલા દડા પ્રમુખ, પુરીમ. વાંસની સળીએ પરોવેલા તે, સંઘાતીમ, તે માંહો માંહે નાળ બીટ વળગાડવાં તે. એ ચારે પ્રકારને ફુલે કરીને કલ્પવૃક્ષની પરે પોતાના શરીરને અલંકૃત વિભૂષા કરે, કરીને દરદર ને મલય નામા ચંદન સુગંધ ગંધવંત તેહને સુગંધે કરી વાસે, વાસીને દિવ્ય દેવ સંબંધી પુષ્પમાળા પેહેરે, પેહેરીને ત્યાર પછી વિજય દેવતા કેસને અલંકારે કરીને, ફુલની માળાને અલંકારે કરીને, વસ્ત્રને અલંકારે કરીને, આભરણને અલંકારે કરીને, એ ચાર પ્રકારને અલંકારે કરીને અલંકૃત વિભૂષિત થયો થકો, પરીપૂર્ણ અલંકારવંત થયો થકો સીંહાસન થકી ઉઠે, ઉઠીને અલંકારીક સભા થકી પુર્વદિશીને બારણે થઇને પાછો નીકળે, નીકળીને જ્યાં વ્યવસાય સભા છે ત્યાં આવે, આવીને વ્યવસાય સભાને પ્રદક્ષીણા કરતો થકો પુર્વદિસને બારણે થઇને પેસે, પેસીને જ્યાં સીંહાસન છે. ત્યાં આવે, આવીને સીંહાસનને વિષે પુર્વ દિશી સાહમો બેસે

૬૪. પુસ્તક રત્નનું વાંચવું.

## ૬૫. પ્રતિમાદીકનું પુજવું.

ત્યારે તે વિજય દેવતા ચારહજાર સામાનીક દેવતા સાથે જાવત્ અનેરા ઘણાં વ્યંતરીક દેવતા, દેવાંગ્ના સાથે પરીવર્યો થકા શર્વ રૂધીએ કરી સર્વ દ્યુતિ કાંન્તિએ કરી જાવત્ વાજીંત્રને શબ્દે કરી સહીત જ્યાં સીદ્ધાયતન છે ત્યાં આવે, આવીને સીદ્ધાયતન પ્રતે પ્રદક્ષીણા કરતો થકો પુર્વ દીસીને બારણે થઇને જ્યાં દેવચ્છંદો (ગંભારો) છે ત્યાં આવે, આવીને જીન પ્રતિમાને દેખીને પ્રણામ કરે, પ્રણામ કરીને જીન (દેવતાની) પ્રતિમાને મોર પીંછની પુંજણી લેઇ કરી પુંજે, પુંજીને સુગંધ ગંધોદક પાણીએ કરીને નવરાવે પખાળ કરે, પખાળ કરીને દેવ સંબંધી સુગંધ કષાયીત વસ્ત્રે કરીને ગાત્ર લુહે, લુહીને સરસ ગોશીર્ષ નામા ચંદને કરીને શરીરે વિલેપન કરે, વિલેપન કરીને જીન (દેવતાની) પ્રતિમાને અખંડિત શ્વેત ઉજળાં દીવ્ય ઉત્તમ દેવદુષ્ય વસ્ત્રનાં જુગળ પહીરાવે, પહીરાવીને અગ્ર ઉત્તમ પ્રધાન સુગંધ દ્રવ્ય ને ફુલની માળા તેણે કરી અર્ચે, અર્ચીને ફુલ ચડાવે, સુગંધી પદાર્થ ચડાવે, ચુર્ણવાસ ચડાવે, વસ્ત્ર ચડાવે, આભરણ ચડાવે, ચડાવીને ઉંચી વળગાડી થકી નીચા તળા લગે પર્યંતે મોટી વિપુળ વિસ્તીર્ણ વૃતાકારે પ્રલંબાયમાન એવી ફુલની માળાનો કળાપ કરે, કરીને અચ્છ સુકમાળ શ્વેત ધોળા રૂપામય અત્યંત નિર્મળ એહવે ચોખે કરીને જીન (દેવતાની) પ્રતિમા સામે આઠ આઠ મંગળીક આળેખે તે કહે છે. સાથીયો ૧, શ્રીવચ્છ ૨, જાવત્

મહેંદ્રધ્વજ છે ત્યાં પણ સર્વ તેમજ કહેવું. પછે જ્યાં હથીયારનો ચોપ્પાળ નામે સહસ્ત્ર કોશ (ભંડાર) છે ત્યાં આવે, આવીને પ્રત્યેક પ્રત્યેક હથીયારને મોર પીંછની પુંજણીએ કરીને પુંજે, પુંજીને સરસ ગોસીર્શ ચંદને કરીને સર્વને વિલેપન કરે. તેમજ શેષ સર્વની પણ અર્ચા પુર્વ પરે કરે. સુધર્મા સભાના દક્ષિણ દ્વારથી માંડીને તેમજ કહેવું. જાવત્ નંદા પુષ્પકરણી લગે સિદ્ધાયતનની પરે દક્ષિણ દ્વાર મુખ મંડપ, ચૈત્યસ્થુભ, ચાર જીન (દેવતાની) પ્રતિમા, ચૈત્યવૃક્ષ, મહેંદ્રધ્વજ ને નંદા પુષ્પકરણી અર્ચે. (પુજે) ત્યાંથી સુધર્મા સભાને પ્રદક્ષિણાએ પુંઠે ફરીને ઉત્તર દીસે એણે એટલાં વાનાં અર્ચે. તેમ વળી પુર્વ દિસે પણ દ્વારથકી માંહે એટલાં વાનાં અર્ચે. જાવત્ પુર્વ દિશીની નંદા પુષ્પકરણી લગે સર્વ સભાને વિષે જેમ સુધર્મા સભાએ અર્ચા કહી તેમજ સર્વ કહેવી. વળી ઉપપાત સભાએ પણ સર્વ અર્ચા તેમજ કહેવી, પણ એટલો વિશેષ જે દેવ સય્યાની અર્ચા કહેવી. અને શેષ ત્રણ સભાએ સિંહાસનની અર્ચા કહેવી. (એ ફેર દેખાડ્યો) વળી દ્રહની પણ જેમ નંદા પુષ્પકરણીની કહી તેમ કહેવી. પછે ત્યાંથી વ્યવસાય સભાએ આવી પુસ્તકરત્ન મોરપીંછની પુંજણીએ પુંજે, પુંજીને દિવ્ય પાણીની ધારાએ પખાળે, પખાળીને સરસ ગોસીર્શનામા બાવના ચંદને કરી વિલેપન કરે, કરીને ઉત્કૃષ્ટ વર પ્રધાન ગંધ કપુરાદિ ફુલની માળાએ કરી અર્ચે, અર્ચીને પછે સીંહાસન મોરપીંછની પુંજણીએ પુંજે. જાવત્ ધુપ દીએ. શેષ સર્વ તેમજ પુર્વલી પરે કહેવું. પછે નંદા પુષ્પકરણીને જેમ દ્રહની અર્ચા કહી તેમ કહેવી તેજ રીતે અર્ચા કહેવી. પછે જ્યાં બળીપીઠ છે ત્યાં આવે, આવીને બળી વિસર્જન કરીને અભીયોગી (આજ્ઞાકારી) દેવતાને તેડાવે, તેડાવીને એમ કહે. ઉતાવળથકી હે દેવાનુપ્રીયા! વિજય રાજ્યધાનીને વિષે શ્રૃંગાટક (સિંઘાડાને આકારે) ત્રીક (જ્યાં ત્રણ વાટ ભેળી થાય) તેને વિષે, ચતુષ્ક (ચોવટા) ને વિષે, ચચ્ચર (ઘણા માર્ગ ભેળા થાય તે) ને વિષે, ચતુર્મુખ તે મોટા રાજ માર્ગને વિષે, પ્રાસાદને વિષે, ગઢને વિષે, અટારીને વિષે, પ્રોળને વિષે, તોરણને વિષે, એવે ઠેકાણે જઈને તમે તેની પુજા કરો, ને પુજા કરીને એ માહરી આજ્ઞા મુઝને પાછી સુંપો.

પુજા અર્ચા કરે. પછે જ્યાં દક્ષીણદિશિની નંદા પુષ્પકરણી છે ત્યાં આવે, આવીને મોરપીંછની પુંજણી લીએ, લેઇને વેદિકા, પગથીયાં, તોરણ. પુત્તળી વ્યાળ રૂપક એ સર્વ પુંજણીએ કરી પુંજે. પુંજણીએ પુંજીને દિવ્ય પાણીની ધારાએ પખાળે, પખાળીને સરસ ગોશીર્ષ ચંદને વિલેપન કરે કરીને ફુલ ચડાવે, જાવત્ ધુપ કરે. એટલે સિદ્ધાયતનના દક્ષીણ દ્વારની અર્ચા પુરી થઇ. હવે સિદ્ધાયતનને પ્રદક્ષણા કરતો થકો. સિદ્ધાયતનને પુંઠે થઇને જ્યાં ઉત્તરદિશિની નંદા પુષ્પકરણી છે ત્યાં આવે, આવીને ત્યાં અનુક્રમે મહેંદ્રધ્વજ, ચૈત્યવ્રક્ષ, ચૈત્યસ્થુભ, ત્યાં પશ્ચિમદિશિની મણિપીઠીકા ત્યંની જીન (દેવતાની) પ્રતિમા પુજે. એમ ઉતરદિશિની મણિપીઠીકાની પ્રતિમા, પુર્વદિશિની મણિપીઠીકાની અને દક્ષિણદિશિની મણિપીઠીકાની પ્રતિમા પુજે. તે પછી પ્રેક્ષાઘર મંડપની અર્ચા પણ તેમજ કહેવી. જેમ પ્રેક્ષાઘર મંડપની દક્ષિણદિશિની કહી તેમ. જાવત્ પશ્ચિમદિશિને બારણે જાવત્ ઉત્તરદિશિના પ્રેક્ષાઘર મંડપની દક્ષિણદિશિની સ્થંભપક્તિ લગે મુખમંડપને ત્રણે દ્વાર અર્ચા કહેવી. તે દક્ષીણપ્રમુખ મંડપની પરે કહેવી. જાવત્ ત્યાંની દક્ષિણદિશિની પ્રેક્ષાસ્થંભ પંક્તિની અર્ચા કરે. સિદ્ધાયતન માત્ર ઉત્તર દ્વારની અર્ચા કરી ત્યાંથી સિદ્ધાયતન માંહે થઇને પુર્વદિશને દ્વારે આવી ત્યાંની અર્ચા કરે. શેષ સર્વ તેમજ અનુક્રમે પુર્વદિશિનો મુખમંડપ, પ્રેક્ષાઘર મંડપ, ચૈત્યસ્થુભ, ચારે પ્રતિમા, ચૈત્યવ્રક્ષ, મહેંદ્રધ્વજ, જાવત્ નંદા પુષ્પકરણી. એ સર્વની અર્ચા અનુક્રમે પુર્વલીપરે કરે, કરીને પછે ત્યાંથી જ્યાં સુધર્મા સભા છે તે દિશિભણી ચાલવા તત્પર થાય.

## ૬૬. દાઢાદિકનું પુજવું.

ત્યારે તે વિજયદેવતાના ચાર હજાર સામાનિક દેવતા જાવત્ સોળ હજાર આત્મરક્ષક દેવતા સાથે સર્વ રૂધીએ કરી જાવત્ સર્વ વાજીંત્ર વાજતે જ્યાં સુધર્મા સભા છે ત્યાં આવે. આવીને તે સુધર્મા સભાને પ્રદક્ષણા કરતો થકો પુર્વને દ્વારે થઇને માંહે પ્રવેશ કરે, કરીને જીનદાઢાને દીઠેથકે પ્રણામ કરે. કરીને પછે જ્યાં મણિપીઠીકા છે, જ્યાં માણવકનામા ચૈત્યથંભ છે, જ્યાં વજ્રમય ગોળવ્રત્ત દાબડા છે ત્યાં આવે, આવીને મોરપીંછની પુંજણી લીએ, લેઇને વજ્રમય ગોળવ્રત દાબડાને મોરપીંછની પુંજણીએ કરીને પુંજે, પુંજીને વજ્રમય ગોળવ્રત્ત રત્ન દાબડા ઉઘાડે, ઉઘાડીને જીનદાઢાને મોરપીંછની પુંજણીએ કરીને પુંજે, પુંજીને પછે સુગંધ ગંધોદકે એકવીશ વાર જીનદાઢા પખાળે, પખાળીને સરસ ગોશીર્ષ ચંદને કરી વિલેપન કરે, કરીને ઉત્કૃષ્ટા વર પ્રધાન સુગંધ કપુરાદિક દ્રવ્ય ને ફુલની માળાએ કરીને અર્ચા કરે, કરીને પછે ધુપ દીએ, દેઇને વજ્રરત્નમય ગોળવ્રત્ત દાબડામાંહે જીનદાઢા ઘાલે, ઘાલીને પછે માણવકનામા ચૈત્યસ્થંભ મોર પીંછની પુંજણીએ પુંજે, પુંજીને દિવ્ય પાણીની ધારાએ પખાળે, પખાળીને સરસ ગોશીર્ષ ચંદને કરીને અર્ચા કરે, કરીને ફુલ ચડાવે, જાવત્ સરસ સર્વ રૂતુના ફુલના પુંજ કરે. જાવત્ ધુપ દીએ, દઇને પછે જ્યાં સુધર્મા સભાને ઘણું મધ્ય દેશ ભાગે તેમજ અર્ચા કરે. જાવત્ જ્યાં સીંહાસન છે ત્યાં આવે, આવીને તેમજ અર્ચે. તેમજ દ્વારની અર્ચા કરે. પછે જ્યાં દેવ સજ્યા છે તે પણ તેમજ અર્ચે, પછે જ્યાં લઘુ

મહેંદ્રધ્વજ છે ત્યાં પણ સર્વ તેમજ કહેવું. પછે જ્યાં હથીયારનો ચોફાળ નામે સદસ્ત્ર કોશ (ભંડાર) છે ત્યાં આવે, આવીને પ્રત્યેક પ્રત્યેક હથીયારને મોર પીંછની પુંજણીએ કરીને પુંજે, પુંજીને સરસ ગોસીર્શ ચંદને કરીને સર્વને વિલેપન કરે. તેમજ શેષ સર્વની પણ અર્ચા પુર્વ પરે કરે. સુધર્મા સભાના દક્ષિણ દ્વારથી માંડીને તેમજ કહેવું. જાવત્ નંદા પુષ્પકરણી લગે સિદ્ધાયતનની પરે દક્ષિણ દ્વાર મુખ મંડપ, ચૈત્યસ્થુભ, ચાર જીન (દેવતાની) પ્રતિમા, ચૈત્યવૃક્ષ, મહેંદ્રધ્વજ ને નંદા પુષ્પકરણી અર્ચે. (પુજે) ત્યાંથી સુધર્મા સભાને પ્રદક્ષિણાએ પુંઠે ફરીને ઉત્તર દીસે એણે એટલાં વાનાં અર્ચે. તેમ વળી પુર્વ દિસે પણ દ્વારથકી માંહે એટલાં વાનાં અર્ચે. જાવત્ પુર્વ દિશીની નંદા પુષ્પકરણી લગે સર્વ સભાને વિષે જેમ સુધર્મા સભાએ અર્ચા કહી તેમજ સર્વ કહેવી. વળી ઉપપાત સભાએ પણ સર્વ અર્ચા તેમજ કહેવી, પણ એટલો વિશેષ જે દેવ સજ્યાની અર્ચા કહેવી. અને શેષ ત્રણ સભાએ સિંહાસનની અર્ચા કહેવી. (એ ફેર દેખાડ્યો) વળી દ્રહની પ્રમા જેમ નંદા પુષ્પકરણીની કહી તેમ કહેવી. પછે ત્યાંથી વ્યવસાય સભાએ આવી પુસ્તકરત્ન મોરપીંછની પુંજણીએ પુંજે, પુંજીને દિવ્ય પાણીની ધારાએ પખાળે, પખાળીને સરસ ગોસીર્શનામા બાવના ચંદને કરી વિલેપન કરે, કરીને ઉત્કૃષ્ટ વર પ્રધાન ગંધ કપુરાદિ પુષ્પની માળાએ કરી અર્ચે, અર્ચિને પછે સીંહાસન મોરપીંછની પુંજણીએ પુંજે. જાવત્ ધુપ દીએ. શેષ સર્વ તેમજ પુર્વલી પરે કહેવું. પછે નંદા પુષ્પકરણીને જેમ દ્રહની અર્ચા કહી તેમ કહેવી તેજ રીતે અર્ચા કહેવી. પછે જ્યાં બળીપીઠ છે ત્યાં આવે, આવીને બળી વિસર્જન કરીને અભીયોગી (આજ્ઞાકારી) દેવતાને તેડાવે. તેડાવીને એમ કહે. ક્ષિપ્રમેવ હે દેવાનુ પ્રીયા! વિજય રાજ્યધાનીને વિષે શૃંગાટક (સિંઘાડાને આકારે) ચોક (જ્યાં ત્રણ વાટ ભેળી થાય) તેને વિષે, ચતુષ્ક (ચોવટા) ને વિષે, ચચ્ચર (ઘણા માર્ગ એકઠા મળે) તે ને વિષે, ચતુર્મુખ તે મોટા રાજ માર્ગને વિષે, પ્રાસાદને વિષે, ગઢને વિષે, અટાળને વિષે, પ્રોળને વિષે, તોરણને વિષે, એવે ઠેકાણે જઇને તમે તેની પુજા કરો. તે પુજા કરીને એ માહરી આજ્ઞા મુઝને પાછી સુંપો.

## ૬૮. સૂરિયાભ દેવતાનો (રાયપ્રસેણી સૂત્રથી) અધિકાર.

હવે સૂરિયાભે તથા વિજય પ્રોળીયે પ્રતિમા પુજી છે તથા દાઢા પુજી છે, માટે અમે પણ પુજીએ છીએ. એમ જે કહે છે તેનો ઉત્તર.

સૂરિયાભ અને વિજય પ્રોળીયાનો અધિકાર એક સરખો છે. તે વિજય પ્રોળીયાનો અધિકાર ઉપર કહેવાઇ ગયો છે જેથી હવે પ્રસંગને લઇને આ ઠેકાણે સૂરિયાભનો અધિકાર લગતો જાણી રાયપ્રસેણી સુત્રસંબંધી સમજુતી સાથે અહીં દાખલ કરવામાં આવે છે.

૧. પ્રથમ સૂર્યાભ દેવતાએ શ્રી મહાવીર દેવને આમલકંપા નગરીને [illegible] વનમાં દીઠા તીહાં સામો જઇ નમોથુણં કહ્યું તે દાખું સંપન્નાનું [illegible] કલ્પીત છે.

૨. પછે એમ કહ્યુંજે:—

तं महाफलं खलु देवाणुप्पिया तहारूवाणं अरिहंताणं भगवंताणं नाम गोयस्सवि सत्रणयाए किमंग पुण अभिगमण वंदण नमंसण पडिपुच्छण पज्जुवासणयाए एगसावि आयरियस्स धम्मीयस्स सुवयणस्स सवणयाए किमंग पुण विउलस्स अट्ठस्स गहणयाए

**શબ્દાર્થ—એ૦** એહ ભગવંતનું વંદનાદિક. **મે૦** મુજને. **પે૦** પરભવ જન્માંતરે. **હિ૦** હીતભણી પથ્યની પરે. **સુ૦** સુખ ભણી. **ખ૦** જોગતા ભણી રોગનો વિનાશ કરવા ઓષધની પરે. **નિ૦** મોક્ષ ભણી. **આ૦** ભવની પરંપરા લગે એહ સુખનું કારણ હોડે (પાછળ). **ભ૦** હુસ્યે. **ઇ૦** એમ કહી.

**ભાવાર્થ—**પેચા કહેતાં પરલોકને વિષે હિતકારી તથા અનુગામિક ફળ કહ્યું. પેચા શબ્દે પરલોક એ અર્થ ઘણે સૂત્રે કહ્યો છે, ઉત્તરાધ્યયન નવમે અધ્યયને અઠાવનમી ગાથામાં પહેલા બે પદમાં કહ્યું છે કે—

**इहंसि उत्तमो भंते ॥ पेच्चा होहिसि उत्तमो ॥**

**શબ્દાર્થ—ઇ૦** એ ભવને વિષે. **ઉ૦** પ્રધાન છો. **ભ૦** હે પુજ્ય. **પે૦** પરભવને વિષે. **હો૦** હોઇશ. **ઉ૦** ઉત્તમ.

વળી પ્રશ્ન વ્યાકરણ સૂત્રે સંવરદ્વારે પહેલે અધ્યયને **पेच्चा भावियं आगमेसि भद्दे**—**પે૦**પરભવને વિષે. **ભા૦** સુખ ઉપજાવે. **આ૦** આગામી કાળે. **ભ૦** કલ્યાણનો કરણહાર એહવો પાઠ છે, માટે તેજ રીતે સૂરિયાભે ભગવંતને વંદણા કરી તે પરલોકનો અર્થ સિદ્ધપણો ગણ્યો.

૪. ત્યારપછી સૂરિયાભે સેવક દેવતાને તેડીને એમ કહ્યું કે—તમે ભગવંત પાસે જાઓ. વંદણા કરી જોયણ પ્રમાણે પુંજો, (સાફ કરો) પાણી છાંટો, પુષ્પ વૃષ્ટિ કરો "**दिव्वं सुरवराभिगमणजोग करेह**"—**દી૦** પ્રધાન વૈક્રિય. **સુ૦** દેવતાને આવવા જોગ મંડળો. **ક૦** કરો. પોતે જે દેવતા તેને આવવા જોગ ભૂમિકા કરો એમ કહ્યું, પણ એમ ન કહ્યું જે ભગવતને રહેવા જોગ કરો. કારણ કે ભગવંત તો ફુલ, પાણી, ધુપ, દીપના ભોગી નથી. એ આવનારની શોભા છે. પછે સૂરિયાભના કહેવા પ્રમાણે સેવક દેવતાએ કર્યું. હવે ફુલને અધિકારે કેટલાએક કહે છે કે—"**जलया थलया भासुर**" જળજા તે કમળનાં ફુલ, થળજા તે જાઈ જુઈનાં ફુલ. તે એમ સચીત ફુલની વૃષ્ટિ માને છે. વળી સમવાયંગ સૂત્રમાં ચોત્રીશમે સમવાયંગે કહ્યું કે—"**जलय थलय**" તે પણ સચીત ફુલ માને છે. પણ તેમ નથી. કારણ કે જ્યારે સૂરિયાભને સેવકે પુષ્પની વૃષ્ટિ કરી ત્યાં અને પાણીની વૃષ્ટિ કરી ત્યાં કહ્યું છે કે—

**अभवद्दलं विउवई २ त्ता पुप्फवद्दलं विउवई २ त्ता.**

**શબ્દાર્થ—**સેવક દેવતા. **અ૦.** પાણીનું વાદળ. **વિ૦.** વૈક્રુવે. **પુ૦.** ફુલનું વાદળ. **વિ૦.** વૈક્રુવે.

**ભાવાર્થ—**વૈક્રુસમુ કર્યાનો પાઠ છે. જેમ જન્મોચ્છવ કરતાં ઘણાં દ્વીપ, સમુદ્રનાં

ફુલ, માટી, પાણી. આણ્યાં કહ્યાં છે. તેમ ઇહાં આણ્યાં કહ્યાં નથી. માટે જ્યાં આણ્યાં કહ્યા છે ત્યાં સચીતજ જાણવાં. ત્યાં **अभवद्दलं पुप्फवद्दलं विउव्वई**—સેવક દેવના અ૦. પાણીનું વાદળ. અને પુ૦. ફુલનું વાદળ વૈકુવે. એહવો પાઠ કહ્યો નથી. માટે ત્યાં સચીતજ જાણવાં. અને જ્યાં **अभवद्दलं पुप्पवद्दलं विउवई**—અ૦. સેવક દેવના પાણી અને ફુલના વાદળ. વૈકુવે કહ્યું ત્યાં અચીતહીજ છે. માટે ત્યાં અચીત ફુલ પાણી વૈક્રે વાદળ કરી વરસાવ્યા.

વળી ચોત્રીશ અતિશય મધ્યે "જલજ થલજ" કહ્યું તે પણ અતિશય કાંઈ દેવના. મનુષ્યના કર્યા થાતા નથી. એતો ભગવંતના પુન્ય પ્રભાવથી સ્વભાવે પ્રગટ થાય છે. એ સ્વાભાવિક વિસસા પુદગળનો પરિણામ જાણવો. જ્યારે જુગલીયાના [illegible] દશ જાતના કલ્પવૃક્ષ મનો વાંછીત સુખ સ્વભાવે પુરે છે. ત્યારે તિર્થંકરના [illegible] સ્વભાવે અતિશય થાય તેમાં અતિસયોક્તિ શું કરી કે તેમાં દેવતાનાં [illegible] ઠેરાવવા પડે છે, અને જ્યારે દેવતાના અતિશય કર્યા થાય. તેમાં અતિશય [illegible] તો કેનું નામ કે જે સાંભળતાં કે દેખતાં લોકોને આશ્ચર્ય લાગે. [illegible] શું? તેમાં કાંઈ અતિશયની કે તીર્થંકરની મહત્વતા એટલી નથી. માટે [illegible] જેવું છે.

વળી ભગવતિજી સૂત્રમાં ચઉદમા સતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે ચાર જાતના દેવતા વૃષ્ટિ કરે (જન્મ કલ્યાણીક અવશરે), ત્યાં શેવક દેવતાને કહે છે. પછે જેહનો એ અધિકાર હોય, તે દેવતા વરસાવે. એ પ્રગટ પાઠ વૈક્રે કરી વરસાવ્યાનો છે. તેમજ પુષ્પ. પાણી, સૂરિયાભના સેવકે વરસાવ્યાં તે પણ વૈક્રે વાદળ કરી વરસાવ્યા તે માટે અચિતજ કહ્યા.

૫. વળી સૂરિયાભ પોતે ભગવંતને વાંદવા આવ્યો ને ભગવંતને વંદણા કરી ત્યારે ભગવંતે ૭ બોલ કહ્યા તે કહે છે—

**पोराणमेयंदेवा १, जीयमेयंदेवा २, कियमेयंदेवा ३, करणिजमेयंदेवा ४. आचिणमेयंदेवा ५, अभणुन्नायमेयंदेवा ६.**

**શબ્દાર્થ**—પો૦ જુનો એ કાર્ય પુર્વે દેવતાએ પણ એ કાર્ય કીધાં [illegible] ૧, જી૦ તમારો એ આચરણ. અહો દેવતાઓ ! ૨, કી૦ તમારું [illegible] કાર્ય તે કીધો. અહો દેવતાઓ! ૩, ક૦ તુમારી એહ કરણી છે [illegible] ૪, આ૦ આચરવા જોગ છે. અહો દેવતાઓ ! ૫, અ૦ મેં અપને અનેરે તિર્થંકરે [illegible] દીધી. અહો દેવતાઓ ! ૬.

**ભાવાર્થ**—એ ૭ બોલ ભગવંતે સુરિયાભને વંદણા કરવા [illegible] નાટીકની આજ્ઞા માટે કહ્યા નથી. કારણ કે ત્યાર પછી [illegible] દિક શ્રમણ (સાધુ) ને બત્રીશ વિધ નાટીક દેખાડું. [illegible]

**एयंमठं नो आढाई नो परिआणाई तुसंणं संचिटइ.**

પોતાને છાંદે (ઇચ્છાએ) પણ તેમાં ભગવંતની આજ્ઞા નથી. તેમજ વળી કુણિક રાજાએ માર્ગમાં પાણી છાંટી ફુલ વિખેર્યા, તે માંહીથી ભગવંતને શું કામ આવ્યું ? તે કહો. એ વસ્તુ ભગવંતને ભોગ આવી નથી. એ માંહી ભગવંતની કાંઈ ભકિત નથી. એ તો પોતાની રૂદ્ધિ વિસ્તારી એ પોતાની શોભા, પોતાની મોટાઈ છે.

વળી જલજ, થલજ શબ્દ તો ઉપમા વાચક શબ્દ છે, જે જલજ, થલજના સરખાં ફુલ, પણ જલજ, થલજના ઉપના સમજવાં નહીં. ત્યારે કોઈ કહેશે કે જો જલજ, થલજને ઉપમા વાચક શબ્દ જાણો તો જલ જાઇવ એહવો શબ્દ જોઈએ. તો તે શબ્દ તો નથી, માટે તમે ઉપમા વાચક શબ્દ કેમ જાણ્યો ? એમ કહે. તેનું સમાધાન એ કે–ઉત્તરાધ્યયન સૂત્રને ત્રેવીશમે અધ્યયને કહ્યું કે **"पासंडा कोउ गामीया"** પા૦ પાપંડી અન્ય દર્શની. કો૦ કૌતુકી. **મી૦** મૃગ, પશુ સરખા, અજૈની, પર પાપંડી.—ઇહાં પાપંડી, કૌતુકી, મૃગ જેવા. એ ઉપમા દીધી પણ **"मीयाइं वाइमं"** નથી કહ્યું, પણ મૃગઈવ મૃગા જાણવા.

વળી દસવિકાળિક સૂત્રે નવમે અધ્યયને બીજે ઉદેશે સાતમી ગાથાના ચોથા પદમાં અવનિત શિષ્યને કહ્યું છે કે **छागा (छाया) ते विगलेंद्रिया** છાગા (બોકડા) સરખા તથા ઢંકાણી છે શરીરની શોભા એહવા અવનિત. **વી૦** ખોડીલા ઇંદ્રિય જેહની. એમ કહ્યું પણ **छागाइव** નથી કહ્યું. છાગા શબ્દે બોકડા સરખાજ જાણવા. તેજ રીતે " જલજા " તે જલજ સરખા પણ " નતુ જલજા" (જલથી નીપના જાણવાં નહીં). એ નિઃસંદેહ જાણવું. પણ સચિત્ત જાણશોજ નહીં.

વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં બારમે અધ્યયને છત્રીશમી ગાથામાં હરકેશી મુનીને દાન દીધા પછી કહ્યું. તે ગાથા કહે છે—

**तहियं गंधोदय पुप्फवासं, दिव्वा तहिं वसुहारायवुठा ॥**
**पहियाओ दुंदुहिओ सुरेहिं ॥आग्गासे अहोदाणंचघुठं ॥३६॥**

**શબ્દાર્થ—ત૦** તે યજ્ઞ પાડાને વિષે. **ગં૦** સુગંધ પાણીનો. **પુ૦** ફુલનો. **વા૦** વરસાદ વરસ્યો. **દિ૦** પ્રધાન **ત૦** તીહાંજ. **વ૦** દ્રવ્યની ધારા પુંજ (ઢગલા). **પ૦** વજાડીએ **દુ૦** દેવ દુંદભીઓ દેવતાએ. **આ૦** આકાશને વિષે. **અ૦** આશ્ચર્યકારી દાન દીધું. એમ નિર્ઘોસ કર્યો દેવતાએ.

**ભાવાર્થ—**હવે જુઓ ! ઇહાં ગંધોદકની વૃષ્ટિ કરી કહી. તો વૈક્રીય વિના ગંધોદક કેમ [illegible] સ્વભાવિક પાણી તો સુધોદક કહેવાય. માટે એ પાણી વૈક્રીય છે કે સચિત્ત છે? તે [illegible] વિચારી જોયા જેવું છે. એજ રીતે સર્વે ઠેકાણે જાણવું કે, જ્યાં દેવકૃત વસ્તુ હોય તે [illegible]

સ્થાનકે જીવ તિર્થંકર પદ ઉપરાજે કહ્યું. તેમાં નાટક કરતાં તિર્થંકર ગોત્ર બાંધે એમ કહ્યું નથી.

૬. વળી સૂરિયાભ દેવતાએ ભગવંતને બાર બોલ પુછ્યા તે કહે છે.

**अहणं भंते सुरियाभेदेवे किं भवसिधिए किं अभवसिधिए समदिठीए मिछदिठीए परित्त संसारीए अणंतर संसारीए सुलभबोहीए दुलभबोहीए आराहए विराहए चरिमे अचरिमे.**

**શબ્દાર્થ**— **અ૦** હું. **ભં૦** હે ભગવંત. **સુ૦** સૂરિયાભ દેવ. **કિં૦** શું ભવ્ય. **કિં૦** કે અભવ્ય? **સ૦** સમદ્રષ્ટિ. **મી૦** કે મિથ્યાદ્રષ્ટિ? **પ૦** પાર પામેલ (થોડો સંસાર હોય તે) સંસારી. **અ૦** કે અનંત (જેને ઘણો સંસાર રઝળવું હોય તે) સંસારી? **સુ૦** સુર્લભબોધી, (જીન ધર્મની પ્રાપ્તિ સોહલી હોય તે) **દુ૦** કે દુર્લભબોધી? (જીન ધર્મની પ્રાપ્તિ દોહલી તે) **આ૦** આરાધિક, (જૈન ધર્મનો આરાધિક તે) **વી૦** કે વિરાધિક? (જૈન ધર્મનો વિરાધિક હોય તે) **ચ૦** ચરીમે, (દેવતાનો છેહલો ભવ તે ચરીમ) **અ૦** કે અચરિમે? (ઘણા ભવ કરવા હોય તે અચરિમ)

**ભાવાર્થ**—એ બાર બોલ પુછ્યા, ત્યારે ભગવંતે છ બોલ ભલા કહ્યા. એ લેખે સૂરિયાભ વિમાને બારે જાતના જીવ સૂરિયાભ દેવતાપણે ઉપજે છે એમ જાણજો.

વળી ભગવતી સતક બારમે ઉદેશે સાતમે છાળી (બકરી) ના વાડાનું દષ્ટાંત કહ્યું છે કે. સો બકરીનો વાડો છે તે મધ્યે **"अया सहस्सं परिवयेजा"** એક હજાર બકરી ભરી. તે વાડાંમાં છ માસ સુધી રાખી, ત્યારે તે વાડાની ભૂમિકા બકરીને ઉચાર; (લીંડી) પાસવણ (પેસાબ) ખેળ, જળ, સંઘાણ, વાત્ત, પિત્ત, શુક્ર, શ્રોણિત, સીંગ, મુખ, હાથ, પગ, પુંછ, વાળ, ખૂરિએ કરી સર્વ વાડાની ભૂમિ ફરસાણી? એમ પુછ્યું, ત્યારે ભગવંતે ઉત્તર આપ્યો કે—"હંતા ગોયમા," હા ગૌતમ, પણ કોઇક આકાંશ પ્રદેશ માત્ર ભૂમિકા અણફરસી પણ રહી. પણ હે ગૌતમ!

**एयंसि ए महालयंसि लोगांसि लोगस्सय सासयं भावं संसारस अणादियं भावं जीवस्स नीच भावं कम्मवहुयं जमणं मरणं वहुलं पडुचं नथी केइ परमाणु पोग्गले मेते वि पएसे जथणं अयं जीवेणं जाएणवा मएवा ए जीवे.**

**શબ્દાર્થ—એ૦** એહને વિષે એવડા મહાલય લોકને વિષે કોઇ પ્રમાણુ પુદગળ પ્રદેશ જનમ મરણ વિનાં મુકયો નથી, ઇત્યાદિક પુર્વોક્ત અભિલાપે સંબંધ કર્યા. મહત્વપણા થકી એમ લોકને કેમ કહ્યું તેની આશંકા ટાળવાને અર્થે કહે છે કે. **લો૦** લોકના શાસ્વતા ભાવ પ્રત્યે આશ્રીને તેમજ સંસારના અનાદિ ભાવ પ્રત્યે આશ્રીને જીવના નીશ્ચલ ભાવ પ્રત્યે આશ્રીને. કર્મના બહુળપણા આશ્રીને કર્મને બહુળપણે. જન્માદિકને અલ્પપણે

વિમાને પણ પૃથવ્યાદિકપણે અનંતીવાર ઉપના છે, પણ દેવતા અને દેવાંગ્નાપણે ત્યાં ઉપના નથી કારણકે દેવાંગ્ના ત્યાં નથી અને દેવતા ત્યાંના એકાવતારી પ્રમુખ છે માટે દેવતાપણે પણ સંસારી સર્વજીવ ત્યાં ઉપના નથી. એ દેવતાનો અધિકાર પુરો થયો.

ભાવાર્થ—ઇહાં પણ સર્વ જીવ વૈમાનીક દેવતાપણે ઉપજી ચુકયા કહ્યા. કોઇ ભવ્ય, અભવ્ય બાર બોલ માંહી ટાળ્યો નહીં.

વળી ભગવતી શતક બારમે ઉદ્દેશે સાતમે કહ્યું કે:—

**अयणं भंते जीवे चोसठीए असुरकुमारा वास सय सहस्सेसु एगमेगंसी असुरकुमारा वासंसि पुढवीकाइयत्ताए जाव वणस्सइकायत्ताए देवत्ताए देवी-त्ताए आसण सयण भंड मत्तो वगरणताए उववन्न पुवे हंता गोयमा जाव अणंतखुत्तो सव्व जीवाविणं भंते एवं चेव**

[illegible]—[illegible] હે ભગવંત ચોસઠ અસુર કુમાર આવાસ સત સહસ્ત્ર (લક્ષ) નો! [illegible] અસુર કુમારના આવાસને વિશે પૃથ્વીકાયપણે. એમ જાવત્ વનસ્પતિકાયપણે, [illegible] આસન, સયન, ભંડ, પાત્ર, ઉપગરણપણે ઉપનો પૂર્વે? ઇતિ પ્રસ્નઃ [illegible] દીધો છે કે) હા ગોતમ, અનેકવાર (વારંવાર નીસ્ચે અનંતીવાર) [illegible] સર્વ જીવો પણ હે ભગવંત ઉપના? એમ તમામ પ્રસ્ન કર્યા. [illegible] એમજ દીધો કે—હે ગોતમ, એમજ અનંતીવાર ઉપના કહ્યા.

[illegible] કુમાર સુધી પુછયું, તેનો પણ ઉત્તર એમજ દીધો. ત્યાર પછી [illegible] મનુષ્ય સુધીનું પુછયું. તેનો ઉત્તર પણ એમજ આપ્યો. ત્યારપછી

સર્વે સુરિયાભિના જેહવી છે. તેને ભવ્ય, અભવ્ય, સમદ્રષ્ટિ, મિથ્યાદ્રષ્ટિ. સર્વે એકજ રીતે પુજે છે. એમાં ધર્મ કરતવ્ય સું થયું?

વળી પ્રતિમા પુજે એટલા સમદ્રષ્ટિજ થાય તો વિજય પ્રોળીયાદિક અસંખ્યાતા પ્રોળીયા સર્વે વિજય પ્રોળીયાનીપરે પ્રતિમા પુજે છે તો તે સર્વે સમદ્રષ્ટિ થશે??? વળી સર્વ જીવ વિજય પ્રોળીયાપણે અનંતીવાર ઉપન્યા છે. તો પ્રતિમા પુજવાવાળાને અનંતભવ કેમ કરવા પડયા?? કેમકે સમ્યકૃત્વવંતને અનંતા ભવ હોય નહીં એતો સૂત્ર શાખ છે.

વળી અરણક શ્રાવક, કામદેવ શ્રાવકને દેવતાએ પરીસહ દીધા તે દેવતા, તેમજ ગોશાળામતિ, જમાલીમતિ, નાસ્તિકમતિ એહવા જે મિથ્યાત્વિ દેવતા જીનધર્મના દ્વેષી, તે પણ ઉપજતી વેળાએ જીતઆચર માટે સિદ્ધાયતનની પ્રતિમા પુજે છે. કોઇ મસીત કે ઠાકોરદ્વાર પુજતા નથી, તેમ તે ત્યાં છે પણ નહીં. હવે જુવો એ સિદ્ધાયતનની પ્રતિમા તિર્થંકરની હોય તો મિથ્યાત્વી કેમ પુજે? માટે એ કુળાચાર જીતવ્યવહાર મધ્યે પ્રતિમાની પુજા જાણવી. પણ સમ્યકૃત્વ ખાતે જાણવી નહીં. કેમકે જો એક સમ્યકૃત્વ દ્રષ્ટી દેવતાજ પુજતા હોય તો તો ધર્મ ખાતે થાય પણ સર્વે સમ્યકૃત્વી, મિથ્યાત્વી ભેળી પુજે ત્યારે ધર્માચાર શ્યાનો!

૮. વળી એ પ્રતિમા તિર્થંકરની નહીં એમ સિદ્ધાંત શાખથી સિદ્ધ થાય છે. જ્યારે પ્રથમ સુરિયાભ દેવતાને રાજ્યાભિષેક થયો, ત્યાર પછી વ્યવસાય સભામધ્યે આવ્યો ત્યાં **"धमीए सथे वाएति"** એહવો પાઠ છે. એટલે ધર્મશાસ્ત્ર વાંચ્યા. એ ધર્મશાસ્ત્ર છે, ધર્મશાસ્ત્ર કહ્યા છે, પણ કુળધર્મની રીત સમંધીયા છે પણ આચારંગાદિક દ્વાદસાંગ પ્રવચન સિદ્ધાંત નથી કેમકે જો આચારંગાદિક દ્વાદસાંગી હોય તો મિથ્યાત્વિ અભવ્ય કેમ વાંચે? કેમ સર્દહે? અને જીનવચન સાચાં કેમ જાણે? કેમકે વાંચવા તો સર્વેને પડે છે. વળી મિથ્યાત્વીના ઓગણત્રીશ પાપસૂત્ર કયાંયપણ જુદા કહ્યા નથી. તેમ કયાંઇ સમ્યકદ્દષ્ટિ આચારંગાદિક વાંચે અને મિથ્યાત્વિ કુરાન, પુરાન વગેરે વાંચે એમ તો કહ્યું નથી. ત્યાં તો જેટલા બાર બોલવાળા ઉપજે તે સર્વ એહીજ ધર્મશાસ્ત્ર વાંચે છે માટે એ ધર્મશાસ્ત્ર તે પણ લોકીક કુળરીતનાં જાણવાં.

વળી કેટલાએક કહેછે કે—શ્રાવક, સમ્યકદ્દષ્ટિ સિદ્ધાંત વાંચે તો અનંત સંસારી થાવ. હવે એમ કહેનારના લેખે જો આચારંગાદિક ધર્મશાસ્ત્ર હોય તો સમ્યકદ્દષ્ટિ દેવતા સિદ્ધાંત વાંચીને અનંત સંસારી શા માટે થાય? માટે નક્કી એ ધર્મ શાસ્ત્ર તે કુળ રીતનાંજ છે. જેમ મનુષ્ય લોક મધ્યે બોહોંતેર કળાના શાસ્ત્ર, તથા અર્થ, ધર્મ, કામ, સામ, દંડ, ભેદ. ઇત્યાદિક ગ્રંથ છે તેજ સરખા તે પણ જાણવા, અને સમ્યકદ્રષ્ટી, મિથ્યાત્વદ્રષ્ટી સર્વને એક સરખી રીતે કામ આવે, એક સરખી રીતે મનાય તેવાં છે, એટલે એ પ્રતિમા અને એ શાસ્ત્ર એ બંને એક લોકીક ખાતે છે. કેમકે અનંતા જીવ અનંતીવાર દેવતા થઇને એ પ્રતિમા પુજી. એ પુસ્તક વાંચ્યાં, પણ કોઇ સમ્યકત્વ પામ્યા નહીં.

સર્વે સુરિયાભિના જેહવી છે. તેને ભવ્ય, અભવ્ય, સમદ્રષ્ટિ, મિથ્યાદ્રષ્ટિ સર્વે એકજ રીતે પુજે છે. એમાં ધર્મ કરતવ્ય સું થયું?

વળી પ્રતિમા પુજે એટલા સમદ્રષ્ટિજ થાય તો વિજય પ્રોળીયાદિક અસંખ્યાતા પ્રોળીયા સર્વે વિજય પ્રોળીયાનીપરે પ્રતિમા પુજે છે તો તે સર્વે સમદ્રષ્ટિ થશે??? વળી સર્વ જીવ વિજય પ્રોળીયાપણે અનંતીવાર ઉપન્યા છે. તો પ્રતિમા પુજવાવાળાને અનંતભવ કેમ કરવા પડયા?? કેમકે સમ્યકૃત્વવંતને અનંતા ભવ હોય નહીં એતો સૂત્ર શાખ છે.

વળી અરણક શ્રાવક, કામદેવ શ્રાવકને દેવતાએ પરીસહ દીધા તે દેવતા, તેમજ ગોશાળામતિ, જમાલીમતિ, નાસ્તિકમતિ એહવા જે મિથ્યાત્વિ દેવતા જીનધર્મના દ્વેષી, તે પણ ઉપજતી વેળાએ જીતઆચર માટે સિદ્ધાયતનની પ્રતિમા પુજે છે. કોઇ મસીત કે ઠાકોરદ્વાર પુજતા નથી, તેમ તે ત્યાં છે પણ નહીં. હવે જુવો એ સિદ્ધાયતનની પ્રતિમા તિર્થંકરની હોય તો મિથ્યાત્વી કેમ પુજે? માટે એ કુળાચાર જીતવ્યવહાર મધ્યે પ્રતિમાની પુજા જાણવી. પણ સમ્યકૃત્વ ખાતે જાણવી નહીં. કેમકે જો એક સમ્યકૃત્વ દ્રષ્ટી દેવતાજ પુજતા હોય તો તો ધર્મ ખાતે થાય પણ સર્વે સમ્યકૃત્વી, મિથ્યાત્વી ભેળી પુજે ત્યારે ધર્માચાર સ્યાનો!

૮. વળી એ પ્રતિમા તિર્થંકરની નહીં એમ સિદ્ધાંત શાખથી સિદ્ધ થાય છે. જ્યારે પ્રથમ સુરિયાભ દેવતાને રાજ્યાભિષેક થયો, ત્યાર પછી વ્યવસાય સભામધ્યે આવ્યો ત્યાં "**धमीए सथे वाएति**" એહવો પાઠ છે. એટલે ધર્મશાસ્ત્ર વાંચ્યા. એ ધર્મશાસ્ત્ર છે, ધર્મશાસ્ત્ર કહ્યા છે, પણ કુળધર્મની રીત સમંધીયા છે પણ આચારંગાદિક દ્વાદસાંગ પ્રવચન સિદ્ધાંત નથી કેમકે જો આચારંગાદિક દ્વાદસાંગી હોય તો મિથ્યાત્વિ અભવ્ય કેમ વાંચે? કેમ સર્દહે? અને જીનવચન સાચાં કેમ જાણે? કેમકે વાંચવા તો સર્વેને પડે છે. વળી મિથ્યાત્વીના ઓગણત્રીશ પાપસૂત્ર ક્યાંયપણ જુદા કહ્યા નથી. તેમ ક્યાંઇ સમ્યકદષ્ટિ આચારંગાદિક વાંચે અને મિથ્યાત્વિ કુરાન, પુરાન વગેરે વાંચે એમ તો કહ્યું નથી. ત્યાં તો જેટલા બાર બોલવાળા ઉપજે તે સર્વે એહીજ ધર્મશાસ્ત્ર વાંચે છે માટે એ ધર્મશાસ્ત્ર તે પણ લોકીક કુળરીતનાં જાણવાં.

વળી કેટલાએક કહેછે કે—શ્રાવક, સમ્યકદ્દષ્ટિ સિદ્ધાંત વાંચે તો અનંત સંસારી થાય. હવે એમ કહેનારના લેખે જો આચારંગાદિક ધર્મશાસ્ત્ર હોય તો સમ્યકદ્દષ્ટિ દેવતા સિદ્ધાંત વાંચીને અનંત સંસારી શા માટે થાય? માટે નક્કી એ ધર્મ શાસ્ત્ર તે કુળરીતનાંજ છે. જેમ મનુષ્ય લોક મધ્યે બોહોતેર કળાના શાસ્ત્ર, તથા અર્થ, ધર્મ, કામ, સામ, દંડ, ભેદ. ઇત્યાદિક ગ્રંથ છે તેજ સરખા તે પણ જાણવા, અને સમ્યકદ્રષ્ટી, મિથ્યાત્વદ્રષ્ટી સર્વને એક સરખી રીતે કામ આવે, એક સરખી રીતે મનાય તેવાં છે, એટલે એ પ્રતિમા અને એ શાસ્ત્ર એ બંને એક લોકીક ખાતે છે. કેમકે અનંતા જીવ અનંતીવાર દેવતા થઇને એ પ્રતિમા પુજી. એ પુસ્તક વાંચ્યાં, પણ કોઇ સમ્યકત્વ પામ્યા નહીં.

૯. ત્યાર પછી એ પુસ્તક વાંચીને "**धम्मीयं ववसाइयं गिन्हिजा**" ધ૦ કુળ-ધર્મ સંબંધી. વ૦ વ્યાપાર. ગિ૦ ગૃહે એવો પાઠ છે.

**ભાવાર્થ**—એ ધર્મનો વ્યાપાર કહ્યો તે પદ પણ સમુચય છે. ત્યાં એમ નથી કહ્યું કે પ્રતિમા પુજી તે ધર્મ વ્યવસાય. સમુચય પદ મધ્યે તો પ્રતિમા, પુત્તળી, સ્થાંભા, હથીયાર, તોરણ, પ્રોળ, ખડગ, પુસ્તક એમ બત્રીશ વાનાં પુજ્યા, તે સર્વે ધર્મવ્યવસાય ગ્રહ્યા કેડે પુજ્યા છે, તે માટે ધર્મવ્યવસાય પદ તે પણ સાધારણ પાઠ છે.

ત્યાર પછી ઉઠીને ઇશાન ખૂણે સિદ્ધાયતન મધ્યે ગયો. જ્યાં એકસો ને આઠ જીન પડીમા છે ત્યાં આવ્યો, અને પ્રતિમાનો શરીર ચરચ્યો.

હવે પ્રતિમાદિક એક બીજાથી વિરૂદ્ધ પડે છે તે સૂત્ર થકી કહે છે.

૧. જ્યાં વિજય દેવતાની પ્રતિમા (જીવાભિગમ મધ્યે) પાછળ વરણવી ત્યાં "**रीठ मयामसुं**" રીષ્ટરત્નમય ડાઢી કહી છે. અને રાયપસેણીમાં સૂરિયાભે પ્રતિમા પુજી તેને દાઢી નથી કહી. એ ફેર.

૨. "**कणग्गमया चुचुआ**" એટલે કનકમય સ્તન છે. હવે જુઓ એ સ્તન જુગળ કેને હોય? શ્રી ઊવ્વાઇ મધ્યે શ્રી વિતરાગનું શરીર વખાણ્યું ત્યાં સ્તન જુગળ મુળથીજ કહ્યાં નથી, કેમકે તિર્થંકર, ચક્રવર્ત્તિ, બળદેવ, વાસુદેવ, ઉત્તમ પુરૂપ, સામંત, ઘોડો. એટલાને સ્તન હોય નહિ. માટે તે પ્રતિમા જો જીન તિર્થંકરની હોય તો સ્તન હોય નહીં. એ સ્તન કહ્યાં તે ફેર.

૩. વળી તે પ્રતિમાને પાશે (પડખે) બે બે ચામરધારની પડીમા, એક એક છત્ર-ધારની પડીમા, અને મુખ (મોઢા) આગળે બે બે નાગપડીમા, બે બે જક્ષપડીમા હાથ જોડીને વિનય કરતી રહે છે. હવે જુઓ એ નાગ, ભૂત અને જક્ષની પડીમા કોના પરીવાર મધ્યે હોય? તિર્થંકરની પાસે તો સૂત્ર મધ્યે ઠામ ઠામ કહ્યું છે કે "**इसीपरीसाए जइपरीसाए**" કહ્યું છે. જો એ પ્રત્તિમા પાસે ગણધર, સાધુની પ્રતિમા હોત તો જાણત કે એ તિર્થંકરની પ્રતિમા ખરી, પણ તે તો નથી માટે એમ જાણવું જે કોઇ ભોગીદેવ કામદેવાદિકની પ્રતિમા છે.

વળી આજે પણ પ્રતિમા જે કરાવે છે તેની પાસે કાઉસગીયા સાધુની પ્રતિમા કરાવે છે, પણ નાગ, ભૂત, જક્ષની પ્રતિમા કરાવતા નથી, તો એ બે પ્રતિમા મધ્યે સાચી કઇ ને જુઠી કઇ? માટે એ પ્રતિમા નાગ, ભૂત, જક્ષ, ઠાકુર, વેસમણ, ક્ષેત્રપાળ, મહેશ, કામદેવાદિકની નિસંદેહ જાણવી.

૪. વિશેષમાં વળી સુરિયાભે પુજતાં પહેલાં થકી "**लोमहॆथगं पमज्जइ**" કહ્યું છે. એટલે કે મોરપીંછના પુંજણી વડે પુંજ કરી. જેમ પ્રૃપનામેં. જગાસાર્થસાહસૂત્રે જલની

પ્રતિમા મોરપીંછ થકી પુંજી તે રીતે. પુંજી છે તો મોરપીંછની પુંજણી જૈનલીંગ નથી, તે ઠાણાંગસૂત્રે પાંચમે ઠાણે ત્રીજે ઉદેશે કહ્યું છે કે—

कप्पइ निग्गंथाणवा निग्गंथीणवा पंच रयहरणाइं धारीत्तएवा परिहरित्तएवा तंजहा. उन्नए १, उट्टिए २, सांणए ३, पच्चापिचिए ४, मुंजापिच्चिए ५.

શબ્દાર્થ—ક૦ કલ્પે. નિ૦ નિગ્રંથ. નિ૦ નિગ્રંથીને. પં૦ પાંચ ર૦ રજોહણા. ધા૦ ધારવા. ૫૦ રાખવા. તં૦ તે કહે છે. ઉ૦ કંબલ ઉનનો ૧. ઉ૦ ઉંટના રોમનો ૨. સા૦ સાણનો ૩. ૫૦ તૃણ વિશેષ કુટિત્ત તેહનો ૪. મુ૦ મુંજનો કુટિત્તનો ૫.

ભાવાર્થ—એ મધ્યે ભીંડી તથા મુંજના રજોહરણા અપવાદે રાખવા કહ્યા. પણ મોરપીંછ રાખવાની ના કહી. કેમકે જીનમારગ મધ્યે મોરપીંછ નિષેધ્યો છે. જો કે અતિ સુકમાળ છે. પણ ભગવંતે અશ્રેય જાણ્યું-વળી અન્યતિર્થિની સાથે મળતો એક સરખો વેષ થાય તે માટે નિષેધ્યો છે.

હવે જુઓ સાધુને મોરપીંછ રાખવાની ના કહી, તો સાધુના સ્વામી ભગવંતને શરીરે મોરપીંછનું પુંજવું ક્યાંથી હોય? વળી ભગવંતને તો મૂળથીજ રજોહરણો નથી તો ભગવંતની પ્રતિમાને મોરપીંછ કેમ કલ્પે? એ લેખે પણ શ્રી વિતરાગની એ પ્રતિમા નહીં.

૫. વળી સૂરિયાભે પ્રતિમા પુજી ત્યારે પ્રથમથકી પ્રતિમાને નવરાવી પછે—

" अहयाइं देवदुस जुयलाइं नियस्सेइ २ त्ता "

અ૦ મોંઘા મુલ્યના દે૦ દેવદુષ. જુ૦ જુગળ વસ્ત્ર. નિ૦ પહીરાવે, પહીરાવીને.

ભાવાર્થ—એમ પાઠ કહ્યો કે જીનપ્રતિમાને ચીગટ રહિત, ઉંદરની ચાંચ રહીત એટલે અખંડ વસ્ત્રનો જોટો પહેરાવ્યો. એમ પાઠ બોલ્યો. હવે જુવો તિર્થંકર તો અચેળ છે, તે વસ્ત્ર પહેરે નહીં તો તિર્થંકરની પ્રતિમાને ધોતી જોડો કેમ પહેરાવ્યો? એ લેખે તે પ્રતિમા કયા જીનની ઠરી તે વીચારવું, કેમકે આભ્રણને વસ્ત્ર તો એક રીતે છે. માટે જો કલ્પે તો તો બંનેને કલ્પે, અને ન કલ્પે તો એકને ન કલ્પે.

વળી આજે જે પ્રતિમા પુજે છે તે પણ વસ્ત્ર નથી પહેરાવતા, તો દેવતા ભગવંતને અચેળ જાણીને વસ્ત્ર કેમ પહેરાવે? માટે એમ જાણવું કે એ પ્રતિમા વસ્ત્રના પહીરણહાર દેવતાની છે, પણ જીનદેવ તિર્થંકર નથી.

વળી કોઇ કહેશે કે એ તો વસ્ત્ર ભગવંતના મુખ આગળે મુકયાં છે, એમ કહે તો તે વાત ખોટી કહે છે, કારણકે મુખ આગળ વસ્ત્ર મુકયા તે તો "वथारुहणं" પાઠ જુદો છે. " वन्नारुहणं चुन्नारुहणं पुप्फारुहणं वथारुहणं आभरणारुहणं " અર્થ—વ૦ વાના આરોપણ. ચુ૦ ચુર્ણવાસખેપ ચડાવે. પુ૦ ફુલ ચડાવે. વ૦ વસ્ત્ર ચડાવે. આ૦ આભરણ ચડાવે. તેમાં આવ્યો, પણ ઇહાં તો "देवदुसा जुयलीयं नियंसेइ २ त्ता"

કહેતાં દે૦ દેવદુષ્ય. જુ૦ જુગળ વસ્ત્ર. નીં૦ પહીરાવે, પહીરાવીને. કહ્યું નિયંસ્યા પહીરાવ્યા કહ્યાં છે. એમ આભરણ ચઢાવ્યાં તે જુદાં અને પહેરાવ્યાં તે પણ જુદાં. માટે એ આભરણ–અને વસ્ત્ર બને વસ્તુ ભગવંતને અયોગ્ય, તેમ ભગવંતની પ્રતિમા હોય તો તેને પણ અયોગ્ય.

વળી કોઇ કહેશે કે ભગવંતને તો એ બે વસ્તુ અયોગ્ય છે. પણ ભક્તિવંતની ભક્તિ છે કે જે સાર વસ્તુ હોય તે પ્રતિમાને ભગવંત નિમિત્તે કરેજ. એમ કહે તેને ઉત્તર જે, જો ત્યાગી પુરૂષની ભક્તિ ભોગવડે થાય તો સ્ત્રી કેમ ન ચઢાવીએ? કેમકે સર્વ ભોગમાં સ્ત્રી પ્રધાન છે. જેમ વસ્ત્ર આભૂષણ તેમ સ્ત્રી! પણ દયાળુ પ્રભુ દેવાધીદેવને એવી ભક્તિ જીનમારગમધ્યે ક્યાંઇ કહી નથી.

૬. વળી પ્રશ્નવ્યાકરણ સૂત્રને પાંચમે અધ્યયને આશ્રવદ્વારે દેવતાના ચૈત્ય અને દેવકુળ પરીગૃહ મધ્યે કહ્યાં છે તે પાઠ કહે છે.

**एवंचेते चउव्विहा सपरिसावि देवा ममायंति भवण वाहण जाण विमाण सयणा सणाणिय नाना विह वत्थ भूसणाणीय पवर पहरणाणिय णाणामणी पंचवण दिवंच भायणविहं णाणाविहं कामरुव वेउव्विया अच्छर गणा संघाए दिव समुद्दे दिसाओ विदिसाओ चेइयाणिय वणसंडे पव्वते गाम नगराणीय आरामु जांण कांणणाणीय कुव सर तलाग वावि दिहाय देवकुल सभ पव्वा वसही माइयाइं बहुयाइं कित्तणाणिय परिगिन्हवा परिग्गहं विपुलं दव्व सारं देवावि सइंदगा नव्वित्तिं नतुट्टि उवलभंति.**

શબ્દાર્થ—એ૦ એણિપરે. તે૦ તે દેવના. ચ૦ ભવનપત્યાદિક ચાર પ્રકારના. સ૦ પરિખદા સહીત એ પુર્વે કહ્યા તે. દે૦ દેવ તે. મ૦ મહારા એવી મમતા કરે. (તે શા બોલ ઉપર માહરા એવી મમતા કરે તે બોલ કહે છે) ભ૦ ઘર ૧. વા૦ અશ્વાદિક ૨. જા૦ સકટાદિક ૩. વિ૦ વૈમાન ૪. સ૦ પલંગાદિક ૫. સ૦ સિંઘાસનાદિક પ્રત્યે મમતા કરે ૬. ના૦ નાના પ્રકારના. વ૦ વસ્ત્ર ૭. ભુ૦ ભૂષણ પ્રત્યે ૮. પ૦ પ્રધાન. પ૦ હથીયાર પ્રતે મમતા કરે ૯. ણા૦ નાના પ્રકારના મણી ૧૦. પ૦ પાંચ વર્ણ. દિ૦ પ્રધાન. ભા૦ ભાજન ૧૧. ના૦ નાના પ્રકારના કા૦ કંદર્પાચનારૂપ ૧૨. વે૦ વૈક્રીય કીધા એવા. અ૦ અપચ્છરાના ૧૩. ગ૦ સમોહ તેહના વૃંદ પ્રત્યે. દી૦ દીપ ૧૪. સ૦ સમુદ્રપ્રતે ૧૫. દી૦ ચાર દિશાપ્રતે ૧૬. વી૦ ચાર વિદિસપ્રતે ૧૭. ચે૦ ચૈત્ય પ્રતિમા પ્રત્યે ૧૮. (અન્ય તિર્થિની પ્રતિમા પણ પરિગ્રહ મધ્યે જાણવી) વ૦ વનખંડ ૧૯. પ૦ પર્વત ૨૦. ગા૦ ગ્રામ ૨૧. ન૦ નગર પ્રત્યે ૨૨. આ૦ આરામ ૨૩. ઉ૦ ઉદ્યાન ૨૪. કા૦ કાનન તે વન પ્રતે ૨૫. કુ૦ કુપ (કુવા) ૨૬. સ૦ સરોવર ૨૭. ત૦ તળાવ ૨૮. વા૦ વાવ

૨૯. **દી૦** દિર્ઘિકા ૩૦. (લાંબી વાવ નાળાલી) **દે૦** શીખરબંધ દહેરાં ૩૧. **સ૦** સભા. **પ૦** પર્વ ૩૨. **વ૦** તાપસના આરામ ૩૩. **આ૦** એ આદિ દેઇને. **બ૦** ઘણા પદાર્થ પ્રતે. **કી૦** એમ કહે જે એ માહરા, એ માહરા એવી મમતા કરે. **પ૦** ગ્રહીને એવા. **પ૦** પરિગ્રહને પરીગ્રહ કેહવા છે તે કે. **વી૦** વિસ્તિર્ણ. **દ૦** દ્રવ્યે કરી. **સા૦** પ્રધાન. એવા પરિગ્રહને આદરીને **દે૦** દેવતા પણ. **સ૦** ઇંદ્ર સહિત દેવ **ન૦** તૃપ્તિ ન પામે. તે દેવતા ઘણા વિસ્તીર્ણ લોભે પરાભવ્યા થકાં.

**ભાવાર્થ**—એ પાઠ મધ્યે જે જે વસ્તુ કહી તે તે વસ્તુ દેવતાને પરિગ્રહ મધ્યે કહી તેમાં દેવકુળ (દેહરાં) પ્રતિમા તે પણ પરિગ્રહમાં ગણ્યા છે માટે પરિગ્રહ પુજે ધર્મ હોય નહીં. એ નક્કી જાણવું.

વળી કોઇ કહેશે કે પૂર્ણ ભદ્રાદિક જક્ષ છે તે જક્ષની પ્રતિમા પરિગ્રહ ખાતે છે, શેષ પ્રતિમા પરિગ્રહમાં નહીં. એમ કહે તેનો ઉત્તર—જો ત્રીજા લોકે વ્યંતરની પ્રતિમા છે તે પ્રતિમા પરિગ્રહ મધ્યે કહેશો તો ઇહાં તો **"चउविहावीदेवा"** ચાર પ્રકારના દેવતા કહ્યા છે. વળી ઇંદ્ર સહીત તો તેની પ્રતિમા ત્રીજા લોક માંહી કહ્યા છે ? અને કોણ પુજે છે ? અને **"दिव समुदे चेइयाणीयं"** કહ્યું તે કયા વ્યંતરની પ્રતિમા છે? વળી સર્વ દ્વીપ, સમુદ્રની પ્રતિમા તિર્થંકરની માને છે તો ઇહાં તો તે પણ ભેળી આવી છે. વળી દેવલોક મધ્યે વૈમાનદીઠ પ્રતિમા છે તે પણ વૈમાનવાસીને પરિગ્રહ ખાતે છે. કારણ કે પોત પોતાના વૈમાનની સર્વે પુજે છે. કોઇ બીજાની પુજતા નથી. વળી સૂરિયાભને સામાનિકે પુજવાનું કહ્યું છે તેણે પણ સૂરિયાભ વૈમાનના સિદ્ધાયતનની પ્રતિમા સૂરિયાભ દેવને પુજવી કહી દેખાડી, અને તેણે તેહીજ પુજી છે, પણ અન્ય સ્થાનકની, મેરૂની, નંદીસર દ્વીપની પુજવી બતાવી નથી. જે પહીલા જીત આચારમાં પુજવાની છે તેજ બતાવી એટલે પોતાની કરી બતાવે છે, તે માટે પરિગ્રહ ખાતેજ કહી. વળી તિર્થંકરના જન્માદિક મહોત્સવ કરતાં સર્વે ઇંદ્ર ભેળા થાય છે, તેમાં કોઇ એમ નથી કહેતું કે અમુક તિર્થંકર તો મારી હદના ને મારા છે, માટે હું જન્માદિક મહોત્સવ કરીશ. એમ કોઇ મમતા કરતા નથી. ત્યાં તો ભરત, ઐરવત, મહાવિદેહના જેટલા છે તેટલાનો સહુ જન્મ મહોત્સવાદિક કરે છે, માટે તે કોઇ દેવતાના પરિગ્રહમાં નથી, અને પ્રતિમા તો જેની હદ મર્યાદા વૈમાન માંહી આવી તેનેજ પોતાની જાણી મમતા છે જેથી પુજે છે, તે માટે તે પરીગ્રહ ખાતે કહી છે, પણ તિર્થંકર કે સાધુ કોઇની હદમધ્યે કહ્યા નથી. એ મોટો ફેર છે.

૭. ત્યારે કોઇ કહેશે કે સૂરિયાભની પ્રતિમા તિર્થંકરની નથી એવું તમે કેમ જાણ્યું? એમ કહે તેનો ઉત્તર—કે એ પ્રતિમાના લક્ષણ ૭ ભગવંતથકી જુદા પડયા તે કહે છે. પ્રથમ દાઢી ૧, સ્તન ૨, મોરપીંછ ૩, નાગ, ભૂતનો પરિવાર ૪, કપડાં પહેરાવ્યાં ૫, ને આભૂષણ પહેરાવ્યાં ૬. તેણે કરી જાણ્યું કે એ ભગવંતની પ્રતિમા નથી. એ ૭ બોલ

વિરૂદ્ધનો વિસ્તાર ઉપર કહેવાઇ ગયો છે. વળી દ્રુપતિની પ્રતિમા ને સ્ત્રીનો સંઘટો એ સાતમો વીરૂદ્ધ.

૮. ત્યારે કોઇ કહેશે કે જીન પ્રતિમા વીત્તરાગની નથી તો "**धुवदाउण जीणवराणं**" કેમ કહ્યું? એમ કહે તેને ઉત્તર કે—જો જીનવર ધુપ, સુગંધ લ્યે તો સુરિયાભે પ્રત્યક્ષ ભગવંતને ધુપ કેમ ન કર્યો? તે કહો. માટે જે ધુપ, સુગંધના ભોગી દેવ છે તે માટે દેવતા રૂપ જીનની પ્રતિમા જાણવી, પણ તિર્થંકરની પ્રતિમા જાણવી નહીં. એ આઠ પ્રશ્ન થયા.

ત્યારે કોઇ કહેશે કે એ બધી વાત તો ઠીક પણ જો તિર્થંકરની પ્રત્તિમા નથી તો સુરિયાભે નમોથુણં કેમ કહ્યું? એમ કહે તેને ઉત્તર કે—સુરિયાભનું નમોથુણં ધર્મ ખાતે નથી. એ તો કુળાચાર વ્યવહાર ખાતે છે કેમકે નમોથુણં ત્રણ પ્રકારે કહે છે. લોકીક રીતે ૧, કુપ્રાવચનીક રીતે ૨, અને લોકોત્તર રીતે ૩. એ ત્રણ પ્રકારે. તેની સમજુતી કહેછે.

૧. લોકીક તે લોકીક દેવ, ગુરૂ. દેવ, ગુરૂના ગુણ રહીતની આગળે નમોથુણં કહે તે. જેમ દ્રુપતિ પોતે મિથ્યાત્વી અને નિયાણા સહીત થકી ભોગી દેવની પ્રતિમા આગળે નમોથુણં કહ્યું તેમ. તેમજ અંતગડ સુત્રે છઠા વર્ગના ત્રીજા અધ્યયનમાં અર્જુન માળીએ મોગરપાણી જક્ષને કહ્યું કે—

**"एवं खलु अहं बाल पभिए चेव मोगरपाणीस्स भगवओ कल्लाकल्लिं जाव कप्पेमाणे विहरामि"**

આંહી અર્જુન માળીએ મોગરપાણી જક્ષને ભગવંત કહી બોલાવ્યો તેથી શું તે ભગવંત થયો? અર્થાત રાગી હોય તે તેના ગુણગ્રામ કરે. વળી જેમ ઓસવાળ મહાજન આગળે પોકરણા ભોજક ચોવીશ જીનના નામ સંભળાવે, પણ પોતે સર્દહે નહીં ફક્ત આજીવકા અર્થે કહે તેમ જાણવું માટે એમાં ધર્મ નથી.

૨. કુપ્રાવચનીક તે ગોસાળા જમાલીના શિષ્ય, શ્રાવક, ગોશાળા, જમાલીને નમોથુણં કહે તે કુપ્રાવચનીક, તથા અનુજોગદ્વારે દ્રવ્યાસકના કરણહાર વેષધારી તથા દીગંબર નમોથુણં કહે તે સર્વે કુપ્રાવચનીક જાણવા.

૩. લોકોત્તર નમોથુણં તે સાધુ, શ્રાવક, શ્રી વીત્તરાગને ઓળખી ગુણ જાણીને કહ્યું તે એકાંત મુક્તિ હેતુ જાણવું.

વળી જેમે સુરિયાભે પ્રતિમા આગળ નમોથુણં કહ્યું તેમ અસંખ્યાતા વિજય દેવતા અસંખ્યાતા વિજયંત દેવતા, અસંખ્યાતા જયંત દેવતા અને અસંખ્યાતા અપરાજીત દેવતા. એકેકને ઠેકાણે અનંતા થયા અને અનંતા થશે તે સમ્યક્ત્વી, મિથ્યાત્વી, ભવ્ય, અભવ્ય, સર્વે નમોથુણં કરે. તેમજ અસંખ્યાતા ભવનપતિ, અસંખ્યાતા વ્યંતર, અસંખ્યાતા જ્યોતિષી અને અસંખ્યાતા વૈમાનિક. તે સર્વે [illegible] કરે છે,

દાઢા પુજે છે, અને ધર્મ શાસ્ત્ર વાંચે છે. ભવ્ય, અભવ્ય સર્વ દેવતાની એ કરણી છે માટે તે લૌકીક રીતમાં નમોથુણં ગણાય. જો એકલા સમદ્રષ્ટીજ પુજા કરે તો સમ્યકત્વ ખાતે હોય પણ તેમ તો નથી માટે સમ્યકત્વ ખાતે નહીં.

વળી જો પ્રતિમાની પુજા ધર્મ ખાતે હોય તો મનુષ્ય લોકે રાજા, શેઠ, સેનાપતિ. શ્રાવકે પ્રતિમા પુજી, ઘરમાં માંડી, દહેરાં કરાવ્યાં, સંઘ કાઢયા એમ કેમ ક્યાંય ન કહ્યું?

વળી દેવતાએ પ્રતિમા આગળે નમોથુણં કહ્યું. તેમજ ગર્ભમાં રહ્યા. અવિરતી તિર્થંકર તેહને નમોથુણં કહ્યું, પણ સાક્ષાત કેવળી ભગવંતને વંદણા કરવા આવ્યા ત્યાં નમોથુણં કેમ ન કહ્યું ? તો શું પ્રતિમાથકી ભગવંત ઉતરતા હતા ? પણ એમ કાંઇ નહીં, દેવતાની જેહવી રીતિ છે. કુળાચાર જીતવ્યવહાર છે તે પ્રમાણે કરે છે એમાં કાંઇ ધર્મ કર્મના વિચાર જાણવાનો નથી.

૧૦. વળી સુરિયાભે પ્રતિમાને નમોથુણં કહ્યું તે ઇહ લોક ખાતે છે, પણ પરલોક ખાતે નથી. તેહની ખાત્રીને માટે સુત્રસાખ ભગવતી સતક બીજે ઉદ્દેશે પહેલે છે કે, તે ખંધક સંન્યાસીએ શ્રી મહાવીર સ્વામી પ્રત્યે કહ્યું કે જેમ કોઇ ગાથાપતિ ઘર બળતું દેખી ધન કાઢે તે એમ જાણે કે એ સમયે.

**निच्छारिए संमाणे पुव्वि पछा हियाए सुहाए खमाए निसेसाए अणुगामीय-ताए भविस्सइ ॥**

**શબ્દાર્થ—નિ૦** નિસ્તાર પામ્યો એ મહારો આતમા અને કેડે શું નિકળ્યાથકાં **પુ૦** પહીલા. **પ૦** અને પછે પણ. **હી૦** હીતને કાજે. **સુ૦** સુખને કાજે. **ખ૦** ક્ષમાને કાજે. **નિ૦** મુક્તિ હેતુ. **અ૦** અનુગામીકપણે. **ભ૦** હુસ્યે.

**ભાવાર્થ—**એ ધન કાઢયું થકું મુજને પહેલાં અને પછી પણ હીતકારી પ્રમુખ થાશે. એણે દ્રષ્ટાંતે ખંધક કહે છે કે લોકમધ્યે આદીપ્ત પ્રદીપ્ત, જરા, મરણરૂપ અગ્ની લાગી છે તે માંહેથી સાર ભંડ હું મ્હારો આત્મા કાઢું છું. જેથી એ આત્મા સંસારથકી કાઢયે થકે મુજને.

**पेचा हियाए सुहाए खमाए निसेसाए अणुगामीय ताए भविस्सइ ॥**

**શબ્દાર્થ—પે૦** પર ભવ જન્માંતરે. **હી૦** હીત ભણી પથ્યની પરે. **સુ૦** સુખ ભણી. **ખ૦** જોગતા ભણી રોગનો વિનાશ કરવા ઓષધની પરે. **નિ૦** મોક્ષ ભણી. **અ૦** ભવની પરંપરા લગે એહ સુખનું કારણ કેડે **ભ૦** હુસ્યે.

**ભાવાર્થ—**પેચા કહેતાં પરલોકે હીયાયે પ્રમુખ થાશે. ઇહાં હીયાયે પ્રમુખ પાંચ બોલ તો સરખા છે. પણ ધન કાઢયું ત્યાં "**पुवीं पछा**" કહ્યું જે એ લોક મધ્યે એ ધન કાઢયું થકું પહીલા અને પછી ધન "**हियाए**" પ્રમુખ પાંચ બોલ થાશે કહ્યું તેમજ સંજમ લેતા પણ પાંચ બોલ તો તેહીજ પણ "પેચા" કહેતાં પરલોકને વિષે

**"हियाए"** પ્રમુખ થાશે એમ કહ્યું એહવા શબ્દનો ફેર છે, તેમ સૂરિયાભે ભગવંતને નમોથુણં કહ્યું ત્યાં **"पेचा हियाए"** પ્રમુખ પાંચ બોલ કહ્યા, જેમ સંજમ લેતાં ખંધકે કહ્યા તેમ, અને પ્રતિમા પુજવી સામાનિક દેવતાએ બતાવી ત્યાં **"पुव्वि पछा हियाए"** પ્રમુખ પાંચ બોલ કહ્યા. એ ધન કાઢવાના આળાવાની પરે જાણવા. એ લેખે ખંધકનો સંજમ અને સૂરિયાભનું ભગવંતને કરેલ નમોથુણં એ બે પરલોક ખાતે, અને ધન કાઢવું અને પ્રતિમા પુજવી એ બે ઇહ લોક ખાતે થીયા. એ પરમાર્થ જાણવો.

૧૧. વળી કોઇ કહે કે પ્રતિમા પુજી ત્યાં **"निसेसाए"** કહ્યું છે, માટે નિશેષ શબ્દનો અર્થ મોક્ષનો હેતુ એવો થાય છે, માટે પ્રતિમાની પુજા મોક્ષ હેતે થઇ એમ કહે, તેને ઉત્તર કે—ભગવતી સતક પંદરમે ચોથા રાફડાને ફોડના એક પુરૂષે વાર્યા. તે પુરૂષ રાફડાના ફોડવાવાળા પુરૂષનો.

**हियकामए सुहकामए पथकामए निसेसियाए ॥**

હીતનો વાંચ્છક, આનંદરૂપ તેહનો વાંચ્છક, પથ્યની પરે પથ્ય તેહનો વાંચ્છક, મોક્ષનો વાંચ્છક.

**अस्यार्थ टीकायां हितकामए हिंइहहितमपायाभावं सुहकामए त्तिसुखमादनं रुपं पथकामए त्तिपथमिवपथ्यं आनंद कारणं वस्तु अणुकंपएति अनुकंपाया वरातित्यानुकंपीकः निसेयसिएतिनिः श्रेयं सयंन्मोक्षमिछति तिनिश्रेयिकः**

**ભાવાર્થ**—ઇહાં નિશેષ શબ્દે મોક્ષ અર્થ કર્યો તો ઇહાં મોક્ષનો અર્થ કરવાનું કારણ શું હતું? ખંધકને અધિકારે "નિશેસ" કહ્યું. વળી ધન કાઢ્યું ત્યાં પણ "નિશેસ" કહ્યું તો ધન કાઢવામાં મોક્ષનો અર્થ શું હતો? કેમકે ધન તો પ્રત્યક્ષ ઇહ લોકનોજ અર્થ છે, માટે શબ્દ સરખો પણ ભાવાર્થ વિચારવો.

વળી પ્રતિમાની પુજા તે મોક્ષનો અર્થ હોય તો ભવ્ય, અભવ્ય, પુજવાવાળા સર્વ મુક્તિ જાય પણ તેમ તો નથી.

વળી કોઇ કહેશે કે અભવ્ય દેવતાએ પ્રતિમા પુજી તેની શાખ સૂત્રમાં ક્યાં છે? એમ કહે તેને ઉત્તર કે—સિદ્ધાંત મધ્યે તો અભવ્ય જીવ સર્વ દેવલોકે ઉપના જેથી ત્યાંની સ્થિતિ રાખવા માટે સર્વે જણે પ્રતિમા પુજી છે એ સૂત્ર સાખ છે તે છતાં પણ પ્રત્યક્ષ પાઠ જોવો હોય તો (જે પ્રતિમાસ્તુતી) ઓઘનિર્યુક્તિની ટીકા માને છે. તે મધ્યેજ કહ્યું છે કે—

**दव्वंमि जिणहराइ निश्राख्या द्रव्यलिंगि परिग्रहितानि चैत्यानिसम्यक्दष्टी नसंभावितानि इतिकस्मातजस्मात द्रव्यलिंगी मिथ्यादष्टी स्वातं यचैवं तर्हि**

**दिगंबरसंमंधीनि चैत्यानि अथैतत्सत्यं तर्हि स्वर्गलोके पुसाश्वितानि चैत्यानि सुर्याभाद्यादेवा सम्यगदष्टय प्रपूज्यंते तत् चैत्यानिसंगमकवत् अभन्यदेवा मदीयं मदीयं मितिब्रहुमानात् प्रपूज्यंते पुर्वापरं विरुद्धं नस्यात् नतुसुर्याद्यादेवा स्वर्गलोके पुसास्वतानि चैत्यानि प्रज्युंते तत्कल्प स्थितिवशानुरोधात अतएव विरुध न संभवाति.**

એમ કહ્યું. ઇહાં અભવ્ય સંગમક દેવતાની પુજા પ્રતિમા સુરિયાભાદિક દેવતા કેમ પુજે? એમ પુછયું ત્યારે કહ્યું કે દેવતાની સ્થિતિ છે માટે પુજે. સ્થિતિનો કલ્પ (આચાર, વ્યવહાર) એહવોજ છે એ તત્વ જાણવો. એ લેખે અભવ્ય સરખા તે પણ પ્રતિમા પુજે. એ ધર્મબુદ્ધિ રહીત છે તો પણ જીત વ્યવહાર માટે પુજે તો હવે તે લોકીક રીત ઠરી કે ધર્મ રીત ઠરી?

૧૨. વળી કેટલાક કહે છે કે સુરિયાભે અને વિજય પોળીયે જીન દાઢા પુજી છે અને તે દાઢાના મહાતમને લીધે સુધર્મા સભા મધ્યે ભોગ ભોગવતા નથી તે માટે દાઢાની પુજા મુકિત હેતે છે. એમ કહે છે તેને ઉત્તર કે—દાઢાનું પુજવું સમ્યકત્વ ખાતે નથી. કેમકે "**धम्मीयसथे १, जीणपडीमा २, जीणदाढा ३,**" એ ત્રણે એક ખાતે છે કારણ—દાઢાને પણ ભવ્ય, અભવ્ય, સમ્યકત્વદ્રષ્ટી, મિથ્યાત્વદ્રષ્ટી સર્વે પુજે છે સર્વેના ભવન મધ્યે. સર્વેના વૈમાન મધ્યે છે. મતલબ કે ચારે જાતના દેવતા તે સર્વેને છે. અનંતા તિર્થંકર મુકતે ગયા તેહને સર્વેને ચાર ચાર દાઢા હતી, અને તેના લેવાવાળા પણ ચાર જણા છે તે કહે છે. સક્રેંદ્ર ૧, ઇશાનેંદ્ર ૨, ચમરેંદ્ર ૩, અને બળેંદ્ર ૪. એજ લીએ છે, ને તેને દાબડામાં ઘાલી પુજે છે. એ દાઢા ધર્મ જાણીને લેતા હોય તો તો ધર્મ પણ કુળ ધર્મ, જીત વ્યવહાર રૂપ જાણીને લીએ ત્યાં ધર્મ નહીં. વળી તે દેવતા ઇહાં શ્રુત, ચારીત્ર રૂપ ધર્મ જાણીને લેતા નથી. જો ધર્મ જાણીને લેતા હોય તો અચ્યુતેંદ્ર તે સર્વ ઇંદ્રાદિકથકી મોટા છે તે કેમ લેતા નથી? એ લીએ તો તેને કોણ ના કહી શકે? પણ જેહને લેવાનો જીત વ્યવહાર છે, જે રીત લેવાની છે તેજ રીતે તેહજ લ્યે છે. તેમાં જુવો, ઉપરની જમણી દાઢા સક્રેંદ્ર લ્યેછે ૧, હેઠલી ડાબી દાઢા ઇશાનેંદ્ર લ્યેછે ૨, હેઠલી જમણી દાઢા ચમરેંદ્ર લ્યેછે ૩, ને હેઠલી ડાબી દાઢા બળેંદ્ર લ્યેછે. એ રીતે લ્યેછે. એ ચાર દાઢા ઉદારીક પરીણામે છે તે અસંખ્યાતા કાળ ઉપરાંત રહે નહીં, તેમ ચાર ઇંદ્રને વૈમાનેજ છે. એ બીજાને ત્યાં નથી. વળી દાઢાની પુજા તો સક્રાદિ ઇંદ્ર તથા સુરિયાભાદિક સામાનીક તથા વિજયાદિક પ્રોળીયા તથા અસંખ્યાતા ભવનપત્યાદિક સર્વે પુજે છે તો તે સર્વેને જીનદાઢા ક્યાંથી આવી? પણ એમ નથી, એની હકીકત એવી છે કે— જે શાસ્વતા પુદગળ દાઢાને આકારે પરીણમા છે તેને પુજે છે એનું નામ જીનદાઢા છે પણ કાંઇ અહીંથી લઇ જાય તે સદાકાળ રહે ને સર્વેને ઠેકાણે હોય એમ બનેજ નહીં. જેમ જમાલિ, મેઘકુમારે દીક્ષા લીધી ત્યારે તેની માતાએ

મસ્તકના કેશ લીધા, એ સમયે "अपछीमे दरसणे भविस्सई" કહ્યું, તે મોહની કર્મનો ઉદય તેમ ઇહાં પણ મોહની કર્મજનીત છત આચાર માટે લ્યે તેમ એ દાઢાનું લેવું તથા પુજવું તે ધર્મને ખાતે નથી. કારણ કે જો ધર્મ ખાતે હોત તો દેવતા દાઢા લઇ જાય ત્યારે મનુષ્ય શ્રાવક, સમ્યકદ્રષ્ટિ રખ્યા (રાખ) તો લ્યે? પણ એમાં કાંઇ ધર્મ ખાતું છેજ નહિ. એ તો દેવતાનો છત વ્યવહાર છે, માટે લ્યે છે. જો દાઢાને પુજ્યે કેવળી પરૂપ્યો ધર્મ હોય તો ભવ્ય, અભવ્ય. સમ્યકદ્રષ્ટિ, મિથ્યાત્વદ્રષ્ટિ સર્વે કેમ પુજે? કેમકે અભવ્ય, મિથ્યાત્વદ્રષ્ટિને જીન મારગની રૂચી પણ ન હોય. વળી જેમ મનુષ્ય લોકમાં સમ્યકદ્રષ્ટિ, મિથ્યાત્વદ્રષ્ટિ જુદા જુદા છે તેમ દેવલોકમાં પણ દેવતા સમ્યકદ્રષ્ટિ, મિથ્યાત્વદ્રષ્ટિ જુદા જુદા છે; પણ જીનમાર્ગના અને અન્યમાર્ગના પુસ્તક જુદાં જુદાં નથી. કે જીનમાર્ગી સીદ્ધાંત વાંચે છે ને અન્યમાર્ગી કુરાન, પુરાન વાંચે છે! એમ તો કાંઇ છે નહીં. સર્વને "धम्मीएसथे" એકજ છે તે લોકિક માર્ગે સર્વેને સરખા માનવા યોગ્ય છે.

વળી પ્રતિમા દહેરાં મનુષ્ય લોકમાં હિંદુ મુસલમાનનાં જુદાં જુદાં છે. તેમ દેવ. લોકમાં સમ્યકદ્રષ્ટિ મિથ્યાત્વદ્રષ્ટિના દહેરાં પ્રતિમા જુદા જુદા નથી. દરેક વૈમાન પ્રત્યે એકેક સિદ્ધાયતન અને જીનપડીમા છે તેહીજ છે અને તેનેજ સર્વે પુજે છે.

વળી જેમ મનુષ્ય લોકમાં જીનમતિ, અન્યમતિ જુદા જુદા સહુ પોતપોતાના ગુરૂના અંગ પુજવા યોગ્ય માને છે તેમ દેવલોકમાં જીનમતી જીનદાઢા પુજે છે અને અન્યમતિ અન્ય દેવની દાઢા પુજે છે એમ તો કાંઇ છે નહીં. સર્વે એહીજ જીનદાઢા પુજે છે તે માટે.

૧. જે કામ સમ્યકદ્રષ્ટિજ કરે તે કામ તો લોકોત્તર ખાતે, એટલે ધર્મખાતે જાણવું.

૨. જે કામ એકલા મિથ્યાત્વદ્રષ્ટિજ કરે તે કામ કુપ્રાવચનીક મિથ્યાત્વ ખાતેજ જાણવું.

૩. અને જે કામ સમ્યકદ્રષ્ટી, મિથ્યાત્વદ્રષ્ટિ બને કરે તે કામ લોકીક છતવ્યવહાર તથા પોતાના સ્વાર્થહેતે જાણવું. એ હકીકત આગળ પણ કહેવાઇ ગઇ છે. વળી પાપ પણ કરવું પડે તે સહુ લોકીક રીત જાણવી, તેમ એ દાઢા સમ્યક્ત્વી મિથ્યાત્વી સર્વે પુજે માટે લોકીક કરણી કરી. એ ત્રણે વસ્તુ અનંતે જીવે અનંતી વાર પુજી, પણ કોઇ સમ્યક્ત્વ પામ્યો નહીં.

ઇંદ્ર, સુધર્મેંદ્ર સભામાં બેઠા થકાં હાસ્ય, વિનોદ, વિલાસ, નેત્રકટાક્ષ, કામચેષ્ટા, નાટિક, નીરીક્ષણ, ગીત, શ્રવણ ઇત્યાદિક તો કરે છે તે સંસારી જીવનો છાંદો છે એમાં ભવ્ય, અભવ્ય, સમ્યકત્વદ્રષ્ટિ, મિથ્યાત્વદ્રષ્ટિનો સરખો આચાર છે એમાં કાંઇ મુક્તિનું કારણ સમજવાનું નથી.

૧૩. વળી કેટલાક કહેછે કે સર્વ જીવ દેવતાપણે ઉપના તેણે વિધી પુર્વક પુસ્તક, પ્રતિમા, દાઢા પોતાના જીત આચાર માટે પુજી છે તેમાં ક્યાંઇ ભવ્ય. અભવ્ય, સમ્યકત્વદ્રષ્ટી મિથ્યાત્વદ્રષ્ટી જુદાં પડ્યાં નહિ એ વાત તો ઠીક પણ જે વૈમાનના અધિપતિએ પ્રતિમા પુજી છે. તે તો એકાંત સમ્યકત્વદ્રષ્ટી હોય, કેમકે મિથ્યાત્વી વૈમાનના અધિપતિ પણે ઉપજે નહીં એમ કહેછે. તે વાતપણ સૂત્ર વિરૂદ્ધ છે. કેમકે જુઓ સૂત્ર મધ્યે તામલી તાપસ, બાળ તપસી, પુરણ બાળ તપસી. મિથ્યાત્વિ કાળ કરી ઇસાનેંદ્ર, ચમરેંદ્રપણે ઉપના કહ્યા. તો તેણે પોતાની સ્થિતિ જીત આચાર માટે પ્રતિમા પુજી હશે કે નહીં પુજી હોય? કેમકે સમ્યકત્વ તો પછે પામ્યા છે અને પ્રતિમા તો ઉત્પાત સીજ્યામાંહીથી ઉઠતોથકો તરતજ પુજે છે તે માટે એમ નથી કે સમદ્રષ્ટિજ પુજે.

વળી હરીભદ્ર સૂરીનો કરેલો અભવ્ય કુળક છે તેમાં કહ્યું છે કે ઇંદ્રપણે, સામાનિક ઇંદ્રપણે. ત્રાય ત્રિસકપણે, લોકપાળપણે, પરમાધામીપણે, તથા પ્રતિમા થાય તે પાષાણપણે, પ્રતિમાના ભોગના ફુળ, પાણીપણે એટલા મધ્યે અભવ્ય જીવ ઉપજે નહિ એહવું કહ્યું છે. તેનો ઉત્તર કે—

૧. ઇંદ્રપણે ન ઉપજે, વૈમાનના ધણીપણે ન ઉપજે. તો બારમા દેવલોકના ઇંદ્ર થકી પણ નવ ગ્રૈવેકના દેવતા અધિકા છે, અહિમેંદ્ર છે. તે મધ્યે અધીકી જ્યોતી, કાન્તિ, પુનાઇ તે ચોસઠ ઇંદ્રિ થકી પણ અધિક છે, તો તે મધ્યે તો અભવ્ય અને મિથ્યાદ્રષ્ટિ ઉપજતા સૂત્ર મધ્યે કહ્યા છે. ભગવતી સતક મધ્યે સર્વ જીવ નવ ગ્રૈવેકપણે અનંતીવાર ઉપના કહ્યા છે તે માટે ઇહાં નવગ્રૈવેક સુધી અભવ્યનું ઉપજનું કહ્યું તે વિચારવા જેવું છે!

૨. વળી આવશ્યકની વૃતિ બાવીશ હજારી હરીભદ્ર સૂરીની કરેલી તેમાં સામાયેક નામા અધ્યયનની ટીકામાં અભવ્ય સંગામો દેવતાનો અધિકાર છે કે શ્રી મહાવીરને ઉપસર્ગ કરવા આવ્યો ત્યાં પહેલા સક્રેંદ્ર બોલ્યો કે મહાવીરને કોઇ ચળાવી ન શકે ત્યારે સંગામો અભવ્ય દેવતા સક્રનો સામાનીક છે. તે બોલ્યો કે—

**अहं सगामो नाम सोहम्म कप्पवासी देवो सक्कसामाणिओ सोभणीइ देवराया अहोरागे नउहुवईको माणुसो देवो न चालीसई अहं चालेमि नाहे सक्कातं भवारेति मांजाणिंहिति परनिसाए भगवंतवोकम्मं करेति एसो आगतो.**

**ભાવાર્થ**— ઇહાં સક્રેંદ્રનો સામાનીક ઇંદ્ર સંગામો દેવતા કહ્યા અને અભવ્ય કહ્યા.

૩. વળી સંદેહ દોલાવળી નામે ગ્રંથ છે તેહની વૃતિમાં કહ્યું છે કે—

**मन्वेवंतर्हि संगमकःप्राय माहा मिथ्यादिष्टि देवे विमान स्छं सिद्धायतनं प्रतिमा अपीनातनमिति चेत्‌ऌन्येत्पच्युपुदि संगमं वत्‌ अभव्य अपीदेवा मदि-यमिति वहुमानात्‌ कल्प स्थितिवसानुरोधात्‌ तदभूत प्रभावादांन कदाचीत असमंजस क्रिया आरभ्यते. ॥**

**ભાવાર્થ**—એ સંગામો દેવતા અભવ્ય કહ્યો, અને ઇંદ્રનો સામાનીક પણ કહ્યો. સામાનીક દેવતા ઇંદ્ર સરખા વૈમાનનો ધણી ઉપજતી વેળાએ સુરિયાભની પેરે પ્રતિમા દાઢા પુજે પોતાની કલ્પ સ્થિતિ માટે. એ ગ્રંથની શાખ આપી.

૪. વળી સિદ્ધાંત સાખ આપણે જોઇએ અભવ્ય અને મિથ્યાત્વદ્રષ્ટિ સામાનીક દેવતાપણે ઉપજે નહીં તો શ્રી મહાવીર પ્રત્યે સુરિયાભે કેમ પુછયું કે સ્વામી હું ભવ્ય, અભવ્ય, સમ્યકદ્રષ્ટી, મિથ્યાત્વદ્રષ્ટી ઇત્યાદિક બાર બોલ કેમ પુછયા? ત્યારે સુરિયાભ વૈમાને મિથ્યાત્વદ્રષ્ટી, અભવ્ય ઉપજે નહીંતો સંદેહ શેનો ઉપનો?

વળી કહે છે કે જેમ અનુત્તર વૈમાને અભવ્ય મિથ્યાત્વદ્રષ્ટી હોય નહીં તેમ વૈમાનના અધિપતિપણે પણ જાણવું કહે. તેનો ઉત્તર કે—જો પ્રતિમા પુજતા સમ્યકદ્રષ્ટી હોય તો સુરિયાભે તો ઉપજતાવેંતજ પ્રતિમા પુજી છે અને ત્યારપછી ભગવંત પાસે વાંદવા આવ્યો છે તો પ્રતિમા પુજતાંજ સમ્યક્તદ્રષ્ટિ ને ભવ્ય તો થઇ ચુકયો સંદેહ ન રહ્યો ત્યારે પછી ભગવંતને પુછવાનું શું કારણ હતું? ત્યારે કોઇ કહેશે કે એણે જાણુતા છતાં પણ નિઃસંદેહ થાવા માટે પુછયું એમ કહે. તેનો ઉત્તર કે—જો જાણુતો નિઃસંદેહ થવા માટે પુછે તો આ મનુષ્ય લોકમાં ગણધર, સાધુ, શ્રાવક, સમ્યક્ત્વદ્રષ્ટિ, રાજા, શેઠ, સેનાપતિ. પોતાના જીવ આશ્રી તથા મનુષ્ય આશ્રી એ બાર બોલ કયાંઇ પુછયા કહ્યા નથી. જ્યાં ત્યાં બાર બોલની પુછા દેવતા આશ્રીયજ છે. જુવો. ભગવતી સતક ત્રીજે બીજે ઉદેશે સક્રેંદ્રના બાર બોલ ગૌતમે પુછયા. વળી ભગવતી સતક ત્રીજે પહેલે ઉદેશે સનતકુમારના બાર બોલ પણ ગૌતમે પુછયા. રાયપ્રસેણી મધ્યે સુરીયાભે બાર બોલ પોતે પુછયા. એમ જાવ શબ્દ મધ્યે બાર બોલની પુછા ઘણે ઠેકાણે ચાલી છે, પણ ગણધર, સાધુ, શ્રાવક, મનુષ્યના પુછયા નથી. એટલાજ માટે એમજ જાણવું કે વૈમાનના ધણીપણે પણ બાર બોલવાળા ઉપજે છે. તે સર્વે પ્રતિમાને દાઢાને પુજે છે. તે માટે પ્રતિમા, દાઢાની પુજા સંસાર હેતે છત આચારમાં જાણવી. પણ મોક્ષ ધર્મને અર્થિક ધર્મ મધ્યે જાણવી નહીં.

શરીર તેનો મહોત્સવ તે પણ દેવતાના જીત આચારમાં કહ્યો છે તો પ્રતિમાની પુજા ધર્મ વ્યવહાર મધ્યે કયાંથી થાશે?

શ્રી જંબુદ્વીપ પન્નતિ મધ્યે છપન દિસા કુમારી સાક્ષાત ભગવંતના શરીરનો મહોત્સવ કરવા આવી ત્યાં પણ જીત આચાર કહ્યો છે તે પાઠ કહેછે.

**उपन्ने खलु भो जंबुद्दीवे २ भगवं तिथयरे तंजीय मेयं तीय पच्चुपन्न मणागयाणं अहोलोगं वथव्वाणं अठन्हं दिसाकुमारीणं भगवओ तिथयरस्स जम्मणं महिमं करित्तए. ॥**

**શબ્દાર્થ**—ઉ૦ ઉપનો. ખ૦ નિશ્ચે. ભો૦ અહો! ઇતિ આમંત્રણે. જં૦ જંબુદ્રીપનામા દ્વીપને વિષે. ભ૦ ભગવંત. તિ૦ તિર્થંકર. તં૦ તેહ ભણી. જી૦ જીત આચાર છે. એ૦ એહ. અ૦ અતીત કાળ થયો. પ૦ હમણાં વર્તમાન કાળ છે. અ૦ અને આગળે અનાગત કાળે થાશે. અ૦ અધોલોકની વસનારી. અ૦ આઠ દિશા કુમારી. ભ૦ ભગવંત તિ૦ તિર્થંકરનો. જ૦ જન્મ મહોત્સવ ( મહીમા ) ક૦ કરવાનો આચાર છે.

વળી રૂપભદેવ સ્વામીના નિર્વાણ સમયને અધિકારે જંબુદ્રીપ પન્નતીમાં. સક્રેંદ્રે એમ વિચાર્યું કે—

**परिनिवुए खलु जंबुद्दीवे २ भारहेवासे उसभे अरहा कोसलीये तं जीयं मेयं तीय पच्चुप्पन्न मणागयाणं सक्काणं देविंदाणं देवराया तिणं तिथगराणं परिनिव्वाणं महिमं करित्तए. ॥**

**શબ્દાર્થ**—પ૦ પરીનીવૃત મોક્ષ પોહતા. ખ૦ નિશ્ચે. જં૦ જંબુદ્રીંપનામા દ્વીપને વિષે. ભ૦ ભરતક્ષેત્રે. ઉ૦ રૂપભદેવ. અ૦ અરીહંત. કો૦ કોસળીક. તં૦ તે માટે જીત આચાર છે માહરો. વળી અ૦ એહ અતીત કાળના. પ૦ વર્ત્તમાન કાળના અને અ૦ અનાગત કાળના. સ૦ સુધર્મેંદ્ર તે. દે૦ દેવતાનો ઇંદ્ર. દે૦ દેવતાનો રાજા હોય તે. તી૦ તિર્થંકરનો. પ૦ પરિનિર્વાણ. મ૦ મહિમા. (નીર્વાણ મોહોત્સવ) ક૦ કરે.

**ભાવાર્થ**—એજ રીતે સર્વ ઇંદ્રને સક્રેંદ્રની પરે વિચારણા થઇ. હવે જુવો સાક્ષાત જીનના શરીરનો મહોત્સવ જીત વ્યવહાર મધ્યે કહ્યો છે, તો પછે પ્રતિમાની પુજા ધર્મ વ્યવહાર મધ્યે કયાંથી થાશે? જન્મ મહોત્સવ, દિક્ષા મહોત્સવ અને નિર્વાણ મહોત્સવ મધ્યે અનેક ક્રોડોગમે દેવતા આવે તે સર્વે જીત વ્યવહાર મધ્યે ગણ્યા છે. અને જ્યાં જીત વ્યવહાર કહ્યો ત્યાં સમ્યકત્વદ્રષ્ટિ, મિથ્યાત્વદ્રષ્ટિ, ભવ્ય અભવ્યનું શું કારણ રહ્યું?

વળી સક્ર, સુરિયાભ દદુરદેવતા પ્રમુખ સહીત જે ભગવંતને વાંદવા આવ્યા ત્યાં જીત વ્યવહાર નથી કહ્યો માટે એમ જાણજો જે દેવતા જે જે કરતવ્ય કરે. નમોથુણં, પુજા, જન્મ મહોત્સવ, દિક્ષા મહોત્સવ, નિર્વાણ મહોત્સવ, દાઢા લેવી, સ્થુભ કરાવવાં

ઉત્તર—હે ગૌતમ, ચાર દ્વાર છે તેમજ સર્વ કહેવું. પુષ્કરોદધી સમુદ્રને પૂર્વ દીશાને અંતે અને વારૂણીવર દ્વીપના પૂર્વાર્ધને પશ્ચિમ દીશે ઇહાં પુષ્કરોદધી સમુદ્રનું વિજયનામા દ્વાર છે. એમ શેષ ત્રણ દ્વાર પણ કહેવાં. દ્વાર દ્વારનું અંતર સંખ્યાતા લાખ જોજનનું અબાધાએ વચ્ચે અંતર છે. પ્રદેશ અને જીવ તેમજ કહેવા માંહોમાંહે સ્પર્શ્યા છે.

પ્રશ્ન—હે ભગવંત, શ્યે અર્થે એમ કહો છો જે પુષ્કરોદધી સમુદ્ર એહવું નામ?

ઉત્તર—હે ગૌતમ, પુષ્કરોદધી સમુદ્રનું પાણી નિર્મળ છે, પથ્ય નિરોગ જાતવંત હળવું છે. સ્ફટીક રત્ન સરખું વરણે છે. સ્વભાવીક પાણી સમાન સ્વાદવંત છે. શ્રીધર ૧, ને શ્રીપ્રભ ૨, નામે બે દેવતા મહર્ધિક છે. જાવત્ પલ્યોપમની સ્થિતીવંત વસે છે તેણે અર્થે હે ગૌતમ! જાવત્ એ નામ નિત્ય છે.

પ્રશ્ન—હે ભગવંત, પુષ્કરોદધી સમુદ્રને વિષે કેટલા ચંદ્રમા પ્રકાશ કરતા હુવા, કરે છે ને કરશે જાવત્ કેટલી ક્રોડા ક્રોડી તારાગણ શોભતા હુવા, શોભે છે અને શોભશે?

ઉત્તર—હે ગૌતમ, સંખ્યાતા ચંદ્રમા દીપતા હુવા, દીપે છે ને દીપશે. જાવત્ સંખ્યાતી ક્રોડા ક્રોડી તારાગણ શોભતા હુવા, શોભે છે ને શોભશે.

## ૮૩. વારૂણીવર દ્વીપ. ॥૪॥

તે પુષ્કરોદધી સમુદ્રપ્રતે વારૂણીવરનામા દ્વીપ વૃત્ત વળીયાકારે જાવત્ વીંટીને રહ્યો છે. તેમજ સમ ચક્રવાળ સંસ્થીત છે.

પ્રશ્ન—હે ભગવંત, વારૂણીવર દ્રીપ કેટલો ચક્રવાળ પોહોળો છે ને કેટલો પરીધિપણે છે?

ઉત્તર—હે ગૌતમ, સંખ્યાતા લાખ જોજન (ચોસઠ લાખ જોજન) ચક્રવાળ પોહોળપણે છે અને સંખ્યાતા લાખ જોજન (આઠ ક્રોડ, પાંચ હજાર, છસેં પચવીસ જોજન) પરિધિપણે છે. તે વારૂણીવર દ્વીપ પદ્મવર વેદિકાએ ને વનખંડે વીટેલ છે તેનો વર્ણન પૂર્વપરે કહેવો. દ્વારાંતર, પ્રદેશ, જીવ તેમજ સર્વ પૂર્વપરે કહેવું.

પ્રશ્ન—હે ભગવંત, વારૂણીવર દ્વીપ એહનું નામ શ્યે અર્થે કહોછો?

ઉત્તર—હે ગૌતમ, વારૂણીવરનામા દ્વીપે તે તે ઠામે તીહાં તીહાં ઘણી નાની મોટી વાવ જાવત્ બીલ પંક્તિ છે આછી છે. પ્રત્યેક પ્રત્યેક પદ્મવર વેદિકાએ અને વનખંડે પરીક્ષીપ્ત છે. તે વારૂણી સરખી પાણીએ ભરી છે તે દેખવા જોગ્ય મનને પ્રસન્નકારી છે. તે નાની મોટી વાવને વિષે જાવત્ બીલ પંક્તિને વિષે ઘણા ઉત્પાત પર્વત્ત છે. જાવત્ ખડ હડક સ્થાનક વિશેષ તે સર્વ સ્ફટીક રત્નમય છે. આછા તેમજ કહેવા. વરૂણ ૧, અને વરૂણપ્રભ ૨. એ બે ઇહાં દેવતા મહર્ધિક છે જાવત્ વસેછે તેણે અર્થે એમ કહીએ છીએ જાવત્ એ નામ નિત્ય સાસ્વતું છે.

જ્યોતીષી સર્વ સંખ્યાતા કહેવા જાવત્ તારા ગણ સંખ્યાતી ક્રોડા ક્રોડીઓ છે.

## ૮૪. વારૂણોદધી સમુદ્ર. ॥૪॥

તે વારૂણીવર દ્વીપપ્રતે વારૂણોદધી સમુદ્ર વૃત્ત વળીયાકારે જાવત્ વીટીને રહ્યો છે. સમ ચક્રવાળ સંસ્થીત છે. તેમજ સર્વ કહેવું. પોહોળપણે અને પરધીપણે સંખ્યાતા લાખ જોજન છે. (એક ક્રોડ, અઠયાવીશ લાખ જોજન પોહોળો છે અને સોળ ક્રોડ, નવ લાખ, ઓગણસાઠ હજાર, નવસેં તેત્રીશ જોજન પરિધી છે.) દ્વારાંતર પણ એમજ કહેવું. પદ્મવર વેદિકા, વનખંડ, પ્રદેશ, જીવ. એ સર્વ પૂર્વલીપરે કહેવાં.

**પ્રશ્ન**—હે ભગવંત, વારૂણોદધી સમુદ્ર એહવું નામ શ્યે અર્થે કહોછો?

**ઉત્તર**—હે ગૌતમ, વારૂણોદધી સમુદ્રનું પાણી જેમ કોઇ ચંદ્રપ્રભા મદિરા , મણીસીલાકા મદિરા, પ્રધાન સીંધુ, (મદ્ય વિશેષ) વર ઉત્તમ વારૂણી (મદ્ય વિશેષ) પત્રનો આસવ, (રસ) ફુલનો આસવ, ચુઆનો આસવ, ફળનો આસવ, મધુ મેરક, (મદ્ય જાતી) જાતવંત રસના મદિરા, ખજુર સાર, દ્રાખનો સાર, કાપીસાયન (મદ્ય જાતી) તથા ભલી રીતે પાકો કર્યો જે તાડીનો રસ તે સરખો મદ્ય વિશેષ તથા ઘણા સંસ્કારે ઘણી વસ્તુના સમોહ યુક્ત પોસ માસે નીપજાવવા યોગ્ય નિપહત કોઇ રીતે જેનો અટકાવ ન થઇ શકે, હણાય નહિ, ઘણે કાળે, ઘણા ઉપચારે નીપજાવેલી સૂરા સુધી અમૃત સરખી તથા ઉત્કૃષ્ટે કરી અષ્ટ પ્રકારના પીષ્ટ પાકે નીપજાવેલી સુખે કીધો પ્રધાન કોઇ કર્દમ વિશેષ તે સરખી એલચી પ્રમુખ વસ્તુ વતે કાળી પ્રસનરૂપ નિર્મળ પ્રધાન વારૂણી સૂરા અતી રસેં યુક્ત જાંબુના ફળ સમાન વર્ણવંત સૂજાત ભલી લીગારેક હોઠે પીતાં અવલંબ કરે (મીઠી માટે) અત્યંત મધુર મીઠી પીવા જોગ્ય લગારેક રાતી આંખ કરે (ચડાહે કરી) કપોળ સ્થળને કોમળ કરે એહવી જે મદિરા હીતની કરણહારી અનેહુત અન્નાય કરણ તે અનોપમ કાર્યની કરણહાર, હર્ષપ્રતે ઉપજાવણહાર સંતોષ વિભ્રમ વિલાસની કરણહાર, વલભ મનની કરણહાર, વિશેષ અધિક સતવની ઉપજાવણહાર એહવી મદિરા હોય, સંગ્રામને દેસે તે ઠામે રણસંગ્રામને રસે મદે કરી યુક્ત હૃદયને કોમળની કરણહાર હોય. ઉપવેસીત કીધીથકી સહકાર (આંબા) નો સુગંધ રસ તેણે દીપાવી સુગંધી ગંધવંત આસ્વાદવા જોગ્ય, વિશેષે સ્વાદવા જોગ્ય, શરીરની વૃદ્ધિની કરણહાર, પુષ્ટોની કરણહાર, દર્પની વધારણહાર, કંદર્પની વધારણહાર, સર્વ ઇંદ્રી અને ગાત્ર જે શરીર તેહને પ્રહલાદની કરણહારી સ્વાદવા જોગ્ય, પુષ્ટીકારી મનોહર શુભ વર્ણે કરી સહીત, ગંધે કરી સહીત, રસે કરી સહીત, સ્પર્શે કરી સહીત એહવી હોય. ત્યારે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એહવે સ્વાદે વારૂણોદધી સમુદ્રનું પાણી છે ?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. વારૂણોદધી સમુદ્રનું પાણી એથકી અત્યંત ઇષ્ટ મનોહર જાવત્ સ્વાદે કરીને છે. વળી તે વારૂણોદધી સમુદ્રે વારૂણી ને વારૂણીકાંત નામે બે દેવતા મહર્ધિક વસે છે તેણે અર્થે હે ગૌતમ! વારૂણોદધી નામ છે. જાવત્ નિત્ય સાસ્વતું નામ છે. ચંદ્રાદિક સર્વ જ્યોતિષી સંખ્યાતે આંક જાણવા.

## ૮૫. ક્ષીરવર દ્વીપ. ॥૫॥

તે વારૂણીવર સમુદ્રપ્રતે ક્ષીરવરનામા દ્વીપ વૃત્ત વળીયાને આકારે ચોફેર વીટીને રહ્યો છે. તે સંખ્યાતા જોજન પોહોળપણે અને પરિધિપણે જાણવો. (એ પાંચમો ક્ષીરવર દ્વીપ બે ક્રોડ, છપન લાખ જોજન પોહોળો છે ને બત્રીશ ક્રોડ, અઠયાવીશ લાખ, અડસઠ હજાર, પાંચસેં, ઓગણપચાશ જોજન પરિધિપણે છે) જાવત્ અર્થ કહે છે. ત્યાં ઘણી નાની મોટી વાવ જાવત્ સરોવરની પંક્તિ છે તે દુધ સમાન પાણીએ ભરી છે. મન પ્રસન્નકારી છે. તે નાની મોટી વાવને વિષે જાવત્ બિલપંક્તિને વિષે ઘણા ઉત્પાત્ત પર્વત્ત છે. તે સર્વ રૂપામય છે. જાવત્ પ્રતિરૂપ છે. ત્યાં પુંડરીક અને પુષ્ફદંત નામે બે દેવતા મહર્દ્ધિક (મોટી રૂદ્ધિના ધણી) જાવત્ વસે છે તેણે અર્થે ક્ષીરવર દ્વીપ નામ કહીએ છીએ જાવત્ નિત્ય શાશ્વતું છે. ચંદ્રાદિક જ્યોતિષી સર્વ સંખ્યાતા કહેવા.

## ૮૬. ક્ષીરોદધી સમુદ્ર. ॥૫॥

એકસો ગાયનું દૂધ દશ ગાયને પાઇએ. તે દશ ગાયનું દૂધ એક ગાયને પાઇએ. એ ચાર સ્થાનક.) એહવું કાળી ગાયનું દૂધ મધુર રસ તેહને ઘણે દ્રવ્યે સહીત ઉદ્યમે કરી મંદાગ્નીએ કઢેલું આયુક્ત ખાંડ, ગોળ, સાકરની પાય તેણે યુક્ત રાજા ચાતુરંત ચક્રવર્ત્તિ તેહને અર્થે નીપજાવેલ તે ખીર (દૂધપાક) આસ્વાદવા જોગ્ય. વિશેષે સ્વાદ લેવા જોગ્ય શરીરને પુષ્ટ કરે જાવત્ સર્વ ઇંદ્રિ ને ગાત્ર જે શરીર તેહને પ્રમોદ કરે. શુભવર્ણે કરી સહીત જાવત્ સ્પર્શે કરી સહીત હોય ત્યારે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એહવું તે ક્ષીર સમુદ્રનું પાણી હોય?

**ઊત્તર—**હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ક્ષીરોદધી સમુદ્રનું પાણી એ થકી અત્યંત ઇષ્ટ છે. જાવત્ આસ્વાદે કરીને છે. વળી વિમળ અને વિમળપ્રભ નામે ઇહાં બે દેવતા મહર્ધિક જાવત્ વસે છે. તેણે અર્થે ક્ષીરોદધી સમુદ્ર એહવું નામ કહીએ. સંખ્યાતા ચંદ્રમા જાવત્ સંખ્યાતા તારા છે.

## ८७. ઘૃતવર દ્વીપ. ॥६॥

તે ક્ષીરોદધી સમુદ્ર પ્રતે ઘૃતવરનામા દ્વીપ વૃત વળીયાને આકારે જાવત્ ચોફેર વીંટીને રહ્યો છે. તે સમ ચક્રવાળ સંસ્થીત છે પણ વિષમ ચક્રવાળે નથી. સંખ્યાતા જોજન પોહોળપણે ને પરિધિપણે છે. (એ છઠ્ઠો ઘૃતવર દ્વીપ દશ ક્રોડ ચોવીસ લાખ જોજન પોહોળપણે છે ને એકસો ઓગણત્રીસ ક્રોડ, ત્રેતાળીસ લાખ, વીશં હજાર, બસેં પીસ્તાલીસ જોજન પરિધિપણે છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, ઘૃતવરનામા દ્વીપ એવું નામ શ્યે અર્થે કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, તે ઘૃતવર દ્વીપે તે તે ઠામે ત્યાં ત્યાં ઘણી નાની મોટી વાવ છે જાવત્ ઘૃત સમાન પાણીએ ભરી છે તે વાવમાંહી ઉત્પાત પર્વત્ત છે જાવત્ ખડહડક તે સર્વ કાંચનમય છે. આછા જાવત્ પ્રતિરૂપ છે. વળી કનક અને કનકપ્રભ નામે ઇહાં બે દેવતા મહર્ધિક છે તે અર્થે ઘૃતવર દ્વીપ એવું નામ કહીએ. ત્યાં ચંદ્રાદિક જ્યોતિષી સર્વ સંખ્યાતા છે.

## ८८. ઘૃતોદધિ સમુદ્ર. ॥६॥

તે ઘૃતવર દ્વીપ પ્રતે ઘૃતોદધી નામા સમુદ્ર વૃત વળીયાને આકારે જાવત્ વીંટીને રહ્યો છે. સમ ચક્રવાળ છે તેમજ વિખંભ, પરિધિ, દ્વારાંતર પ્રદેશ, જીવ કહેવા. (એ છઠ્ઠો ઘૃતવર સમુદ્ર વીશ ક્રોડ ને અડતાલીસ લાખ જોજન પોહોળપણે છે અને બસેં અઠાવન ક્રોડ, પંચાણું લાખ, નેવાસી હજાર, એકસો તોંતેર જોજન પરિધિપણે છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, ઘૃતવર સમુદ્ર એવું નામ શ્યે અર્થે કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, ઘૃતોદધી સમુદ્રનું પાણી જેમ કોઇ ફુલ્યા વિકસ્વર કણયરના ફુલ જેવાં હોય તથા સરસ તાજાં વિકસ્વર કોરંટ વૃક્ષના ફુલની માળા સરખો શ્વેત પીત છે. જેનો ચીગટ તે ગુણે અને તેજે કરી દીપમાન નિરૂપમહત ઉત્તમ સુંદર અત્યંત એવું દહીં જાતીરંત મથીને તેજ દીવસનું ગ્રહીત માંખણ ભલે પ્રકારે તાવ્યું અત્યંત પુષ્ટ સુગંધી

ગંધ મુક્તું મનોહર મધુર પરણામે કરી દેખવા જોગ્ય પ્રસસ્થ નિર્મળ સુખે ઉપભોગ શરદ કાળને વિષે ગૌઘૃતનો ગંડ એટલે ઘૃતના સમૂહ ઉપર રહેલું પ્રધાન ઘીઇ (ગાયના ઘીથી પણ અધીક) હોય ત્યારે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એવું ઘી જેવું ઘૃતોદધી સમુદ્રનું પાણી સ્વાદવંત છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ઘૃતોદધી સમુદ્રનું પાણી એ થકી અત્યંત ઇષ્ટ છે. આસ્વાદે કરીને. વળી કાંત અને સુકાંત નામે ઇહાં બે દેવતા મહર્ધિક જાવત્ વસે છે. શેષ સર્વ તેમજ કહેવું. ચંદ્રાદિક જ્યોતિષી સંખ્યાતા છે. જાવત્ સંખ્યાતી ક્રોડાક્રોડી તારાગણ છે.

## ૮૯. ઇક્ષુવર દ્વીપ. ॥૭॥

તે ઘૃતોદધી સમુદ્રપ્રતે ઇક્ષુવરનામા દ્વીપ વૃત વળીયાને આકારે જાવત્ વીટીને રહ્યો છે તેમજ સર્વ કહેવું. (એ સાતમો ઇક્ષુવર દ્વીપ ચાલીસ ક્રોડ ને છનુ લાખ જોજન પોહોળપણે છે અને પાંચસેં અઢાર ક્રોડ, એકલાખ, સતાવીસ હજાર, ને ઓગણત્રીશ જોજન પરિધિપણે છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, ઇક્ષુવર દ્વીપ એવું નામ શ્યે અર્થે કહો છો?

**ઊત્તર**—હે ગૌતમ, ઇક્ષુવર દ્વીપને વિષે તે તે ઠામે ત્યાં ત્યાં નાની મોટી વાવ છે. જાવત તે ઇક્ષુરસ શરખે પાણીએ ભરી છે. ત્યાં ઉત્પાત પર્વત્ત છે. તે સર્વ વૈડુર્ય રત્નમય છે. જાવત્ પ્રતિરૂપ છે. વળી સુપ્રભ અને મહાપ્રભ એ બે દેવતા ઇહાં મહર્ધિક છે જાવત વસે છે. તેણે અર્થે ઇક્ષુવર દ્વીપ નામ કહીએ.

સર્વ જ્યોતિષી ચંદ્રાદિક જાવત્ તારા લાગે સર્વ સંખ્યાતા છે.

## ૯૦. ઇક્ષુવર સમુદ્ર. ॥૭॥

તે ઇક્ષુવર દ્વીપ પ્રતે ઇક્ષુવરનામા સમુદ્ર વૃત વળીયાને આકારે વીટીને રહ્યો છે. જાવત્ સંખ્યાતા જોજન પોહોળપણે અને પરિધિપણે છે. (એ સાતમો ઇક્ષુવર સમુદ્ર એકાસી ક્રોડ ને બાણું લાખ જોજન પોહોળપણે છે, અને એક હજાર છત્રીસ ક્રોડ બાર લાખ, બે હજાર સાતસેં એકતાલીશ જોજન પરિધિપણે છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, ઇક્ષુવર સમુદ્ર એવું નામ શ્યે અર્થે કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, ઇક્ષુરવર સમુદ્રનું પાણી જેમ કોઇ મનોહર પ્રસસ્ત વિશ્રાંત સ્નીગ્ધ સુકમાળ એહવો ભૂમિ ભાગ ધરતી છે જ્યાંહાં. એહવા ક્ષેત્રને વિષે કાષ્ટનું લષ્ટ વિસીષ્ટ જે હળ તેણે ખેડીને પ્રયતને કરી નિપૂણ કારીગરે તે શેલડી વાવી. પરીકર્મ અનુપાળીત સુજ્ઞ-તે ભલા બુદ્ધિવંત જને પીલીત અને તૃણના દોષ તેણે કરી વરજીત (રહીત) નિવૃતિં સ્થાનકે વધી નિર્મળ પાકી સુંદર પરીણત પાકી પીનપુષ્ટ જાડી થાય ભલી મીઠી રસવંત ઉપદ્રવ્યે વરજીત તાડે કરી ફરશીત એટલે સીતળ કાળની જીવ જંતુના ઉપદ્રવ્ય રહીત એવા તાજા ભાંગેલા સાંઠાના વિચાલાના ત્રીજા ભાગની અપનીત (નીચલો તથા ઉપલો ભાગ કાઢીને)

ટાળ્યા છે મૂળ જેહના અને વળી ગાંઠ કાઢી નાંખી છે. સાંઠાની માંહે મનુષ્યે કાપી ઉંચ દેશની જાવત્ ખોડ દેશની ઉપની બળવંત મનુષ્યે યંત્ર કોળુએ (ચીચોડે) તત્કાળ પીલી એહવી શેલડીનો રસ હોય તે વસ્ત્રે કરી ગળીને ચતુર્યાત સુગંધ દ્રવ્યે વાસીત અત્યંત પથ્ય હળવો વર્ણે કરી સહીત જાવત્ તેમજ આસાદવા જોગ્ય છે. ત્યારે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ઇક્ષુવર સમુદ્રતું પાણી એહવું સ્વાદવંત છે?

**ઊત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ઇક્ષુવર સમુદ્રતું પાણી એ થકી અત્યંત ઇષ્ટ છે. જાવત્ આસ્વાદે કરીને છે. વળી પૂર્ણભદ્ર અને માણીભદ્ર એહવે નામે બે દેવતા મહર્ધિક જાવત્ વિચરે છે. શેષ સર્વ તેમજ કહેવું. ચંદ્રાદિક જ્યોતિષી સર્વ સંખ્યાતા છે.

## ૯૧. નંદીશ્વર દ્વીપ. ॥૮॥

તે ઇક્ષુવર સમુદ્રપ્રતે નંદીસ્વરનામા દ્વીપ વૃત્ત વળીયાકારે વીંટીને રહયો છે. તેમજ સંખ્યાતા ક્રોડ જોજન પહોળપણે ને પરિધીપણે છે. (એ આઠમો નંદીસ્વર દ્વીપ એકસો ત્રેસઠ ક્રોડ ને ચોરાસી લાખ જોજન પહોળપણે છે, ને બે હજાર, બહોંતેર, ક્રોડ, તેત્રીશ લાખ, ચોપન હજાર, એકસો પાંસઠ જોજન પરિધીપણે છે.) વળી પદ્મવર વેદિકા, વનખંડ તેહનું માન, દ્વારનામ, માન, દ્વારાંતર, પ્રદેશ, જીવ. સર્વ તેમજ પૂર્વલી રીતે કહેવાં.

**પ્રશ્ન**—હે ભગવંત, નંદીસ્વરનામા દ્વીપ એહવું નામ સ્યે અર્થે કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, નંદીસ્વર દ્વીપે તે તે ઠામે ઘણી નાની મોટી વાવ છે. જાવત્ બીલ પંક્તિ છે. તે શેલડીના રસ સરીખે પાણીએ કરી ભરી છે. ઉત્પાત પર્વત્ત સર્વ વજ્ર રત્નમય છે. પંક્તિ છે. આછા જાવત્ પ્રતિરૂપ છે.

## ૯૨. ચાર અંજનગીરી પર્વત્તનો અધિકાર.

તેમ વળી હે ગૌતમ નંદીસ્વર દ્વીપના ચક્રવાળ વિખંભ પહોળપણાને મધ્ય ભાગે ઇહાં ચારે દિશે ચાર અંજનગીરી પર્વત્ત છે. તે અંજનગીરી પર્વત્ત ચોરાશી હજાર જોજન ઉંચપણે છે. એક હજાર જોજન ઉંડપણે છે. હેઠા મૂળે કાંઇક અધીકેરાં દશ હજાર જોજન લાંબપણે,પહોળપણે છે, ને ધરતી તળે પુરા દશ હજાર જોજન લાંબપણે પોહોળપણે છે. ત્યાર પછી માત્રાએ માત્રાએ પ્રદેશ પ્રદેશની હાણીએ ઘટતા ઘટતા થકાં ઉપરે એક હજાર જોજન લાંબપણે પહોળપણે છે. મૂળે એકત્રીશ હજાર, છસેં ત્રેવીશ જોજન કાંઇક ઝાઝેરા પરિધીપણે છે. ધરતી તળે એકત્રીશ હજાર, છસેં ત્રેવીશ જોજન કાંઇક ઉણા પરિધીપણે છે. શીખર તળે ઉપરે ત્રણ હજાર, એકસો બાસઠ જોજન કાંઇક ઝાઝેરાં પરિધીપણે છે. મૂળે વિસ્તીર્ણ છે, વચ્ચે સાંકડા છે ને ઉપરે પાતળા છે. ગોપુંછને સંસ્થાને સંસ્થીત છે. સર્વ અંજન રત્નમય (શ્યામ કાળા) છે. આછા જાવત્ પ્રત્યેક પ્રત્યેક પદ્મવર વેદિકાએ પરીક્ષીપ્ત છે. પ્રત્યેક પ્રત્યેક વનખંડ પરિક્ષીપ્ત છે. તે વેદિકા અને વનખંડનો વર્ણન પૂર્વપરે કહેવો.

તે અંજનગીરી પર્વત્તને ઉપરે પ્રત્યેક પ્રત્યેક ઘણું સમ રમણિક ભૂમિ ભાગ છે.

તે જેમ કોઇ માદળનું તળું હોય જાવત્ દેવતા વસે છે. તે ઘણું સમ રમણિક ભૂમિભાગને મધ્યભાગે પ્રત્યેક પ્રત્યેક સિદ્ધાયતન છે. તે એકેક સો જોજન લાંબપણે છે, પચાશ જોજન પહોળપણે છે, ને બહોતેર જોજન ઉંચપણે છે. અનેક સ્થંભના સૈકડા તેણે કરી સંનિવિષ્ટ છે. વર્ણન પૂર્વલી પરે કરવું. તે સિદ્ધાયતનને પ્રત્યેકે પ્રત્યેકે ચાર દિશે ચાર દ્વાર છે. તેનાં નામ કહે છે. દેવ દ્વાર ૧, અસૂર દ્વાર ૨, નાગ દ્વાર ૩, ને સુવર્ણ દ્વાર ૪. ત્યાં ચાર દેવતા મહર્ધિક જાવત્ એક પલ્યોપમની સ્થિતિના વશે છે. તેનાં નામ કહે છે. દેવ ૧, અસૂર ૨, નાગ ૩, ને સુવર્ણ ૪. તે દ્વાર સોળ જોજન ઉંચપણે છે આઠ જોજન પોહોળપણે છે. તેટલાજ પ્રવેસપણે છે. શ્વેત છે. ઉત્તમ સુવર્ણમય છે. વર્ણન સર્વ કહેવો. જાવત્ વનમાળા છે. તે દ્વારને ચારે દિશે ચાર મુખમંડપ છે. તે મુખમંડપ એક સો જોજન લાંબપણે છે. પચાસ જોજન પોહોળપણે છે કાંઇક અધીકેરાં સોળ જોજન ઉંચપણે છે. તેનો વર્ણન પૂર્વલી રીતે કહેવો. તે મુખમંડપને ચારે દિશે ચાર દ્વાર છે. તે દ્વાર સોળ જોજન ઉંચપણે છે. આઠ જોજન પોહોળપણે છે તેટલાજ પ્રવેશપણે છે. શેષ સર્વ તેમજ જાવત્ વનમાળા લગે કહેવું. એમ પ્રેક્ષાઘર મંડપ પણ તેહીજ પ્રમાણ કહેવું. જેમ મુખ મંડપના દ્વાર કહ્યા તેમ પ્રેક્ષાઘર મંડપના દ્વાર પણ તેમજ કહેવાં. તે પ્રેક્ષાઘર મંડપને મધ્યભાગે અક્ષાટક છે. તે વિચે મણિપીઠીકા છે તે આઠ જોજન પ્રમાણ છે. તે ઉપર સીંહાસન છે. પરીવાર રહીત જાવત્ દામ છે. ચારે દિશે સ્થુભ છે (ચૈત્યરૂપ) તેમજ કહેવાં. પણ તે સોળ જોજન પ્રમાણ છે. કાંઇક ઝાઝેરા સોળ જોજન ઉંચા છે. શેષ તેમજ જાવત્ ત્યાં જીન (દેવતાની) પ્રતિમા છે. ચૈત્યવૃક્ષ તેમજ ચાર દિશે ચાર છે. તેહીજ પ્રમાણ સર્વ વિજય રાજ્યધાની પરે કહેવું. પણ એટલો વિશેષ જે મણિપીઠીકા સોળ જોજન પ્રમાણ છે. ચૈત્યવૃક્ષની. તે ચૈત્યવૃક્ષને ચારે દિશે ચાર મણિપીઠીકા છે. તે આઠ જોજન લાંબી પોહોળી ચાર જોજન જાડી છે તે ઉપરે મહેંદ્ર ધ્વજ છે. તે સાઠ જોજનનો છે. તે આગળ વાવ છે તે સો સો જોજન લાંબપણે છે. પચાસ જોજન પોહોળપણે છે. દશ જોજન ઉંડપણે છે. શેષ સર્વ તેમજ. મનોગુલિકા અને ગૌમાનસીકા અડતાલીશ અડતાલીશ હજાર છે. તે કહેછે પૂર્વદિશે સોળ હજાર, પશ્ચિમ દિશે સોળ હજાર, દક્ષિણ દિશે આઠ હજાર ને ઉત્તર દિશે આઠ હજાર, એમ અડતાળીશ હજાર. શેષ સર્વ તેમજ પૂર્વલી પરે કહેવાં. ઉલોચ ભૂમિ ભાગ કહેવા. જાવત્ તે સિદ્ધાયતનને મધ્યભાગે મણીપીઠીકા છે તે સોળ જોજન લાંબપણે પોહોળપણે છે. આઠ જોજન જાડપણે છે. તે મણીપીઠીકાને ઉપરે દેવછંદા છે. તે સોળ જોજન લાંબા પોલોળા છે. અને કાંઇક ઝાઝેરા સોળ જોજન ઉંચપણે છે. સર્વ રત્નમય છે તે માંહી એકસો આઠ જીન (દેવતાની) પ્રતિમા છે. સર્વ તેહજ ગમો જાણવો. જેમ વૈમાનીક સિદ્ધાયતનનો અધિકાર (સૂર્યાભ વૈમાનના સિદ્ધાયતનનો અધિકાર રાયપ્રસેણી સૂત્રમાં) છે. તેમ જાણવો.

વળી તીહાં જે પૂર્વદિશીનો અંજનગીરી પર્વત્ત છે. તેને ચારે દિસે ચાર નંદાપુષ્કરણી વાવ છે. નંદોત્તરા ૧, નંદા ૨, આનંદા ૩. ને નંદીવર્ધના ૪. તે નંદાપુષ્કરણી એકેક

લાખ જોજન લાંબી પોહોળી છે. દશ જોજન ઉંડી છે નિર્મળ સુકમાળ છે. તે પ્રત્યેક પ્રત્યેક પદ્મવર વેદિકાએ ને પ્રત્યેક પ્રત્યેક વનખંડે કરી પરીક્ષીપ્ત છે. તીહાં જાવત્ ત્રીસોપાન (પગથીયાં) તોરણ કહેવાં. તે પુષ્કરણીને મધ્યભાગે વિચે પ્રત્યેક પ્રત્યેક દધીમુખ પર્વત્ત છે. તે ચોસઠ હજાર જોજન ઉંચપણે છે એક હજાર જોજન ઉંડા છે સઘળે મૂળે અને શીખરે ધાન ભરવાના પાલાને સંસ્થાને સંસ્થીત છે. દશ હજાર જોજન લાંબપણે પોહોળપણે છે. એકત્રીશ હજાર છસેંને ત્રેવીશ જોજન પરિધીપણે ફરતા છે. સર્વ રત્નમય છે. આછા જાવત્ પ્રતિરૂપ છે. પ્રત્યેક પ્રત્યેક પદ્મવર વેદિકાએ ને વનખંડે પરીક્ષીપ્ત છે. વેદિકા ને વનખંડનો વર્ણન કરવો. તે ઉપરે સમ ભૂમિભાગ છે. જાવત્ દેવતા વસેછે. તે વચે સિદ્ધાયતન છે. પૂર્વે માન અંજનગીરી પર્વત્તને વિષે જે સિદ્ધાયતનની વ્યક્તવ્યતા કહી તેહીજ નિરવિશેષપણે કહેવી. જાવત્ ઉપરે આઠ આઠ મંગળીક. છે.

વળી તીહાં જે દક્ષિણ દિશનો અંજન પર્વત્ત છે તેહને ચારે દિશે ચાર નંદાપુષ્કરણી વાવ છે. તે ભદ્રા ૧, વિશાળા ૨, કુમુદા ૩, ને પુંડરંગિણ ૪. તેહીજ પ્રમાણ કહેવું. તેમજ તે માંહે વચે દધીમુખ પર્વત્ત છે તેહીજ પ્રમાણ તીહાં સિદ્ધાયતન છે.

વળી તીહાં જે પશ્ચિમ દિશીનો અંજન ગીરી પર્વત્ત છે. તેહને ચારે દિશે ચાર નંદાપુષ્કરણી છે. નંદિષેના ૧, અમોધા ૨, ગોસ્થુભા ૩. ને સુદર્શના ૪. એહનું માન, એ માંહે દધીમુખ પર્વત્ત છે તેહનું માન સર્વ તેમજ કહેવું જાવત્ તે દધીમુખ ઉપરે સિદ્ધાયતન છે.

વળી તીહાં જે ઉત્તર દિશીનો અંજન પર્વત્ત છે તેહને ચાર દિશે ચાર નંદા પુષ્પકરણી છે. વિજયા ૧, વિજયંતી ૨, જયંતી ૩, ને અપરાજીત ૪ શેષ સર્વ તેમજ વાવનું માન તે માંહે દધીમુખ પર્વત્ત છે તેહનું માન. તે ઉપરે સિદ્ધાયતન છે તેહનું માન જાવત્ ચૈત્યવૃક્ષ લગે સર્વ વર્ણન પૂર્વલીપરે જાણવું.

(વળી તે વાવને અંતરાળે બે બે રતીકર પર્વત્ત છે એમ સોળ વાવ વચે બત્રીશ રતીકર પર્વત્ત છે તે ઇહાં કહ્યા નથી પણ બીજે સૂત્રે કહ્યા છે. તે માટે ચાર અંજનગીરી, સોળ દધીમુખ, ને બત્રીશ રતીકર એમ બાવન પર્વત્તે બાવન સિદ્ધાયતન નંદીસ્વર દ્વીપેછે.) તીહાં ઘણાં ભવનપતિ, વ્યંતર, જ્યોતિષિ, વૈમાનિક દેવતા ત્રણ ચોમાસાં તે. અશાડ ચોમાસું, કાર્તિક ચોમાસું, ને ફાગુણ ચોમાસું, ને સંવત્સરી પર્યુષણ પર્વ તથા અનેરી પણ ઘણી તિથિને વિષે તિર્થંકરના જન્મ કલ્યાણિક, દીક્ષા કલ્યાણિક, કેવળજ્ઞાન પ્રાપ્તિ કલ્યાણિક, પરિનિર્વાણ કલ્યાણિક ઇત્યાદિક દેવતા સંબંધી કાર્યને વિષે, દેવતા સમુદાયને વિષે, દેવ સંબંધી ગોષ્ટીને વિષે, દેવ સંબંધી સમવાયને વિષે, દેવ સંબંધી એહવા છત પ્રયોજનને વિષે એકાંત એકઠાં મળ્યાંથકાં પ્રમુદિત અત્યંત હર્ષવંત થકાં અષ્ટાનિકા માહા મહોત્સવ કરતાંથકાં સુખે સુખે વિચરે છે. વળી કઇલાસ અને હરીવાહન નામે દો એ દેવતા મહર્ધિક જાવત્ પલ્યોપમની સ્થિતિએ વસે છે તેણે અર્થે હે ગૌતમ! નંદીસ્વર દ્વીપ એહનું નામ કહીએ. જાવત્ એ નામ શાશ્વતું છે.

જ્યોતિષી ચંદ્રાદિક સર્વ સંખ્યાતા છે. એ નંદીસ્વર દ્વીપ કહ્યો.

| નંબર | દ્વીપ, સમુદ્રનાં નામ. | દ્વીપ, સમુદ્રનું પોહોળપણું. | દ્વીપ, સમુદ્રનું પરિધિપણું. |
|---|---|---|---|
| ૧૦ | અરૂણવર સમુદ્ર. | ૫૨૪૨૮૮૦૦૦૦૦ | ૬૬૩૧૭૬૭૪૨૪૫૩ |
| ૧૧ | અરૂણવરાવભાસ દ્વીપ. | ૧૦૪૮૫૭૬૦૦૦૦૦ | ૧૩૨૬૩૫૪૪૩૩૫૮૯ |
| ૧૧ | અરૂણવરાવભાસ સમુદ્ર. | ૨૦૯૭૧૫૨૦૦૦૦૦ | ૨૬૫૨૭૦૯૮૧૫૮૬૧ |
| ૧૨ | કુંડલ દ્વીપ. | ૪૧૯૫૪૩૦૪૦૦૦૦૦ | ૫૩૦૫૪૨૦૫૮૦૪૦૫ |
| ૧૨ | કુંડલ સમુદ્ર. | ૮૩૯૦૮૬૦૮૦૦૦૦૦ | ૧૦૬૧૦૮૪૨૧૦૯૪૯૩ |
| ૧૩ | કુંડલવર દ્વીપ. | ૧૬૭૭૭૨૧૬૦૦૦૦૦ | ૨૧૨૨૧૬૮૫૧૬૭૬૬૯ |
| ૧૩ | કુંહલવર સમુદ્ર. | ૩૩૫૫૪૪૩૨૦૦૦૦૦ | ૪૨૪૪૩૩૭૧૨૮૪૦૨૧ |
| ૧૪ | કુંડલવરાવભાસ દ્વીપ. | ૬૭૧૦૮૮૬૪૦૦૦૦૦ | ૮૪૮૮૬૭૪૩૫૧૬૭૨૫ |
| ૧૪ | કુંડલવરાવભાસ સમુદ્ર. | ૧૩૪૨૧૭૭૨૮૦૦૦૦૦ | ૧૬૯૭૭૩૪૮૭૯૮૨૧૩૩ |
| ૧૫ | રૂચક દ્વીપ. | ૨૬૮૪૩૫૪૫૬૦૦૦૦૦ | ૩૩૯૫૪૬૯૭૬૫૧૨૯૪૯ |
| ૧૫ | રૂચક સમુદ્ર. | ૫૩૬૮૭૦૯૧૨૦૦૦૦૦ | એમ સઘળે પૂર્વલી પરિધિને |
| ૧૬ | રૂચકવર દ્વીપ. | ઇહાંથી આગળે અસં- | બમણી કરીને તે માંહે |
| ૧૬ | રૂચકવર સમુદ્ર. | ખ્યાતા જોજનના દ્વીપ, | ૯૪૮૬૮૩ નવ લાખ, અડ- |
| ૧૭ | રૂચકવરાવભાસ દ્વીપ. | સમુદ્ર કહેવા (ક્રોડાક્રોડ | તાલીશ હજાર, છસેં, ત્રીયાશી |
| ૧૭ | રૂચકવરાવભાસ સમુદ્ર. | ઉપરાંત તે લોક વ્યવહારે | એટલા ભેળવીએ તેની જે |
| ૧૮ | હાર દ્વીપ. | અસંખ્યાતું કહીએ તે | સંખ્યા થાય તે આગળે પરિધિ |
| ૧૮ | હાર સમુદ્ર. | માટે.) | થાય એમ સર્વત્ર સમજવું. |
| ૧૯ | હારવર દ્વીપ. | | (એ આમ્ના લખી છે.) |
| ૧૯ | હારવર સમુદ્ર. | | |
| ૨૦ | હારવરાવભાસ દ્વીપ. | | |
| ૨૦ | હારવરાવભાસ સમુદ્ર. | | |

(પંદરમો રૂચક દ્વીપ ને પંદરમો રૂચક સમુદ્ર ત્યાં લગે દ્વીપ સમુદ્રના માન પોહોળપણે તથા પરિધિપણે સંખ્યાતા જોજન પ્રમાણ છે. (જંઘાચારણ સાધુ પ્રમુખ મનુષ્ય પણ પંદરમા રૂચક દ્વીપ લગે જઇ શકે તે આગળે ન જાય.) જ્યોતિષ ચક્ર પણ સર્વ સંખ્યાતું કહેવું, અને એ આગળે જે દ્વીપ, સમુદ્ર છે તે સર્વ એકેકથી બમણા પોહોળપણે અસંખ્યાતા જોજનના કહેવા. ત્યાં જ્યોતીષ ચક્ર પણ સર્વ અસંખ્યાતું કહેવું. (ક્રોડાક્રોડ ઉપરાંત તે લોક વ્યવહારે અસંખ્યાતું કહીએ તે ભાવે.) વળી જંબુ, લવણાદિક નામે પ્રત્યેકે પ્રત્યેકે અસંખ્યાતા છે જાવત્ સૂરવરાવભાસ સમુદ્ર લગે કહેવું. તે પછી પાંચ દ્વીપ ને પાંચ સમુદ્ર છેહલા છે. તે એકેક નામે છે (એ નામે બીજા વધારે નથી) તેના નામ. દેવદ્વીપ ૧. દેવસમુદ્ર ૧. નાગદ્વીપ ૨. નાગસમુદ્ર ૨, યક્ષદ્વીપ ૩, યક્ષસમુદ્ર ૩, ભૂતદ્વીપ ૪, ભૂતસમુદ્ર ૪. સ્વયંભૂરમણ દ્વીપ ૫, સ્વયંભૂરમણ સમુદ્ર ૫. તે છેલો સ્વયંભૂરમણ સમુદ્ર રાજનો ચોથો ભાગ ઝાઝેરો પોહોળપણે છે ને ત્રણ રાજ અને રાજનો છઠો ભાગ એટલો ફરતો પરિધિપણે છે. તથા જંબુદ્વીપના મધ્ય મેરૂપર્વત્તથકી માંડીને એક દિશાએ સ્વયંભૂરમણ દ્વીપનાં છેહ (છેડા) લગે સર્વ અસંખ્યાતા દ્વીપ, સમુદ્ર દોઢ લાખ જોજને ઓછા રાજના ચોથા ભાગમાં રહ્યા છે. એક છેલો એક સ્વયંભૂરમણ સમુદ્ર એક દિશાએ પોહોળપણે દોઢ લાખ જોજને અધીક રાજના ચોથા ભાગમાં રહ્યોછે તથા પ્રતર ગણીતે ગણીત ભાગપદ જોઇએ ત્યારે રત્નપ્રભા પૃથવીના ચોથા ભાગ માઠેરા માંહે અસંખ્યાતા સર્વ દ્વીપ, સમુદ્ર રહ્યા છે. અને ત્રણ ભાગ ઝાઝેરામાંહે એક સ્વયંભૂરમણ સમુદ્ર રહ્યો છે. એવડો સ્વયંભૂરમણ સમુદ્ર મોટો છે. તથા રત્નપ્રભા પ્રથ્વીના ચાર ભાગ માંહે સર્વ સમુદ્ર છે અને તેમા એક ભાગ માંહે સર્વ દ્વીપ છે. (ઇતિ તત્વં.) એ દ્વીપ સમુદ્રના નામ તથા સમવતુની કહી.

વળી પદ્મવર વેદિકા, વનખંડ, દ્વારાંતર તેમજ કહેવાં સંખ્યાતા લાખ જોજન દ્વારના અંતર છે. જાવત્ અર્થ કહે છે. તે દ્વીપે વાવ પ્રમુખ છે તે ઇક્ષુરસ સમાન પાણીએ ભરી છે. ને ઉત્પાત પર્વત્ત છે તે સર્વ વજ્ર રત્નમય છે. અશોક અને વિતશોક નામા ઇહાં બે દેવતા મહર્ધિક જાવંત્ વસે છે. તેણે અર્થે અરૂણદ્વીપ નામ કહીએ જાવત્ સર્વ જ્યોતિષી સંખ્યાતા છે.

## ૯૬. અરૂણોદધી સમુદ્ર. ॥૯॥

તે અરૂણદ્વીપ પ્રતે અરૂણોદધીનામા સમુદ્ર વૃત વળીયાને આકારે વીટીને રહ્યો છે. તેનો પણ તેમજ વિષંભ, પરીક્ષેપ સંખ્યાતા જોજનનો છે અર્થ ઇક્ષુવર સમુદ્રની પરે કહેવો. પણ એટલો વિશેષ જે સૂભદ્ર ને સમણભદ્રનામા ઇહાં બે દેવતા મહર્ધિક વસે છે શેષ સર્વ તેમજ કહેવું.

## ૯૭. અરૂણવર દ્વીપ. ॥૧૦॥

તે અરૂણોદધી સમુદ્ર પ્રતે અરૂણવરનામા દસમો દ્વીપ વૃત્ત વળીયાને આકારે વીટીને રહ્યો છે. તેમજ સર્વ કહેવું. જાવત્ અર્થ કહે છે. ત્યા વાવ પ્રમુખ ઇક્ષુરસ સમાન પાણીએ ભરી છે. ત્યાં ઉત્પાત પર્વત્ત છે. તે સર્વ વજ્ર રત્નમય છે. આછા છે. અરૂણવરભંદ્ર ને અરૂણવર માહાભદ્ર નામે ઇહાં બે દેવતા મહર્ધિક વસે છે.

## ૯૮. અરૂણોવરદધિ સમુદ્ર. ॥૧૦॥

તે દ્વીપને અરૂણોવરદધી સમુદ્ર વીટીને રહ્યો છે. જાવત્ અરૂણવર ને અરૂણ મહાવર નામે ઇહાં બે દેવતા છે શેષ સર્વ તેમજ કહેવું.

## ૯૯. અરૂણવરાવભાસ દ્વીપ. ॥૧૧॥

તે અરૂણવર સમુદ્ર પ્રતે અરૂણવરાવ ભાસનામા અગ્યારમો દ્વીપ વૃત વીટીને રહયો છે. જાવત્ અરૂણવરાવભાસભદ્ર ને અરૂણવરાવભાસ મહાભદ્ર નામે ઇહાં બે દેવતા મહર્ધિક વસેછે.

## ૧૦૦. અરૂણવરાવભાસ સમુદ્ર ॥૧૧॥

તે દ્વીપને અરૂણવરાવભાસ સમુદ્ર વીટીને રહયો છે. ત્યાં અરૂણવરાવભાસવર ને અરૂણવરાવભાસ માહાવર નામે ઇહાં બે દેવતા મહર્ધિક વસે છે.

## ૧૦૧. કુંડલ દ્વીપ. ॥૧૨॥

તે કેડે બારમો કુંડલ દ્વીપ છે. ત્યાં કુંડલભદ્ર ને કુંડલ માહાભદ્ર નામે બે દેવતા મહર્ધિક છે.

## ૧૦૨. કુંડલોદધી સમુદ્ર ॥૧૨॥

તે પુંઠે કુંડલોદધી સમુદ્ર છે. તીહાં ચક્ષુસુભ ને ચક્ષુકાન્ત એ બે દેવતા મહર્ધિક વસેછે.

## ૧૦૩. કુંડલવર દ્વીપ ॥૧૩॥

તે કેડે તેરમો કુંડલવર દ્વીપ છે તીહાં કુંડલવર ભદ્ર ને કુંડલવર મહાભદ્ર નામે બે દેવતા મહર્ધિક વસે છે.

## ૧૦૪. કુંડલવર સમુદ્ર ॥૧૩॥

તે કેડે કુંડલવર સમુદ્ર છે. તીહાં કુંડલવર ને કુંડલ મહાવર નામે બે દેવતા મહર્ધિક વસે છે.

## ૧૦૫. કુંડલવરાવભાસ દ્વીપ. ॥૧૪॥

તે કેડે કુંડલવરાવભાસનામા દ્વીપ છે. તે ચઉદમો દ્વીપ છે. તીહાં કુંડલવરાવભાસ ભદ્ર ને કુંડલવરાવભાસ માહા ભદ્ર નામે બે દેવતા વસે છે.

## ૧૦૬. કુંડલવરાવભાસ સમુદ્ર. ॥૧૪॥

તે આગળે કુંડલવરાવભાસ સમુદ્ર છે. તીહાં કુંડલવરાવભાસવર ને કુંડલવરાવભાસ માહા વર. એવે નામે બે દેવતા મહર્ધિક વસે છે.

## ૧૦૭. રૂચક દ્વીપ. ॥૧૫॥

તે કુંડલવરાવભાસ સમુદ્રપ્રતે પંદરમો રૂચકનામા દ્વીપ છે. તે વૃત્ત વળીયાને આકારે વીંટીને રહયો છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે રૂચક દ્વીપ શું સમ ચક્રવાળે છે, કે વિષમ ચક્રવાળે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમ ચક્રવાળે છે, પણ વિષમ ચક્રવાળે નથી.

**પ્રશ્ન**—હે ભગવંત, તે રૂચક દ્વીપ કેટલો ચક્રવાળે પહોળો, ફરતો છે?

**ઉત્તર**—હે ગૌતમ, સંખ્યાતા લાખ જોજન ચક્રવાળે પહોળપણે છે. જાવત્ તીહાં સર્વાર્થ ને મનોરમ નામે બે દેવતા વસે છે. શેષ સર્વ તેમજ કહેવું.

## ૧૦૮. રૂચકોદધી સમુદ્ર. ॥૧૫॥

તે આગળે રૂચકોદધીનામા સમુદ્ર છે. જેમ ઇક્ષુવર સમુદ્ર તેમ અર્થ કહેવો. તે સંખ્યાતા લાખ જોજન પહોળપણે છે, ને સંખ્યાતા લાખ જોજન પરિધીપણે છે. દ્વાર થકી દ્વારનું અંતર પણ સંખ્યાતા લાખ જોજન છે. જ્યોતિષી પણ સર્વ સંખ્યાતા કહેવા અર્થ પણ ઇક્ષુવર સમુદ્રની પરે કહેવો. પણ તીહાં સુમનસ ને સૌમાનસ નામે બે દેવતા વસે છે. તેમજ કહેવું.

એ રૂચક સમુદ્ર લગે સર્વ સંખ્યાતું છે, ને તે પછી સર્વ અસંખ્યાતું છે. દ્વીપ સમુદ્રનું પહોળપણું, પરિધી, દ્વારાંતર, જ્યોતિષી, એ સર્વ અસંખ્યાતું કહેવું.

## ૧૦૯. રૂચકવર દ્વીપ. ॥૧૬॥

તે રૂચકોદધી સમુદ્રપ્રતે સોળમો રૂચકવર દ્વીપ વૃતાકારે વીંટીને રહ્યો છે. રૂચકવર ભદ્ર ને રૂચકવર માહા ભદ્ર નામે ઇહાં બે દેવતા વસે છે.

## ૧૧૦. રૂચકવરોદધી સમુદ્ર. ॥૧૬॥

તે કેડે રૂચકવરોદધી સમુદ્ર છે. રૂચકવર અને રૂચકમાહાવર નામે બે દેવતા વસે છે.

## ૧૧૧. રૂચકવરાવભાસ દ્વીપ. ॥૧૭॥

તે આગળે સતરમો રૂચકવરાવભાસ દ્વીપ છે. ત્યાં રૂચકવરાવભાસ ભદ્ર ને રૂચકવરાવભાસ માહા ભદ્ર નામે ઇહાં બે દેવતા મહર્ધિક છે.

## ૧૧૨. રૂચકવરાવભાસ સમુદ્ર. ॥૧૭॥

તે પછી રૂચકવરાવભાસ સમુદ્ર છે. ત્યાં રૂચકવરાવભાસવર ને રૂચકવરાવભાસ માહાવર નામે બે દેવતા વસે છે.

## ૧૧૩. હાર દ્વીપ. ॥૧૮॥

તે કેડે અઢારમો હાર દ્વીપ છે. ત્યાં હારભદ્ર ને હાર માહાભદ્ર નામે બે દેવતા વસેછે.

## ૧૧૪. હાર સમુદ્ર. ॥૧૮॥

તે કેડે હાર સમુદ્ર છે. ત્યાં હારવર ને હાર મહાવર નામે બે દેવતા વસે છે.

## ૧૧૫. હારવર દ્વીપ. ॥૧૯॥

તે પછી ઓગણીશમો હારવર દ્વીપ છે. ત્યાં હારવરભદ્ર ને હારવર મહાભદ્ર નામે બે દેવતા મહર્ધિક વસે છે.

## ૧૧૬. હારવર સમુદ્ર. ॥૧૯॥

તે પછી હારવર સમુદ્ર છે. ત્યાં હારવર ને હાર મહાવર નામે બે દેવતા વસે છે.

## ૧૧૭. હારવરાવભાસ દ્વીપ. ॥૨૦॥

તે પછી વીસમો હારવરાવભાસ દ્વીપ છે. ત્યાં હારવરાવભાસ ભદ્ર ને હારવરાવભાસ મહાભદ્ર નામે બે દેવતા વસે છે.

## ૧૧૮. હારવરાવ ભાસ સમુદ્ર. ॥૨૦॥

તે પછી હારવરાવ ભાસ સમુદ્ર છે. ત્યાં હારવરાવ ભાસવર ને હારવરાવભાસ મહાવર નામે બે દેવતા વસેછે.

એમ સર્વ દ્વીપ, સમુદ્ર ત્રીપત્યવતાર એટલે એકેકે નામે ત્રણ ત્રણ જાણવા જાવત સૂર્યવરાવભાસ સમુદ્ર લગે. ત્રીપત્યવતાર જાણવા. વળી દ્વીપને વિષે ભદ્ર ને મહાભદ્ર દેવતા ને સમુદ્રને વિષે વર ને મહાવર નામે દેવતા છે ને તેહને પુંકે દ્વીપ, સમુદ્રનું નામ જેટીએ ઇક્ષુવર થકી માંડીને સ્વયંભૂરમણ દ્વીપ લગે સર્વ દ્વીપને વિષે વાવ પ્રમુખ છે તે ઇક્ષુ રસ સમાન પાણીએ સર્વત્ર ભરી છે. તે વાવ માંહી ઉત્પાત પર્વત છે તે સર્વ વજ્ર રત્નમય છે.

## ૧૧૯. દેવદ્વીપ. ॥૨૧॥

તે સૂર્યવરાવભાસ સમુદ્ર પછી દેવદ્વીપ છે. ત્યાં બે દેવતા મહર્ધિક દેવભદ્ર ને દેવ માહાભદ્ર નામે વસે છે.

## ૧૨૦. દેવોદધી સમુદ્ર. ॥૨૧॥

તે પછી દેવોદધી સમુદ્ર છે. ત્યાં દેવવર ને દેવ મહાવર નામે બે દેવતા વસે છે.

દેવ દ્વીપ, દેવ સમુદ્ર, નાગ દ્વીપ, નાગ સમુદ્ર, યક્ષ દ્વીપ, યક્ષ સમુદ્ર, ભૂત દ્વીપ, ભૂત સમુદ્ર જાવત્ સ્વયંભૂરમણ દ્વીપ, ને સ્વયંભૂરમણ સમુદ્ર તે પછી દ્વીપ, સમુદ્ર નથી, પણ અલોક છે. જાવત્ સ્વયંભૂરમણ દ્વીપે સ્વયંભૂરમણ ભદ્ર ને સ્વયંભૂરમણ મહાભદ્ર નામે બે દેવતા મહર્ધિક વસે છે.

## ૧૨૧. સ્વયંભૂરમણ સમુદ્ર. ॥૨૨॥

તે સ્વયંભૂરમણ દ્વીપને સ્વયંભૂરમણ સમુદ્ર વૃત્ત વળીયાને આકારે ફરતો વીટીને રહ્યો છે. જાવત્ અસંખ્યાતા લાખ જોજન પોહોળપણે અને પરિધિપણે છે ( દોઢ લાખ જોજને અધીક રાજનો ચોથો ભાગ પોહોળપણે છે. )

**પ્રશ્ન**—હે ભગવંત, સ્વયંભૂરમણ સમુદ્ર એવું નામ શ્યે અર્થે કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, સ્વયંભૂરમણ સમુદ્રનું પાણી નિર્મળ છે. આછું, પથ્ય નિરોગ, જાચુ, હળવું સ્ફટિક સરખું વરણે કરી નિર્મળ ને સ્વભાવીક પાણી સમાન સ્વાદે કરીને છે. વળી સ્વયંભૂરમણવર ને સ્વયંભૂરમણમહાવર નામે ઇહાં બે દેવતા વસે છે. શેષ સર્વ તેમજ પૂર્વલીપરે જાણવું. જાવત્ અસંખ્યાતી ક્રોડાક્રોડી તારાના સમુહ શોભતા હુવા, શોભે છે ને શોભશે.

## ૧૨૨. સર્વ દ્વીપ, સમુદ્ર આશ્રી અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલા જંબુદ્વીપ એવે નામે દ્વીપ છે?

**ઉત્તર**—હે ગૌતમ, અસંખ્યાતા જંબુદ્વીપ નામે દ્વીપ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલા લવણ સમુદ્ર એહવે નામે સમુદ્ર છે?

**ઉત્તર**—હે ગૌતમ, અસંખ્યાતા લવણ સમુદ્ર નામે સમુદ્ર છે.

વળી એમ ધાતકીખંડ નામે પણ અસંખ્યાતા દ્વીપ છે. એમ જાવત્ અસંખ્યાતા સૂર્યવરાવભાસ સમુદ્ર નામે છે. પણ દેવદ્વીપ નામે એકજ દ્વીપ છે. તેમ દેવોદધી સમુદ્ર નામે એકજ સમુદ્ર છે એમ નાગ દ્વીપ, નાગ સમુદ્ર, યક્ષ દ્વીપ, યક્ષ સમુદ્ર, ભૂત દ્વીપ, ભૂત સમુદ્ર, સ્વયંભૂરમણ દ્વીપ, સ્વયંભૂરમણ સમુદ્ર. એ પાંચ દ્વીપ, સમુદ્ર, નામથકી એકેકાજ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, લવણનામા સમુદ્રનું પાણી કેવે સ્વાદે છે?

**ઉત્તર**—હે ગૌતમ, લવણ સમુદ્રનું પાણી આંબીલ મલીન છે. ગોમૂત્ર સરખું, લૂણસરખું કડૂયુ, ખારૂં, અણપીવાજોગ્ય ઘણા દુપદ, ચઉપદ, મૃગ, પશુ, પંખી. સરીસર્પ, મનુષ્યને પીવા જોગ્ય નથી, પણ એટલો વિસેષ જે કેવળ તે જળમાંહે જે મચ્છાદિક ઉપના છે તેહને પીવા જોગ્ય છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કાળોદધી નામા સમુદ્રનું પાણી કહેવું આસ્વાદે છે?

ઊ-તર—હે ગૌતમ, આસલે સુખકારી, પુષ્ટકારી, મનોહર છે. વર્ણે કાળું છે. અડદના પુંજ (ઢગલા) સરખું વર્ણે છે. ને સ્વભાવીક પાણી સમાન સ્વાદ છે.

પ્રશ્ન—હે ભગવંત, પુષ્કરોદધી સમુદ્રનું પાણી કેહવું સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, આછું, નિર્મળ, જાચુ, હળવું સ્ફટિક સરીખું સ્વેત વર્ણે ને નિર્મળ સ્વભાવિક પાણી સમાન સ્વાદે છે.

પ્રશ્ન—હે ભગવંત, વારૂણોદધી સમુદ્રનું પાણી કેહવું સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ કોઇ પત્રનો આસવ હોય, ફુલનો આસવ હોય, ખજુરનો સાર હોય, દ્રાખનો સાર (રસ) હોય, પાકી સેલડીનો રસ હોય, મેરક મદ્યજાતી, કાપીસાયન (મદિરા વિશેષ) ચંદ્રપ્રભા મદિરા, મણિસીલાકા મદિરા, વરપ્રધાન સીંધુ (મદ્ય) ઉત્તમ વારૂણી મદિરા, આઠ વાર પીષ્ટે પરણીત મદિરા, જાંબુના ફળ સમાન કાળી ઉત્તમ મદિરા, ઉત્કૃષ્ટ મદવંત, લગારેક હોઠે પીતાં વિલંબ કરે (મીઠી માટે) ચડાહે કરી લગારેક આંખ લાલ કરે. આસ્વાદવા જોગ્ય છે. પુષ્ટકારી, મનોહર, વર્ણે કરી સહીત જાવત્ સ્પર્શે કરી સહીત હોય. ત્યારે ગૌતમ પુછે છે.

પ્રશ્ન—હે ભગવંત, વારૂણોદધી સમુદ્રનું પાણી એહવે સ્વાદે છે?

ઉ-તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં વારૂણોદધી સમુદ્રનું પાણી એથકી અત્યંત ઇષ્ટ છે. જાવત્ સ્વાદે કરીને કહ્યું છે.

પ્રશ્ન—હે ભગવંત, ક્ષીરોદધી સમુદ્રનું પાણી કેહવે સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ કોઇ રાજા ચાતુરંત ચક્રવર્ત્તિને અર્થે ચાતુરંત ચાર ઠામે પરણીત એહવું ગાયનું દૂધ હોય. (દશ હજાર ગાયનું દૂધ એક હજાર ગાયને પાઇએ, હજારનું સોને, સોનું દશને, અને દશ ગાયનું દૂધ એક ગાયને પાઇએ તે ચાતુરક કહીએ.) તે દૂધ વળી પ્રયત્ને, ઉદ્યમે કરીને મંદ અગ્નીએ કઢયું વર્ણે કરી સહીત ઉત્તમ ખાંડ, ગોળ અને સાકર તેણે કરી સહીત જાવત્ સ્પર્શે કરી સહીત હોય ત્યારે ગૌતમ પુછે છે.

પ્રશ્ન—હે ભગવંત, ક્ષીરોદધી સમુદ્રનું પાણી એહવે સ્વાદે છે?

ઉ-તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. એ ક્ષીર સમુદ્રનું પાણી એથકી અત્યંત ઇષ્ટ જાવત્ આસ્વાદે કરીને છે.

પ્રશ્ન—હે ભગવંત, ધૃતોદધી સમુદ્રનું પાણી કેહવું સ્વાદે છે?

ઉ-તર—હે ગૌતમ, ધૃતોદધી સમુદ્રનું પાણી જેમ કોઇ શરદકાળનો ગૌધૃતનો (ગાયનાઘીનો) માંડો, (સમુહ) સલકી તથા સ્વેદ કણયર તેહનાં ફુલને વર્ણે ધોળો જાણીપણે કરીને ઉદાર મનોહર તાજુ તાવેલું કીટા કચરા રહીત વર્ણે કરી સહીત જાવત્ સ્પર્શે કરી સહીત હોય. ત્યારે ગૌતમ પુછે છે.

પ્રશ્ન—હે ભગવંત, ધૃતોદધી સમુદ્રનું પાણી એહવે સ્વાદે છે?

**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ધૃતોદધી સમુદ્રનું પાણી એથકી અસંત ઇષ્ટછે.

**પ્રશ્ન**—હે ભગવંત, ઇક્ષુવર સમુદ્રનું પાણી કેહવું સ્વાદે છે?

**ઊ-તર**—હે ગૌતમ, જેમ કોઇ સેળડી જાતી, ખુડ દેશની ઉપની, હરીયાળ સરીખી પીત્ત વર્ણ પરીપકપણાથી કાળી ગાંઠ છે. સાંઠાનો હેઠલો ભાગ ને ઉપરલો ભાગ વરજીને વચલો ભાગ રાખીને બળવંત મનુષ્યે યંત્ર કોળા (સીચોડા) માંહે ઘાલીને પીલી તેહનો જે રસ હોય તે વસ્ત્રે કરી ગળીત. તજ, એલચી, કેશર, કપુર. એ ચાતુર્જાતકે વાસીત. અસંત પથ્ય નિરોગ હળવો વર્ણે કરી સહીત જાવત્ સ્પર્શે કરી સહીત હોય ત્યારે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ઇક્ષુવર સમુદ્રનું પાણી એહવે સ્વાદે છે?

**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ઇક્ષુવર સમુદ્રનું પાણી એથકી અસંત ઇષ્ટ છે. એમ શેષ સર્વ સમુદ્રના પાણી ઇક્ષુરસ સરીખાં જાણવાં. જાવત્ ભૂતોદધી સમુદ્ર લગે એમ કહેવું.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્વયંભૂરમણ સમુદ્રનું પાણી કેહવું સ્વાદે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સ્વયંભૂરમણ સમુદ્રનું પાણી આછું, જાત્યુ, પથ્ય, નિર્મળ, જેમ પુષ્કરોદધી સમુદ્રનું પાણી કહ્યું તેમ કહેવું.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલા સમુદ્રના પાણી જુદા જુદા સ્વાદવંત છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચાર સમુદ્રના પાણી, જુદા જુદા સ્વાદવંત છે. લવણ સમુદ્ર ૧, વારૂણોદધી સમુદ્ર ૨, ક્ષીરોદધી સમુદ્ર ૩, ને ધૃતોદધી સમુદ્ર ૪. એ ચારના જુદા જુદા સ્વાદ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલા સમુદ્રનાં પાણી સ્વભાવીક પાણી જેહવાં સ્વાદે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્રણ સમુદ્રનાં પાણી સ્વભાવીક પાણી સરખાં સ્વાદે છે. કાળોદધી સમુદ્ર ૧, પુષ્કરોદધી સમુદ્ર ૨, ને સ્વયંભૂરમણ સમુદ્ર ૩, એમ શેષ સર્વ સમુદ્રનાં પાણી ઇક્ષુ સેલડીના રસ સમાન સ્વાદવંત છે. અહો શ્રમણો આવખાવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલા સમુદ્ર ઘણે મચ્છ કચ્છપાદિ જળચર જીવે કરી સહીત સમુદ્રછે?
**ઉત્તર**—હે ગૌતમ, ત્રણ સમુદ્ર ઘણે મચ્છ કચ્છાદિ જળચર જીવે કરી સહીત છે. લવણ સમુદ્ર ૧, કાળોદધી સમુદ્ર ૨, ને સ્વયંભૂરમણ સમુદ્ર ૩. અવશેષ બીજા સર્વ સમુદ્ર થોડે મચ્છ કચ્છપે કરી સહીત છે.

**પ્રશ્ન**—હે ભગવંત, લવણ સમુદ્રને વિષે કેટલી મચ્છની કુળકોડી છે ને કેતેનીના લક્ષ છે?
**ઉત્તર**—હે ગૌતમ, સાત લક્ષ કુળકોડી મચ્છની જાત છે ને અનેક જાતની છે.
**પ્રશ્ન**—હે ભગવંત, કાળોદધી સમુદ્રને વિષે કેટલી મચ્છની જાતની કુળકોડી જાતની છે?
**ઉત્તર**—હે ગૌતમ, નવ લક્ષ કુળકોડી મચ્છની જાત છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્વયંભૂરમણ સમુદ્રને વિષે કેટલી મચ્છની કુળકોડી જાત છે?

**ઉત્તર**—હે ગૌતમ, સાડીબાર લાખ કુળકોડી મચ્છની જાત છે.

**પ્રશ્ન**—હે ભગવંત, લવણ સમુદ્રને વિષે મચ્છની કેવડી મોટી શરીરની અવગાહના છે?

**ઊત્તર**—હે ગૌતમ, જઘન્યથી આંગુળનો અસંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટપણે પાંચસેં જોજન મચ્છના શરીર છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કાળોદધી સમુદ્રને વિષે મચ્છની કેવડી મોટી શરીરની અવગાહના છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય આંગુળનો અસંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટપણે સાતસેં જોજન મચ્છનાં શરીર છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્વયંભૂરમણ સમુદ્રને વિષે મચ્છની કેવડી મોટી શરીરની અવગાહનાછે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય આંગુળનો અસંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટપણે એક હજાર જોજન મચ્છનાં શરીર છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલે નામે કરી દ્વીપ, સમુદ્ર છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેટલા લોકને વિષે સુભ નામ છે, સુભ વર્ણ છે. જાવત્ સુભ સ્પર્શ છે, એટલે નામે દ્વીપ, સમુદ્ર છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દ્વીપ, સમુદ્ર કેટલા ઉદ્ધાર સમયને માને કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેટલા અઢી સાગરોપમના ઉદ્ધાર સમય થાય (ઉછેદા આંગુળના જોજન પ્રમાણ લાંબો પોહોળો પાલો કરીએ તેમાં જુગળીયાના બાળકના કેશ (ગોવાળા) એકેકના સંખ્યાતા ખંડ કલ્પીને તેણે ઠામે ભરીએ. તે સમયે સમયે એકેકો ખંડ કાઢતાં જેટલે કાળે તે પાલો ઠાલો થાય ત્યારે એક ઉદ્ધાર પલ્યોપમ થાય. એહવા દશ કોડાકોડ પલ્યોપમે એક ઉદ્ધાર સાગરોપમ થાય. એહવા અઢી સાગરોપમના સમય પ્રમાણ દ્વીપ, સમુદ્ર છે.) એટલા દ્વીપ, સમુદ્ર ઉદ્ધાર સમયને માને છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દ્વીપ, સમુદ્ર શું પૃથ્વી પરીણામે છે, કે જીવ પરીણામે છે, કે પુદ્ગળ પરીણામે છે?

**ઉત્તર**—હે ગૌતમ, પૃથ્વી પરીણામે છે. જીવ પરિણામે છે ને પુદ્ગળ પરીણામે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દ્વીપ સમુદ્રને વિષે સર્વ પ્રાણી (બેઇંદ્રિયાદિક) સર્વ ભૂત (વનસ્પતિ) સર્વ જીવ (પચેંદ્રિ) સર્વ સત્વ (પૃથ્વ્યાદિ) પૃથ્વીકાયપણે જાવત્ ત્રસકાયપણે પૂર્વે ઉપના છે?

**ઉત્તર**—હે ગૌતમ, અનેકવાર વારંવાર અનંતિવાર સર્વ ઉપના છે. એ દ્વીપ, સમુદ્રનો અધિકાર સર્વ પુરો થયો.

## ૧૨૩. ઇંદ્રિયનો વિષય અને દેવસત્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલે ભેદે ઇંદ્રિય વિષયરૂપ પુદ્ગળ પરીણામ કહ્યા છે?

**ઊત્તર**—હે ગૌતમ, પાંચ ભેદે ઇંદ્રીય વિષય પુદ્ગળ પરીણામ કહ્યાં છે. તે શ્રોતેંદ્રિનો વિષય ૧, જાવત્ સ્પર્શેંદ્રીનો વિષય. ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, શ્રોતેંદ્રીયનો પુદ્દગળ પરીણામ કેટલે ભેદે કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે. શુભ શબ્દ પરીણામ ૧, ને દુષ્ટ સબ્દ પરીણામ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, ચક્ષુ ઇંદ્રિયનો વિષય પુદ્દગળ પરીણામ કેટલે ભેદે કહયો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે. સુરૂપ પરીણામ ૧. ને દુરૂપ પરીણામ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, ઘ્રાણેંદ્રિયનો વિષય પુદ્દગળ પરીણામ- કેટલે ભેદે કહયો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે. સુગંધ પરીણામ ૧. ને દુર્ગંધ પરીણામ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, રસેંદ્રિય વિષયનો પુદ્દગળ પરીણામ કેટલે ભેદે કહયો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે. સુભ રસ પરીણામ ૧. ને દુષ્ટ રસ પરીણામ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્પર્શેંદ્રિય વિષયનો પુદ્દગળ પરીણામ કેટલે ભેદે કહયો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે. સુસ્પર્શ પરીણામ ૧. ને દુસ્પર્શ પરીણામ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, તે નિશ્ચે અનેક પ્રકારના શબ્દ પરીણામને વિષે, અનેક પ્રકારના રૂપ પરીણામને વિષે, એમ ગંધ પરીણામને વિષે, રસ પરીણામને વિષે, સ્પર્શ પરીણામને વિષે પરીણમતા પુદ્દગળ તેહને પરીણામે છે એમ કહીએ?

**ઉત્તર**—હે ગૌતમ, હા. અનેક પ્રકારના શબ્દ પરીણામને વિષે જાવત્ પરીણમતા પુદ્દગળ તેહને પરીણામે છે એમ કહીએ.

**ઉ-તર**—હે ગૌતમ, હા. એમ કરવાને સમર્થ થાય.

**પ્રશ્ન**—હે ભગવંત, તે કેણે અર્થે એમ કહો છો જે દેવતા મહર્ધિક જાવત્ ગ્રહી શકે?

**ઉ-તર**—હે ગૌતમ, પાષાણાદિક પુદ્દગળ નાખતી વેળાએ પ્રથમ સીઘ્ર (ઉતાવળી) ગતીવંત થઇને, ત્યાર પછી મંદ (હળવી) ગતીવંત થાય. ને દેવતા મહર્ધિક જાવત્ માહા પ્રભાવંત પૂર્વે પણ ને પછી પણ ઉતાવળો ઉતાવળી ગતીવંત હોય તેણે અર્થે હે ગૌતમ! એમ કહીએ છીએ જે જાવત્ તે દેવતા નિશ્ચે જંબુદ્વીપને પછવાડે એકવીસ વાર ફરીને તે પુદ્દગળને ગ્રહે. મેરૂની ચૂલિકાએ દેવતા બેઠો. ને જગતીની પોળે દેવાંગ્ના રહી ને તે હાથથી પાષાણાદિ પુદ્દગળ નાખે, ભૂમિ ઉપર મુકે એટલે તે દેવતા મેરૂથકી જંબુદ્વીપની પાછળ એકવીશ વાર ફરીને તે પાષાણાદિક પુદ્દગળને ભૂમિએ પડે નહીં એવામાં ગ્રહણ કરી લે એવી સીઘ્ર ગતિ દેવતા કરે.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા કોઇક મહર્ધિક જાવત્ માહા પ્રભાવવંત બાહીરલા અન્ય પુદ્દગળ શરીરથી લીધા વિના પૂર્વે પહેલાંજ વાળ પ્રતે છેદયા ભેદયા વિનાં ગ્રહવા સમર્થ થાય? ગાંઠ બાંધી-શકે?

**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. (એટલે ગ્રહણ કરવા સમર્થ ન થાય.)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા અન્ય પુદ્દગળ, શરીરથી લીધા વિનાં પૂર્વેંજ વાળપ્રતે છેદી ભેદીને ગ્રહવા સમર્થ થાય? ગાંઠ બાંધી શકે?

**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. એટલે ગ્રહણ કરવા સમર્થ ન થાય.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા પુદ્દગળ ગ્રહીને પૂર્વેંજ વાળ પ્રતે છેદયા ભેદયા વિના ગ્રહવા સમર્થ થાય? ગાંઠ કરી શકે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા પુદ્દગળ ગ્રહીને પૂર્વેંજ વાળપ્રતે છેદી ભેદીને ગ્રહવા સમર્થ થાય? ગાંઠ કરી શકે?

**ઊત્તર**—હે ગૌતમ, હા. સમર્થ થાય ગ્રંથી કરવા દ્રઢ બંધને બાંધે તેહીજ ગાંઠ પ્રતે છદ્મસ્થ જીવ ન જાણે ન દેખે એહવી સુક્ષ્મ ગાંઠ તે દેવતા કરે.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા પુદ્દગળ અણગ્રહેયકે પૂર્વેંજ વાળ પ્રતે છેદયા વિના ભેદયા વિના દીર્ઘ (મોટો લાંબો) કરવા અથવા હ્રસ્વ (લઘુ નાનો ટુંકો) કરવા સમર્થ થાય?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. (કરી શકે નહીં.)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા શરીરથી અન્ય પુદ્દગળ લીધે. વિના પૂર્વેંજ વાળ પ્રતે છેદી ભેદીને દીર્ઘ કરવા અથવા લઘુ કરવા સમર્થ થાય?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. (કરી શકે નહીં.)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા પુદ્ગળ ગ્રહીને પૂર્વેજ વાળ પ્રતે છેદ્યા ભેદ્યા વિના સમર્થ થાય? દીર્ઘ કરવા અથવા લઘુ કરવા?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. (કરી શકે નહીં.)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા પુદ્ગળ ગ્રહીને પૂર્વેજ વાળ પ્રતે છેદી ભેદીને સમર્થ થાય? તે ગાંઠ દીર્ઘ કરવા અથવા લઘુ કરવા?

**ઉત્તર**—હે ગૌતમ, હા સમર્થ થાય. તે ગાંઠ પ્રતે છદ્મસ્થ જીવ ન જાણે ન દેખે એહવી સુક્ષ્મપણે ગાંઠને દીર્ઘ (મોટી) કરે અથવા લઘુ (નાની) કરે. એ ઇંદ્રીય વિષય તથા દેવ સત્તાનો વિચાર પુરો થયો. હવે ચાલતી જ્યોતિષિની વાત કહે છે.

## ૧૨૪. જ્યોતિષી દેવતાનો અધિકાર ચાલુ.

**પ્રશ્ન**—હે ભગવંત, ચંદ્રમા સૂર્યના વૈમાનની હેઠે જે તારારૂપ જ્યોતિષી દેવતા છે. તે કાન્તે કરી હીણ (ઓછા) તથા તુલ્ય (સરીખા) છે? વળી ચંદ્રમા સૂર્યને સમભાગે (જોડે) તારા છે તે કાન્તે કરી હીણ તથા તુલ્ય છે? વળી ચંદ્રમા સૂર્યના વૈમાનને ઉપરે તારા છે તે કાન્તે કરી હીણ તથા તુલ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા. તે તારા કાન્તે કરી હીણ તથા તુલ્ય છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે શ્યે અર્થે એમ કહો છો જે ચંદ્રમા સૂર્યના વૈમાનની હેઠે જાવત્ ઉપરે તારા છે તે કાન્તિયાદિકે કરી હીણ તથા તુલ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ જેમ જેવા જેવા તે તારારૂપ વૈમાનના અધિષ્ટાયક દેવતાનાં પૂર્વ ભવને વિષે તપ, નિયમ, બ્રહ્મચર્ય પ્રમુખ ઉત્કૃષ્ટા કીધાં ઉદયે આવ્યાં તેમ તેમ તે દેવતાને કાંન્તાદિકે કરી તેવાં તેવાં લઘુપણે તુલ્ય બરોબરપણે કહેવાય. તેણે અર્થે હે ગૌતમ! ચંદ્રમા સૂર્યને જાવત્ ઉપરે પણ તારા કાન્તાદિકે હીણ તથા તુલ્ય છે. (જેણે પાછલે ભવે તપ, નિયમ, બ્રહ્મચર્યાદિક મંદપણે કર્યાં છે તે પ્રાણી તારારૂપ વૈમાનાધિપતિ દેવ ભવને પામ્યા. ચંદ્ર, સૂર્યથી દ્યુતિ કાંન્તિ વૈભવાદિકની અપેક્ષાયે હીન થાય છે, ને જેણે ભવાંન્તરને વિષે તપ, નિયમ બ્રહ્મચર્યાદિ ઉત્કૃષ્ટપણે આચર્યા છે તે પ્રાણી તારારૂપ વૈમાનનું અધિપતિપણું પામ્યા દ્યુતિ કાંન્તિ વૈભવાદિકે ચંદ્ર, સૂર્ય, દેવ બરોબર વૈમાન હોય, જેમ મનુષ્ય રાજ્ય પામ્યા નથી પણ રાજાની બરોબર સુખ ભોગવે છે તેમ.)

**પ્રશ્ન**—હે ભગવંત, એકેકા ચંદ્રમા સૂર્યને કેટલા નક્ષત્રનો પરીવાર છે? કેટલા મોટા ગ્રહનો પરીવાર છે? ને કેટલી ક્રોડાક્રોડી તારાનો પરીવાર છે?

**ઉત્તર**—હે ગૌતમ, એકેકા ચંદ્રમા સૂર્યને અઠયાસી મોહોટા ગ્રહ (મંગળ પ્રમુખ) ને અઠયાવીસ નક્ષત્ર (અભિચિત પ્રમુખ) એ એક ચંદ્રમાનો પરીવાર છે. (ગ્રહ, નક્ષત્ર, તારા એ સર્વ ચંદ્રમાના સેવક છે તો પણ ઇહાં સૂર્ય, ચંદ્રમા બે ઇંદ્ર છે તે માટે બનેનો મધ્યસ્થ ભાવે પરીવાર કહ્યો.) હવે તારાની સંખ્યા કહે છે. છાસઠ હજાર, નવસે પંચોતેર એટલી ક્રોડાક્રોડી તારા એક ચંદ્રમાનો પરીવાર છે.

## જ્યોતિષિ દેવતાનો અધિકાર ચાલુ.

**પ્રશ્ન**—હે ભગવંત, જંબુદ્વીપનામા દ્વીપે મેરૂ પર્વત્તના પૂર્વ દીશીના ચરીમાંતથકી કેટલા
અબાધાએ (વેગળા) જ્યોતિષી દેવતા ચાર કરે છે? (ફરે છે?)

**ઉત્તર**—હે ગૌતમ, અગ્યારસેં ને એકવીશ જોજન એટલા અબાધાએ (છેટે) જ્યોતિષી
ફરે છે. એમ દક્ષિણના, પશ્ચિમના, ઉત્તરના છેડાથી અગ્યારસેં એકવીસ જોજન વેગળે
જાવત્ ફરે છે મેરૂથી એટલે છેટે જ્યોતિષી છે.

**પ્રશ્ન**—હે ભગવંત, લોકના અંતથકી (માહીલીકોરે) કેટલે વેગળા જ્યોતિષી રહે છે?

**ઉ-તર**—હે ગૌતમ, અગ્યારસેં ને અગ્યાર જોજનની અબાધાએ જ્યોતિષી રહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના ઘણું સમ રમણિક ભૂમિ ભાગથકી (સમભૂતળ
થકી) કેટલે ઉંચા સર્વથી હેઠલા તારામંડળ ચાર કરે છે? કેટલે ઉંચા સૂર્ય વૈમાન ચાર
કરે છે? કેટલે ઉંચા ચંદ્રમા વૈમાન ચાર કરેછે? કેટલે ઉંચા સર્વથી ઉપરલા તારામંડળ
ચાર કરે છે?

**ઊ-તર**—હે ગૌતમ, એ રત્નપ્રભા પૃથ્વીના ઘણું સમ રમણિક ભૂમિભાગથકી સાતસેં,
નેવું જોજન ઉંચા સર્વથકી હેઠલા તારા ચાર કરે છે. સમભૂતળથકી આઠસેં જોજન
ઉંચા સૂર્ય વૈમાન ચાર કરે છે. સમભૂતળથકી આઠસેં, એંશી જોજન ઉંચા ચંદ્ર વૈમાન
ચાર કરે છે. સમભૂતળથકી નવસેં જોજન ઉંચા સર્વથકી ઉપરલા તારામંડળ ચાર કરેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, સર્વથકી હેઠલા તારામંડળથકી કેટલે ઉંચા સૂર્ય વૈમાન ચાર કરે છે?
કેટલે ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરે છે? કેટલે ઉંચા સર્વથકી ઉપરલા તારામંડળ ચાર
કરે છે? (ફરે છે.)

**ઊ-તર**—હે ગૌતમ, સર્વથી હેઠલા તારાથકી દશ જોજને ઉંચા સૂર્ય વૈમાન ચાર કરે છે.
નેવું જોજને ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરે છે. એકસો દશ જોજને ઉંચા સર્વથકી ઉપરલા
તારામંડળ ચાર કરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સૂર્ય વૈમાનથકી કેટલે ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરેછે? ને કેટલે ઉંચા
સર્વથકી ઉપરલા તારા ચાર કરે છે?

**ઉ-તર**—હે ગૌતમ, સૂર્ય વૈમાનથકી એંશી જોજન ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરેછે ને એકસો
જોજન ઉંચા સર્વથકી ઉપરલા તારામંડળ ચાર કરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચંદ્ર વૈમાનથકી કેટલા ઉંચા સર્વથકી ઉપરલા તારામંડળ ચાર કરેછે?

**ઊ-તર**—હે ગૌતમ, ચંદ્ર વૈમાનથકી વીશ જોજન ઉંચા સર્વથકી ઉપરલા તારામંડળ
ચાર કરે છે.

એવી રીતે સર્વ મળીને એકસો દશ જોજન જાડપણે ને [illegible]
દેવતાનો વિષય છે.

**પ્રશ્ન**—હે ભગવંત, જંબુદ્વીપનામા દ્વીપને વિષે [illegible]

કરે છે? કયું નક્ષત્ર સર્વથકી બાહીરલે માંડલે ચાર ચરે છે? કયું નક્ષત્ર સર્વથકી ઉંચો ચાર ચરે છે? અને કયું નક્ષત્ર સર્વથકી હેઠલો ચાર ચરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, જંબુદ્રીપનામા દ્રીપને વિષે અભીજીત નક્ષત્ર સર્વથકી માહીલે માંડલે ચાર ચરે છે. મૂળ નક્ષત્ર સર્વથકી બાહીરલે માંડલે ચાર ચરે છે. સ્વાંતી નક્ષત્ર સર્વથકી ઉપરલે માંડલે ચાર ચરે છે અને ભરણી નક્ષત્ર સર્વથકી હેઠે ચાર ચરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચંદ્રમાનું વૈમાન કયે સંસ્થાને સંસ્થીત છે?

**ઉત્તર**—હે ગૌતમ, અર્ધા કોઠ ફળને સંસ્થાને સંસ્થીત છે. સર્વ સ્ફટિક રત્નમય છે. અભ્યુદ્ગત ઉંચી વધતી પ્રબળપણે સર્વ દિશાઓમાં પ્રસરતી પ્રભા કાન્તિ તેણે કરી મનોહર વર્ણન પૂર્વલીપરે કહેવું.

એમ સૂર્ય વૈમાન, ગૃહ વૈમાન, નક્ષત્ર વૈમાન, અને તારા વૈમાન. એ સર્વ વૈમાન અર્ધા કોઠને સંસ્થાને (આકારે) સંસ્થીત છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચંદ્રમાનું વૈમાન કેટલું લાંબપણે પોહોળપણે છે? કેટલું પરિધિપણે છે? ને કેટલું જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક જોજનના એકસઠ ભાગ કરીએ એહવા છપન ભાગ લાંબપણે પોહોળપણે છે. તેથકી ત્રગણું ઝાઝેરૂં પરિધિપણે છે ને એક જોજનના એકસઠ ભાગ કરીએ એહવા અઠાવીશ ભાગ જાડપણે (ઉંચપણે) છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સૂર્યનું વૈમાન કેટલું લાંબપણે, પોહોળપણે, પરિધિપણે અને જાડપણેછે?

**ઉત્તર**—હે ગૌતમ, એક જોજનના એકસઠ ભાગ કરીએ એહવા અડતાલીસ ભાગ લાંબપણે પોહોળપણે છે, તેથી ત્રીગણું ઝાઝેરૂં પરિધિપણે છે ને એક જોજનના એકસઠ ભાગ કરીએ એહવા ચોવીશ ભાગ જાડપણે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ગૃહ વૈમાન કેટલું લાંબપણે, પોહોળપણે, પરિધિપણે ને જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, અર્ધ જોજન લાંબપણે પોહોળપણે છે. તેથી ત્રીગણું ઝાઝેરૂં પરિધિપણે છે ને એક કોસ જાડપણે છે.

**પ્રશ્ન**—હે ભગવંત. નક્ષત્ર વૈમાન કેટલું લાંબપણે, પોહોળપણે, પરિધિપણે ને જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક કોસ લાંબપણે પોહોળપણે છે. તેથી ત્રીગણું ઝાઝેરૂં પરિધિપણે છે. ને અર્ધ કોસ જાડપણે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તારાનાં વૈમાન કેટલાં લાંબપણે, પોહોળપણે, પરિધિપણે અને જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, અર્ધ કોસ લાંબપણે પોહોળપણે છે. તેથી ત્રીગણું ઝાઝેરૂં પરિધિપણે છે ને પાંચસેં ધનુષ જાડપણે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચંદ્રમાનું વૈમાન કેટલા હજાર દેવતા ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સોળ હજાર દેવતા ઉપાડે છે. પૂર્વદિશે ચાર હજાર દેવતા ઉપાડે છે, એમ જાવત્ ઉત્તર દીસે ચાર હજાર દેવતા ઉપાડેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચંદ્રમાનું વૈમાન સોળ હજાર દેવતા ઉપાડે છે. તેમાં ચાર હજાર દેવતા પૂર્વ દિશે ઉપાડે છે તે કેહવે રૂપે ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચંદ્ર વૈમાને પૂર્વ દિસે ચાર હજાર દેવતા સીંહને રૂપે ઉપાડે છે. તે સીંહ કહેવા છે તે કહેછે. શ્વેત ધોળા ઉત્તમ કાન્તિવંત જેહતું સંખનું તળું ધોળું હોય તથા નિર્મળ દધીનો પીંડ તથા ગાયના દુધના ફીણ તથા રજનીકર (ચંદ્રમા) તે સરીખા ધોળા પ્રકાશવંત છે. વળી સ્થિર અડગ લષ્ટ અત્યંત પુષ્ટ સ્નિગ્ધ ઘન ગોળ અત્યંત તીંખી એહવી દાઢાએ કરી તેહનું મુખ શોભીત છે. રાતા કમળની પરે સુકમાળ તેહની ઝભ ને તાળવું છે. પ્રસસ્ત ભલા વૈડુર્ય રત્નમય દેદિપમાન કર્કસ તેહના નખ છે. વિસ્તીર્ણ ને પુષ્ટ ઉર તેના સાથળ છે. પ્રતિપુર્ણ વિપુલ તેહના સ્કંધ છે. મૃદુ વિસદ અતી સુકમાળ પ્રસસ્ત સુક્ષ્મ લક્ષણવંત વિસ્તારવંત એહવે કેસરાંને આટોપે કરીને શોભીત છે. ચક્ર-મીતા, લલીતા, પુલીતા, ગતી. અને ધાવન (દોડવું) તેણે કરી ગર્વવંત તેહની ગતી છે. ઉંચું કરીને નમાડયું નીચું જાતીવંત આસ્ફાલીતું એહવું તેહનું પુંછ છે. વજ્ર રત્નમય તેહના નખ છે. વજ્ર રત્નમય તેહની દાઢા છે. રાતા સુવર્ણમય તેની ઝભ છે. રાતા સુવર્ણ-મય તેહનું તાળવું છે. રક્ત સુવર્ણને જોત્ર કરી જોતર્યા છે. ઇચ્છાએ તેહનું ગમન છે. પ્રીતી-કારી ગમનવંત મનનીપરે ઉતાવળી ગતીવંત મનોહર અણમવી (મપાય નહીં તેવી) તેહની ગતી છે. અણમવ્યું બળ વીર્ય પુરૂષાકાર તેહનું પરાક્રમ છે. મોહોટા આસ્ફોટિત સીંહનાદ બોલ કળકળ તે ઘણાનો કોળાહળ એહવે શબ્દે કરી, મનોહર શબ્દે કરી આકાશપ્રતે પુરતાંથકાં દશે દિશપ્રતે શોભાવતાં થકાં એહવા ચાર હજાર દેવતા સીંહ રૂપના ધરણહાર પૂર્વ દિશીની બાંહાપ્રતે વહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત, તીહાં ચંદ્ર વૈમાને દક્ષિણ દિશે ચાર હજાર દેવતા ઉપાડે છે. તે દેવતા કહેવે રૂપે ઉપાડે છે.

દાંતના પેરંત છેહ તીણે વિચીત્રરૂપે કરી બીરાજીત છે. રક્ત સુવર્ણમય વિશાળ તીલક પ્રમુખ તેણે કરી પરીમંડીત સહીત છે. અનેક મણિરત્નમય અગ્ર ઉત્કૃષ્ટાં મુકુલિત જે ગ્રૈવેયક પ્રમુખ ગળાને વિષે ભૂષણ બાંધ્યા છે. વૈડુર્ય રત્નમય તેહનો ડંડ છે. એહવો નિર્મળ વજ્રરત્નમય તીંખો લષ્ટ અંકુસ કુંભસ્થળને વિષે થાપ્યો છે જેહને. તપનીય સુવર્ણમય સુધ બાંધ્યો જે કક્ષાબંધ વિશેષ તેહને દર્પે કરી બળવંત છે. જાંબુનંદ રત્નમય નિર્મળ તેહનું નિવડ મંડળ છે. વજ્ર રત્નમય વચે લાલા (ઘંટાને વચે લટકે છે તે) તેણે કરી મનોહર અનેક મણિ રત્નમય તીહાં ઘંટાના પાસાં છે. રૂપામય દોરડીએ કરી બાંધી એહવી ઘંટાનું જુગળ તેહને મધુરે સ્વરે કરીને મનોહર છે. લય રહીત પ્રમાણોપેત વૃત્ત સુજાત ભલે લક્ષણે કરી પ્રશસ્ત એહવી રક્ત સુવર્ણમય તેહની જીભ છે. રાતા સુવર્ણમય જોત્રે કરી જોતર્યા છે. ઇચ્છાએ તેહનું ગમન છે. પ્રીતિકારી તેહનું ગમન છે. મનને અનુસારે તેહનું ગમન છે. મનોહર છે. અણમવી તેહની ગતિ છે. અણમચ્યું તેહનું બળ વીર્ય પુરૂષાકાર પ્રાક્રમ છે મોહોટે ગંભીર ગુલગુલાટ શબ્દે કરીને મધુર મીઠે મનોહર શબ્દે કરીને આકાશપ્રતે પુરતાંથકાં ને દશે દિશીપ્રતે શોભાવતાંથકાં એહવા ચાર હજાર દેવતા હાથીના રૂપના ધરણહાર દક્ષિણ દિશીની બાંહાંપ્રતે વહેછે.

**પ્રશ્ન**—હે ભગવંત ચંદ્ર વૈમાને પશ્ચિમ દિસે ચાર હજાર દેવતા ઉપાડે છે તે કેહવે રૂપે ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચંદ્ર વૈમાને પશ્ચિમ દિસે વૃષભ (બળદ) ને રૂપે ઉપાડે છે. તે વૃષભ કહેવા છે. તે કહે છે. સ્વેત સુભગ કાન્તિ સહીત છે. ચક્રમીત લલિત પુલિતનામા ગતી કરી હાલવું ચંચળ એહવું કંકુદ તે કુટી તેણે કરી શોભતા સમ્યક પ્રકારે નમતા તેહના પાસાં છે. મીલતા પાસાં છે. સુજાત ભલાં પાસાં છે. મીતમવ્યા પ્રમાણોપેત પુષ્ટ રતિદાઈ પાસાં છે. ઝખમ મચ્છ તથા વીહંગ (પંખી) તેહની પરે સુજાત ભલી તેહની કુંખ છે. પ્રસસ્ત સ્નીગ્ધ મધુનીપરે ગોળી દેદીપમાન પીળી તેહની આંખ છે. વિસ્તિર્ણ પુષ્ટ તેહના ઉરૂ છે. પ્રતિપૂર્ણ વિસ્તિર્ણ તેહના સ્કંધ છે. વૃત પ્રતિપૂર્ણ વિપુળ વિસ્તિર્ણ એહવે કપોળે કરી સહીત છે. લગારેક નમતાં વૃષભના ઉષ્ટ છે. ઘણ નિચિત સુબધ લક્ષણે કરી સહીત ચક્રમીત લલીત ચક્રવાળ એહવી ચંચળ ગર્વવંત તેહની ગતી છે. પુષ્ટ વૃત્ત આકારે સુસંસ્થિત તેહની કેડ છે. અવલંબ મલંબ લાંબા લક્ષણે કરી પ્રસસ્ત રમણિક મનોહર તેહનાં પુંછ છે. સમી ખૂરીના ધરણહાર. સમ લિખીત સમા ને તીંખા એહવા તેહના શૃંગ છે. તણુ પાતળી સુક્ષ્મ સુજાત ભલી સ્નીગ્ધ એહવી રોમરાયના ધરણહાર છે. ઉપચીત પુષ્ટ માંસળ વિશાળ પ્રતિપૂર્ણ વૈડુર્ય રત્નમય દેદીપમાન કટાક્ષે કરી નિરીક્ષણ તેહનું જોવું છે. યુક્ત પ્રમાણે પ્રધાન ઉત્તમ સ્વસ્થ રમણિક એહવે ગળકંબલે કરી શોભીત છે. ઘુઘરમાળે કરી સુબધ કંઠ (ગળું) તેણે મંડીત સહીત છે. અનેક મણિરત્ને ઘટિત કચ્છનામા આભૂષણ સુકૃત રચી તેહને ગળે માળા છે. વર પ્રધાન ઘંટને શબ્દે કરી શોભતા સશ્રીક છે. પદ્મવર ઉત્પલ કમળ તેહની સુગંધ માળાએ કરીને વિભૂષિત છે. વજ્ર રત્નમય તેહની

ખૂરી છે. સ્ફટિક રત્નમય તેહના દાંત છે. રાતા સુવર્ણમય તેહની જીભ છે. રાતા સૂવર્ણમય તેહનું તાળવું છે. રાતા સુવર્ણમય જોત્રે કરી જોતર્યા છે. ઇચ્છાએ તેહનું ગમન છે. પ્રીતિકારી તેહનું ગમન છે. મનને અનુસારે તેહનું ગમન છે. મનોહર છે. અણમવી તેહની ગતિ છે. અણમવ્યું બળ વીર્ય પુરૂષાકાર તેહનું પ્રાક્રમ છે. મોહોટે ગંભીર ગર્જિત શબ્દે કરીને ત્રાડુ કરવે કરીને મધુર મનોહર શબ્દે કરીને આકાશ પ્રતે પુરતાંથકાં. દશે દિશીપ્રતે શોભાવતાંથકાં એહવા ચાર હજાર દેવતા વૃષભના રૂપના ધરણહાર પશ્ચિમ દિશીની બાંહા પ્રતે વહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત ચંદ્ર વૈમાને ઉત્તર દિશે ચાર હજાર દેવતા ઉપાડે છે. તે કેહવે રૂપે ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચંદ્ર વૈમાને ઉત્તર દિશે ચાર હજાર ઘોડાને રૂપે ઉપાડેછે. તે ઘોડા કેહવા છે તે કહેછે. શ્વેત સુભગ કાન્તિવંત જાતિવંત પ્રધાન યોવનવંત તરૂણ હરિમેલા વનસ્પતિ વિશેષ, મલિકા વનસ્પતિ તેના જેવી ઉજ્વળ છે આંખ જેહની. ઘન નિવડ નિચિત પુષ્ટ એહવા માદળની પરે ઉનત. ચક્રમિત, લલિત, પુલિત, એહવી ચંચળ ચપળ તેહની ગતી છે. ઉલંઘવું, વળગવું, દ્રોડવું, શ્રેણીબંધ ચાલવું, ત્રીપદી છેદવી. એહવી સીખી છે ગતી જેણે. નમતાં તેહના પાસા છે. સુજાત ભલાં પાસા છે. મિત માત્રાએ મળ્યા પુષ્ટ રચીત તેહના પાસા છે. મચ્છ તથા પંખીની પરે સુજાત ઉત્તમ તેહની કુક્ષી છે પીનપુષ્ટ વૃત આકારે સુસ્થિત તેહની કટી છે. અવલંબ, પ્રલંબ લંબાયમાન લક્ષણે કરી પ્રસસ્ત રમ-ણીક તેહનાં પુંછ છે. તણુ પાતળા સુક્ષ્મ સુજાત સ્નીગ્ધ એહવી રોમરાયના ધરણહાર છે. મૃદુ સુકમાળ વિશાળ પ્રસસ્ત સુક્ષ્મ લક્ષણોપેત વિસ્તિર્ણ એહવા કાંધના કેશ તે કેશવાળી કહીએ તેહના ધરણહાર છે, લલિત લાસક વર ઉત્તમ ભૂષણના ધરણહાર છે. સુખનું મંડન ગાયના મૂલ પુંછના ચામર, ઘોસગ આભરણ વિશેષ તેણે કરી પરીમંડીત છે કટી પ્રદેશ જેનો. રાતા સૂવર્ણમય તેહની ખૂરી છે. રાતા સૂવર્ણમય તેહની જીભ છે. રાતા સૂવર્ણમય જોત્રે કરી જોતર્યા છે. ઇચ્છાએ તેહનું ગમન છે. પ્રિતિકારી તેહનું ગમન છે. મનને અનુસારે તેહનું ગમન છે, મનોહર છે. અણમવી તેહની ગતી છે. અણમવ્યું બળ વીર્ય પુરૂષાકાર તેહનું પ્રાક્રમ છે. મોહોટા ઘોડાના હેંષારવ શબ્દ અને ઘણા ઘોડાનો એકઠો શબ્દ તે કલકલાટ શબ્દ તેણે કરીને મધુર મનોહર શબ્દે કરીને આકાશપ્રતે પુરતાંથકાં દિશીપ્રતે શોભાવતાંથકાં એવા ચાર હજાર દેવતા ઘોડાને રૂપે ઉત્તર દિસીની બાહાંપ્રતે વહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સૂર્ય વૈમાન કેટલા હજાર દેવતા ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સોળ હજાર દેવતા ઉપાડે છે તે પૂર્વલી ચંદ્ર વૈમાનની પરે સર્વ જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, ગ્રહ વૈમાન કેટલા દેવતા ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, આઠ હજાર દેવતા ઉપાડે છે. તે પૂર્વલીપરે બે હજાર દેવતા પૂર્વ દિસીની બાંહા ઉપાડે છે તે સિંહને રૂપે છે. પૂર્વલીપરે બે હજાર દેવતા દક્ષિણ દિસિની

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા દેવતાપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, દેવતાને જઘન્ય દશ હજાર વરસ અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગર કહેવું..

**પ્રશ્ન**—હે ભગવંત, સિદ્ધ સિદ્ધપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, સાદિ અપર્ય વસીત છે. (તેની આદિ છે પણ અંત નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રીને અંતર કેટલા કાળનું પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યપણે અંતર્મુહુર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે બે હજાર સાગરોપમ સંખ્યાતે વરસે અધિક અંતર પડે (એકંદ્રી ટાળી શેષ એટલોજ કાળ છે તે માટે.)

**પ્રશ્ન**—હે ભગવંત, બેઇંદ્રીયને અંતર કેટલા કાળનું પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે (અનંતો) વનસ્પતિનો કાળ અંતર પડે. (એકેંદ્રી માંહે જાય ત્યારે.)

એમ તેંઇંદ્રી ૧, ચૌરેંદ્રી ૨, નારકી ૩, પચેંદ્રી તિર્યંચ ૪, મનુષ્ય ૫, અને દેવતા ૬, એ સર્વને બેઇંદ્રીની પરે જઘન્ય અંતર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટપણે (અનંતો) વનસ્પતિનો કાળ અંતર પડે. (એકેંદ્રી માંહે જાય ત્યારે.)

**પ્રશ્ન**—હે ભગવંત, સિદ્ધને અંતર કેટલા કાળનું પડે ?

**ઉત્તર**—હે ગૌતમ, તે તો સાદિ અપર્ય વસીત છે તેને અંતર ન હોય.

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રી ૧, બેઇંદ્રી ૨, તેઇંદ્રી ૩, ચઉરેંદ્રી ૪, નારકી ૫, પચેંદ્રી તિર્યંચ ૬, મનુષ્ય ૭, દેવતા ૮, અને સિદ્ધ ૯, એ નવ માંહે કયા કયાથકી થોડા, ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા મનુષ્ય છે ૧, તે થકી નારકી અસંખ્યાત ગુણા છે ૨, તે થકી દેવતા અસંખ્યાત ગુણા છે ૩, તે થકી પચેંદ્રી તિર્યંચ અસંખ્યાત ગુણા છે ૪, તે થકી ચઉરેંદ્રી વિશેષાધિક છે ૫, તે થકી તેઇંદ્રી વિશેષાધિક છે ૬. તે થકી બેઇંદ્રી વિશેષાધિક છે ૭, તેથકી સિદ્ધ અનંતગુણા છે ૮. અને તે થકી એકેંદ્રી અનંતગુણા છે ૯. ॥૧॥

અથવા વળી નવ ભેદે સર્વ જીવ કહ્યા છે. પ્રથમ સમયના નારકી ૧, અપ્રથમ સમયના નારકી ૨, પ્રથમ સમયના તિર્યંચ ૩, (પૂછા કાળે ઉપજવાને પહીલે સમયે વર્તતા તે પ્રથમ સમયી કહીએ અને શેષ સર્વ તે અપ્રથમ સમયી કહીએ), અપ્રથમ સમયના તિર્યંચ ૪, પ્રથમ સમયના મનુષ્ય ૫, અપ્રથમ સમયના મનુષ્ય ૬, પ્રથમ સમયના દેવતા ૭, અપ્રથમ સમયના દેવતા ૮, અને સિદ્ધ ૯.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકી પ્રથમ સમયના નારકીપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, એક સમયજ રહે. (પછે અપ્રથમ સમયી થાય તે માટે.)

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયી નારકી અપ્રથમ સમયી નારકીપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસ એક સમયે ઊંણા રહે. ને ઉત્કૃષ્ટપણે તેત્રીસ સાગરોપમ એક સમયે ઊણા રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના તિર્યંચ પ્રથમ સમયના તિર્યંચપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, એકજ સમય રહે?

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના તિર્યંચ અપ્રથમ સમયના તિર્યંચપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી ક્ષુલ્લક ભવ એક સમયે ઉણો રહે ને ઉત્કૃષ્ટપણે અનંતો વનસ્પતિનો કાળ રહે. (ભાવના પૂર્વવત્ત.)

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના મનુષ્ય પ્રથમ સમયના મનુષ્યપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, એકજ સમય રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના મનુષ્ય અપ્રથમ સમયના મનુષ્યપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી ક્ષુલ્લક ભવ એક સમયે ઉણો રહે. ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પૂર્વ ક્રોડી પ્રથતક્ત્વે અધિક રહે. (સાત આઠ ભવ કરવાથી)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા દેવતાપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, દેવતા નારકીની પરે પ્રથમ સમયી અપ્રથમ સમયીના કહેવા.

**પ્રશ્ન**—હે ભગવંત, સિદ્ધ સિદ્ધપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, તેતો સાદિ અપર્યવસીત છે. (તેની આદિ છે પણ અંત નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકીને અંતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસ અંતર્મુહુર્ત્ત અધિક અંતર પડે. (તે એમ જે દશ હજાર વરસનું નરકનું જઘન્ય આયુષ્ય ભોગવીને અંતર્મુહુર્તનો અન્ય ભવ કરી ફરી પાછો નરકમાંહે ઉપજે ત્યાં પ્રથમ સમયી થાય તે માટે.) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અંતર પડે.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના નારકીને અંતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનો (તે એમ જે અંતર્મુહુર્તનો અન્ય ભવ કરી નરક માંહે ઉપજે ત્યારે) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અંતર પડે.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના તિર્યંચને કેટલા કાળનું અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી બે ક્ષુલ્લક ભવ સમયે ઉણાનો અંતર પડે. (તે એમ જે સમયે ઉણો પોતાનો ક્ષુલ્લક ભવ ભોગવીને ફરી તિર્યંચ થાય ત્યાં પ્રથમ સમય થાય તે માટે.) અને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અંતર પડે. (તે એમ જે અનંતો કાળ તિર્યંચમાં રહે પણ વચે અન્ય ગતીનો ભવ કર્યા વિના પ્રથમ સમયી ન થાય તે માટે.)

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના તિર્યંચને કેટલાં કાળનું અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક ક્ષુલ્લક ભવ સમયે અધિક અંતર પડે. (એક મનુષ્યનો લઘુ ભવ કરીને પાછો તિર્યંચ થાય ત્યારે.) અને ઉત્કૃષ્ટપણે સાગરોપમ સત પ્રથતક્ત્વ ઝાઝેરાનું અંતર પડે. (એટલો કાળ અન્ય ગતિમાં રહી પાછો તિર્યંચ થાય તે માટે.)

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના મનુષ્યને કેટલા કાળનું અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ પ્રથમ સમયના તિર્યંચને કહ્યું તેમ અંતર કહેવું.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના મનુષ્યને કેટલા કાળનું અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક ક્ષુલ્લક ભવ સમયે અધીકનું અંતર પડે. (તે એમ જે એક તિર્યંચનો લઘુ ભવ કરીને પાછો મનુષ્ય થાય ત્યારે.) અને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અંતર પડે. (વનસ્પતિમાં જાય ત્યારે.)

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના દેવતાને કેટલા કાળનું અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ પ્રથમ સમયના નારકીને અંતર કહ્યું તેમ અંતર કહેવું.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના દેવતાને કેટલા કાળનું અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ અપ્રથમ સમયના નારકીને અંતર કહ્યું તેમજ અંતર કહેવું.

**પ્રશ્ન**—હે ભગવંત, સિદ્ધને અંતર કેટલા કાળનું પડે?

**ઉત્તર**—હે ગૌતમ, સાદિ અપર્યવસીતને અંતર નથી.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧, પ્રથમ સમયના તિર્યંચ ૨, પ્રથમ સમયના મનુષ્ય ૩, પ્રથમ સમયના દેવતા ૪. એ ચાર માંહે કયા કયાથકી થોડા, ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા પ્રથમ સમયના મનુષ્ય છે ૧, તે થકી પ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૨, તે થકી પ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૩, અને તે થકી પ્રથમ સમયના તિર્યંચ અસંખ્યાતગુણા છે ૪, (જો કે તિર્યંચ સદાઇ અનંતા ઉપજતા પામીએ પણ તે ઇહાં લેવા નહીં પણ જે દેવતા, નારકી અને મનુષ્ય માંહેથી જે તિર્યંચમાં ઉપજતા હોય તેનેજ પ્રથમ સમયના તિર્યંચ કહીએ તે માટે અસંખ્યાતાજ પામીએ એ ભાવાર્થ જાણવો.)

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના નારકી ૧, અપ્રથમ સમયના તિર્યંચ ૨, અપ્રથમ સમયના મનુષ્ય ૩, અને અપ્રથમ સમયના દેવતા ૪, એ ચાર માંહે કયા કયાથકી થોડા, ઘણાં હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા અપ્રથમ સમયના મનુષ્ય છે ૧, તે થકી અપ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૨, તે થકી અપ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૩, અને તે થકી અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા છે ૪,

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧, અને અપ્રથમ સમયના નારકી ૨, એ બે માંહે કયા કયાથકી થોડા, ઘણાં હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના નારકી છે ૧, તે થકી અપ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના તિર્યંચ ૧, અને અપ્રથમ સમયના તિર્યંચ ૨, એ બે માંહે કયા કયાથકી થોડા, ઘણા હોય?

**ઊત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા પ્રથમ સમયના તિર્યંચ છે ૧, તેથકી અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા છે ૨, (તે એમ જે તિર્યંચ મરી તિર્યંચમાં ઉપજે ચવે છે તે સર્વે અપ્રથમ સમયનાજ કહીએ તે માટે.)

એમ મનુષ્ય અને દેવતાનું અલ્પ, બહુત્વ જેમ નારકીનું કહ્યું તેમ પ્રથમ સમયનાથી અપ્રથમ સમયના અસંખ્યાત ગુણા કહેવા.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧, પ્રથમ સમયના તિર્યંચ ૨, પ્રથમ સમયના મનુષ્ય ૩, પ્રથમ સમયના દેવતા ૪, અપ્રથમ સમયના નારકી ૫, અપ્રથમ સમયના તિર્યંચ ૬, અપ્રથમ સમયના મનુષ્ય ૭, અપ્રથમ સમયના દેવતા ૮, ને સિદ્ધ ૯. એ નવ માંહે કયા કયાથકી થોડા, ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા પ્રથમ સમયના મનુષ્ય છે ૧, તેથકી અપ્રથમ સમયના મનુષ્ય અસંખ્યાત ગુણા છે ૨, તેથકી પ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૩, તેથકી પ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૪, તેથકી પ્રથમ સમયના તિર્યંચ અસંખ્યાત ગુણા છે ૫, તેથકી અપ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૬, તેથકી અપ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૭, તેથકી સિદ્ધ અનંત ગુણા છે ૮, અને તેથકી અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા છે ૯. ॥૨॥ એ શ્રી જીવાભીગમ સૂત્રે નવ વિધ સર્વ જીવની પ્રતિપતિ સંપૂર્ણ થઇ.

## ૧૪૭. દશ પ્રકારે સર્વ જીવના આળાવા બે. તેમાં તેની કાયસ્થિતિ, અંતર ને અલ્પ, બહુત્વનો અધિકાર.

ત્યાં જે આચાર્ય એમ કહે છે જે દશ ભેદે સર્વ જીવ કહ્યાછે તે કહેછે પૃથ્વિકાયા ૧, અપકાયા ૨, તેઉકાયા ૩, વાયુકાયા ૪, વનસ્પતિકાયા ૫, બેઇંદ્રિ ૬, તેઇંદ્રિ ૭, ચઉરેંદ્રિ ૮, પચેંદ્રિ ૯ અને અનેંદ્રિ ૧૦. (તે સિદ્ધ.)

**પ્રશ્ન**—હે ભગવંત, પૃથ્વીકાયા જીવ પૃથ્વીકાયાપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત રહે અને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ અસંખ્યાતી ઉત્સર્પિણી, અવસર્પિણી એ કાળથી જાણવું, અને ક્ષેત્રથકી અસંખ્યાતા લોકના જેટલા આકાશ પ્રદેશ હોય તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી લગી રહે.

એમ અપકાયા ૧, તેઉકાયા ૨ અને વાયુકાયા ૩. એ ત્રણેને પૃથ્વીકાયાની પરે કહેવું.

**પ્રશ્ન**—હે ભગવંત, વનસ્પતિકાયા જીવ વનસ્પતિકાયપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત રહે અને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અનંતી ઉત્સર્પિણી, અવસર્પિણી અનંતા લોકાકાશ પ્રદેશ જેટલી. અસંખ્યાતા પુદ્ગળ પરાવર્ત્ત આવળીકાના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમય હોય તેટલા પુદ્ગળ પરાવર્ત્ત લગી રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, બેઇંદ્રિ બેઇંદ્રિપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત રહે અને ઉત્કૃષ્ટપણે સંખ્યાતો કાળ રહે.

એમ તેઇંદ્રિ ૧, અને ચઉરીંદ્રી ૨, એ બંનેની પણ કાયસ્થિતિ બેઇંદ્રીનીપરે કહેવી.

**પ્રશ્ન**—હે ભગવંત, પચેંદ્રી પચેંદ્રીપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત રહે. અને ઉત્કૃષ્ટપણે હજાર સાગરોપમ ઝાઝેરાં લગી રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, અનેંદ્રી (સિદ્ધ) અનેંદ્રીપણે કેટલો કાળ રહે?

**ઉ-તર**—હે ગૌતમ, તેતો સાદિ અપર્યવસિત છે. (તેની આદિ છે પણ અંત નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, પૃથ્વીકાયાને અંતર કેટલા કાળનું પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનું અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના કાળ જેટલું અંતર પડે.

એમ અપકાયા ૧, તેઉકાયા ૨, વાયુકાયા ૩, બેઇંદ્રિ ૪, તેઇંદ્રિ ૫, ચઉરીંદ્રી ૬, અને પચેંદ્રી ૭, એ સાતેને અંતર જઘન્યથી અંતર્મુહુ-ર્તનું અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના જેટલો અનંતો કાળ અંતર પડે.

**પ્રશ્ન**—હે ભગવંત, વનસ્પતિકાયાને અંતર કેટલા કાળનું પડે?

**ઉત્તર**—હે ગૌતમ, અસંખ્યાતો કાળ. જેટલી પૃથ્વીકાયાની કાયસ્થિતિ છે તેટલું વનસ્પતિ કાયાને અંતર જાણવું.

**પ્રશ્ન**—હે ભગવંત, અનેંદ્રી (સિદ્ધ) ને અંતર કેટલા કાળનું હોય?

**ઉત્તર**—હે ગૌતમ, તેતો સાદિ અપર્યવસીત છે તેને અંતર ન હોય.

**પ્રશ્ન**—હે ગૌતમ, પૃથ્વીકાયા ૧, અપકાયા ૨, તેઉકાયા ૩, વાયુકાયા ૪, વનસ્પતિકાયા ૫, બેઇંદ્રિ ૬, તેઇંદ્રિ ૭, ચઉરીંદ્રી ૮, પચેંદ્રી ૯, અને અનેંદ્રી ૧૦, (સિદ્ધ) એ દશ માંહે કયા કયાથકી થોડા, ઘણા હોય?

**ઉ-તર**—હે ગૌતમ, સર્વથકી થોડા પચેંદ્રી છે ૧, તેથકી ચઉરીંદ્રી વિશેષાધિક છે ૨, તેથકી તેઇંદ્રિ વિશેષાધિક છે ૩, તેથકી બેઇંદ્રિ વિશેષાધિક છે ૪, તેથકી તેઉકાયા અસંખ્યાતગુણા છે ૫, તેથકી પૃથ્વીકાયા વિશેષાધિક છે ૬, તેથકી અપકાયા વિશેષાધિકછે ૭, તેથકી વાયુકાયા વિશેષાધિક છે ૮, તેથકી અનેંદ્રી (સિદ્ધ) અનંત ગુણા છે ૯, અને તે થકી વનસ્પતિકાયા અનંત ગુણા છે ૧૦. ॥૧॥

અથવા વળી દશ ભેદે સર્વ જીવ કહ્યા છે. પ્રથમ સમયના નારકી ૧, અપ્રથમ સમયના નારકી ૨, પ્રથમ સમયના તિર્યંચ ૩, અપ્રથમ સમયના તિર્યંચ ૪, પ્રથમ સમયના મનુષ્ય ૫, અપ્રથમ સમયના મનુષ્ય ૬, પ્રથમ સમયના દેવતા ૭, અપ્રથમ સમયના દેવતા ૮, પ્રથમ સમયના સિદ્ધ ૯, અને અપ્રથમ સમયના સિદ્ધ ૧૦.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકી પ્રથમ સમયના નારકી પણે કેટલો કાળ રહે?

**ઊ-તર**—હે ગૌતમ, એક સમય લગીજ રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના નારકી અપ્રથમ સમયના નારકીપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસ એક સમયે ઊંણા રહે. અને ઉત્કૃષ્ટપણે તેત્રીશ સાગરોપમ એક સમયે ઊંણા રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના તિર્યંચ પ્રથમ સમયના તિર્યંચ પણે કેટલો કાળ રહે?

**ઉ-તર**—હે ગૌતમ, એક સમય લગી રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના તિર્યંચ અપ્રથમ સમયના તિર્યંચપણે કેટલો કાળ રહે?

**ઊ-તર**—હે ગૌતમ, જઘન્યથી એક ક્ષુલ્લક ભવ તે પણ એક સમયે ઊંણા રહે અને ઉત્કૃષ્ટપણે અનંતો વનસ્પતિના જેટલો કાળ રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના મનુષ્ય પ્રથમ સમયના મનુષ્યપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, એકજ સમય રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના મનુષ્ય અપ્રથમ સમયના મનુષ્યપણે કેટલો કાળ રહે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી ક્ષુલ્લક ભવ તે પણ સમયે ઊંણા રહે. અને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પૂર્વ કોડી પ્રથક્ત્વે અધિક રહે. (સાત આઠ ભવ કરવાથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના દેવતા પ્રથમ સમયના દેવતા પણે કેટલો કાળ રહે ?

**ઉ-તર**—હે ગૌતમ, પ્રથમ સમયના દેવતા અને અપ્રથમ સમયના દેવતા જેમ નારકી કહ્યા તેમ કહેવા.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના સિદ્ધ પ્રથમ સમયના સિદ્ધપણે કેટલો કાળ રહે ?

**ઉ-તર**—હે ગૌતમ, એકજ સમય રહે.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના સિદ્ધ અપ્રથમ સમયના સિદ્ધપણે કેટલો કાળ રહે?

**ઉ-તર**—હે ગૌતમ, તે તો સાદિ અપર્યવસીત છે. (તેની આદિ છે પણ અંત નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકીને કેટલા કાળનું અંતર પડે?

**ઉ-તર**—હે ગૌતમ. જઘન્યથી દસ હજાર વરસ અંતર્મુહુર્ત્તે અધિક અંતર પડે. (તે એમજે દશ હજાર વરસનો નારકીનો ભવ ભોગવી અંતર્મુહુર્ત્તનો તિર્યંચનો ભવ કરી નારકી થાય ત્યારે) અને ઉત્કૃષ્ટપણે અનંતો વનસ્પતિનો કાળ અંતર પડે.

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના નારકીને કેટલા કાળનો અંતર પડે?

**ઉ-તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો અંતર પડે (તે એમજે એક તિર્યંચનો ભવ કરી ફરી નારકી થાય ત્યારે) અને ઉત્કૃષ્ટપણે અનંતો વનસ્પતિનો કાળ અંતર પડે.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના તિર્યંચને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી બે ક્ષુલ્લક ભવ સમયે ઊણા અંતર પડે. (તે એમજે એકતો પોતાનો ક્ષુલ્લક લઘુ ભવ ભોગવી બીજો મનુષ્યનો ક્ષુલ્લક લઘુ ભવ ભોગવી કરી ફરી તિર્યંચ થાય ત્યારે) અને ઉત્કૃષ્ટપણે અનંતો વનસ્પતિનો કાળ અંતર પડે. (અન્ય-ગતી માંહેથી તિર્યંચમાં ઉપજતો પ્રથમ સમયી કહેવાય પણ તિર્યંચ માંહેથી ઉપજતો કહેવાય નહીં. માટે.)

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના તિર્યંચને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક ક્ષુલ્લક ભવ સમયે અધિક અંતર પડે. (તે એમજે એક મનુષ્યનો લઘુ ભવ કરી ફરી તિર્યંચ થાય ત્યારે એ અંતર) અને ઉત્કૃષ્ટપણે સાગરોપમ સત પ્રથકત્વ ઝાઝેરાનું અંતર પડે. (અન્ય ત્રણ ગતિ માંહે એટલોજ કાળ રહેવાય તે માટે.)

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના મનુષ્યને કેટલા કાળનું અંતર હોય?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી બે ક્ષુલ્લક ભવ સમયે ઊણાનું (તે એમજે એકતો પોતાનો લઘુ ભવ ભોગવી બીજો તિર્યંચનો લઘુ ભવ કરી ફરી પાછો મનુષ્ય થાય ત્યારે એ અંતર પડે.) અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના જેટલો અનંતો કાળ અંતર પડે.

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના મનુષ્યને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક ક્ષુલ્લક ભવ સમયે અધિક અંતર પડે. (તે એમજે વગે એક તિર્યંચનો લઘુ ભવ કરી ફરી પાછો મનુષ્ય થાય ત્યારે) અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના જેટલો અનંતો કાળ અંતર પડે.

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના દેવતાને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, પ્રથમ સમયના દેવતાને અને અપ્રથમ સમયના દેવતાને જેમ નારકીને અંતર કહ્યું તેમજ કહેવું,

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના સિદ્ધને કેટલા કાળનું અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, તેને અંતર નથી. (કેમકે અપ્રથમ સમયી થઈને પાછા કયારેય પણ પ્રથમ સમયી ન થાય તે માટે.)

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના સિદ્ધને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, સાદિ અપર્યવસિતને અંતર ન હોય.

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧, પ્રથમ સમયના તિર્યંચ ૨, પ્રથમ સમયના મનુષ્ય ૩, પ્રથમ સમયના દેવતા ૪, ને પ્રથમ સમયના સિદ્ધ ૫, એ પાંચ માંહે કયા કયા થકી થોડા, ઘણાં હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના સિદ્ધ છે ૧, (ઉત્કૃષ્ટપણે પણ એકસો આઠજ પામીએ તે માટે) તે થકી અપ્રથમ સમયના મનુષ્ય અસંખ્યાત ગુણા છે ૨. (કેમકે મનુષ્ય એક સમયે અસંખ્યાતા ઉપજે તે માટે.) તે થકી પ્રથમ સમયના નારકી

અસંખ્યાત ગુણા છે ૩, તે થકી પ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૪, અને તે થકી પ્રથમ સમયના તિર્યંચ અસંખ્યાત ગુણા છે ૫. (એહની ભાવના પૂર્વવત્ત.)

**પ્રશ્ન**—હે ભગવંત, અપ્રથમ સમયના નારકી ૧, જાવત્ અપ્રથમ સમયના સિદ્ધ ૫ એ પાંચ માંહે કયા કયા થકી થોડા, ઘણાં હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા અપ્રથમ સમયના મનુષ્ય છે ૧, તે થકી અપ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૨, તે થકી અપ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૩, તે થકી અપ્રથમ સમયના સિદ્ધ અનંત ગુણા છે ૪, ને તે થકી અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા છે ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧, ને અપ્રથમ સમયના નારકી ૨, એ બે માંહે કયા કયા થકી થોડા, ઘણાં હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના નારકી છે, ૧, તે થકી અપ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના તિર્યંચ ૧, અને અપ્રથમ સમયના તિર્યંચ ૨, એ બે માંહે કયા કયા થકી થોડા, ઘણાં હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના તિર્યંચ છે ૧, ને તે થકી અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા છે ૨, (કારણ કે અન્ય ગતિ માંહેથી તિર્યંચપણે ઉપજે તે પ્રથમ સમયી તિર્યંચ કહીએ તે તો અસંખ્યાતાજ છે. અને જે તિર્યંચ મરી તિર્યંચમાં ઉપજે છે તે અપ્રથમ સમયી કહીએ જેથી તે અનંતગુણા છે એ ભાવાર્થ.)

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના મનુષ્ય ૧ ને અપ્રથમ સમયના મનુષ્ય ૨, એ બે માંહે કયા કયા થકી થોડા, ઘણાં હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના મનુષ્ય છે ૧, અને તે થકી અપ્રથમ સમયના મનુષ્ય અસંખ્યાત ગુણા છે ૨, (સમુર્છિમ ભેળા માટે મનુષ્ય અસંખ્યાત કહ્યા).

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના દેવતા ૧, ને અપ્રથમ સમયના દેવતા ૨, એ બે માંહે કયા કયા થકી થોડા, ઘણાં હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના દેવતા છે ૧, અને તે થકી અપ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના સિદ્ધ ૧, ને અપ્રથમ સમયના સિદ્ધ ૨, એ બે માંહે કયા કયા થકી થોડા, ઘણાં હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના સિદ્ધ છે ૧, (ઉત્કૃષ્ટા એકસો આઠ હોય તે માટે.) ને તે થકી અપ્રથમ સમયના સિદ્ધ અનંત ગુણા છે ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧, અપ્રથમ સમયના નારકી ૨, પ્રથમ સમયના તિર્યંચ ૩, અપ્રથમ સમયના તિર્યંચ ૪, પ્રથમ સમયના મનુષ્ય ૫, અપ્રથમ સમયના

મનુષ્ય ૬, પ્રથમ સમયના દેવતા ૭, અપ્રથમ સમયના દેવતા ૮, પ્રથમ સમયના સિદ્ધ ૯, ને અપ્રથમ સમયના સિદ્ધ ૧૦. એ દશ માંહે કયા કયાથકી થોડા, અથવા ઘણા, અથવા સરીખા, અથવા વિશેષાધિક હોય ?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા પ્રથમ સમયના સિદ્ધ છે ૧, (ઉત્કૃષ્ટપણે પણ એકસો આઠ પામીએ તે માટે.) તેથકી પ્રથમ સમયના મનુષ્ય અસંખ્યાત ગુણા છે ૨, (સમુર્છિમ મનુષ્ય એક સમે અસંખ્યાતા ઉપજતા પામીએ તે માટે.) તેથકી અપ્રથમ સમયના મનુષ્ય અસંખ્યાત ગુણા છે ૩, તેથકી પ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૪. તે થકી પ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૫, તે થકી પ્રથમ સમયના તિર્યંચ અસંખ્યાત ગુણા છે ૬. (જો કે તિર્યંચ તો સદાઈ એક સમયે અનંતા ઉપજતા પામીએ પણ ત્યાં જે તિર્યંચ માંહેથી મરીને તિર્યંચ માંહે ઉપજે છે તે તો અપ્રથમ સમયનાજ કહીએ તે માટે તે ઇહાં લેવા નહીં પણ જે અન્ય ત્રણ ગતિમાંહેથી મરી તિર્યંચ માંહે આવી ઉપજે છે તે ઉપપાત સમયે પ્રથમ સમયી કહીએ તે ઇહાં લેવાં તો તે તો અસંખ્યાતાજ પામીએ જેથી કરીને અસંખ્યાતજ કહ્યા છે.) તે થકી અપ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૭. તે થકી અપ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૮. તે થકી અપ્રથમ સમયના સિદ્ધ અનંત ગુણા છે ૯. અને તે થકી અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા છે ૧૦. (સદાઇ તિર્યંચમાં ઉપજતા થકા પણ અપ્રથમ સમયીજ કહીએ તે માટે.) ॥૨॥

એ શ્રી જીવાભિગમ સૂત્રે દશ વિધ સર્વ જીવની પ્રતિપતિ સંપૂર્ણ થઇ. એટલે સર્વ સંસારી અને અસંસારી જીવનો અભિગમ સંપૂર્ણ થયો. એટલે શ્રી જીવાભિગમ સૂત્ર (ત્રીજૂં ઉપાંગ) સંપૂર્ણ થયું. તેમાં કાંઇ ભૂલ ચુક હોય તો અરિહંત અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિદુક્કડં.

**ઇતિ શ્રી જીવા ભગવતિ સૂત્ર ત્રીજું ઉપાંગ સંપૂર્ણ ॥**

दोहरो.

जवलगे मेरु अडगडे, जवलगे शशियर सूर; ॥
तवलगे ए पूस्तिका, रहो अखंड भरपूर. ॥१॥



# આશ્રયપત્ર.

આ પુસ્તક છપાયા પહેલાં અગાવથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોના મુબારક નામ ઉપકાર સાથે નીચે પ્રમાણે પ્રગટ કરવામાં આવે છે.—

## ૯૮ મુંબઇ બંદર.

૨ રા. રા. કેશવલાલ સખીદાસ સંઘાણી,
એલ. સી. ઇ. માટુંગા.
૧ ,, પ્રભુદાસ વીરજી શાહ.
૧ ,, ડુંગરસી ભારમલ એન્ડ કંપની.
૧ ,, નારણજી પરષોત્તમ,
કચ્છ–અંજારવાળા,
૫ ,, ગોકળદાસ પ્રેમજી શાહ,
માંગરોળવાળા.
૩ ,, જેઠાલાલ રામજી શાહ,
માંગરોળવાળા.
૧ ,, જગજીવન દયાળ શાહ, ,,
૨ ,, પુંજાભાઇ લાધાભાઇ પીપરીયા,
માંગરોળવાળા.
૫ ,, મદનજી જુઠા શેઠ, ,,
૧ ,, દેવજી જુઠા શાહ, ,,
૧ રત્નચિંતામણી સ્થાનકવાસી જૈનમિત્ર મંડળ હા. રા. રા. જેઠાલાલ રામજી.

## રા. રા. અમરચંદ વીરજી શાહ, માંગરોળવાળા મારફત.

૧ રા. રા. અમરચંદ વીરજી શાહ,
માંગરોળવાળા.
૧ ,, કપુરચંદ પ્રાગજી શાહ. ,,
૧ ,, હરિદાસ જગજીવન શાહ. ,,
૧ ,, જમનાદાસ ખુશાલચંદ વોરા,
પોરબંદરવાળા.
૧ ,, શોભાગચંદ વસનજી, વેરાવળવાળા.
૧ ,, પાનાચંદ ફુલચંદ ગોવિંદજી. ,,
૧ ,, ગલાલચંદ શોમચંદ શાહ. ,,
૧ ,, મુળચંદ કેશવજી.
૧ ,, પ્રભુદાસ હીરજી.

## રા. રા. ગોકળ પાનાચંદ મેતા (સોની) મારફત.

૨ રા. રા. ગોકળ પાનાચંદ મેતા.
૧ ,, ઉમેદચંદ ગુલાબચંદ શાહ.
૧ ,, પ્રાગજી વસનજી શાહ.
૧ ,, સાંકળચંદ જગશી શેઠ.
૨ ,, લક્ષ્મીચંદ લાધા શાહ, કચ્છ
પુનડીવાળા.
૧ ,, ગોણપત ચાંપશી શાહ, ગુંદાળાવાળા.
૨ ,, નરશીભાઇ વીરજી.
૩ ,, ગોકળદાસ જાદવજી.
૧ ,, દેવકરણ ઝવેર શાહ.
૧ ,, ગાંગજી મુળજી શાહ. કચ્છ
પત્રીવાળા.
૧ ,, નેણશી રવજી શાહ,
કચ્છ કપાઇયાવાળા.
૧ ,, ભીમજી રણશી શાહ,
કચ્છ પત્રીવાળા.
૧ ,, તેજુલાલ શેઠ, કચ્છ કપાઇયાવાળા.
૧ ,, ભારમલ કોરશી શાહ.
૧ ,, મોનજી હીરજી શાહ.
૧ ,, વરજાંગ દેસા શાહ, કચ્છ ગુંદારા.

## રા. રા. અભેચંદભાઇ ગોપાળજી કોઠારી મારફત.

૨૫ રા. રા. તુલસીદાસ ગોનજી શેઠ.

૧ ,, સુંદરજી ધનજી વોરા.
૧ ,, ડાહ્યા જેઠા શાહ.
૧ ,, ઉજમશી કચરા શાહ.
૧ ,, હરચંદ હીમચંદ હા. નરશિદાસ.
૧ ,, જીવણ વખતચંદ હા. મગનલાલ ઉજમશી સંઘવી.
૧ ,, લલુભાઇ ઓઘાભાઇ ગોશળીયા.
૧ ,, નાનજી વર્ધમાન શાહ.
૧ ,, વાલજી સંઘજી વકીલ.
૧ ,, હરખચંદ ચાંપશી શાહ.
૧ ,, ફુલા પનજી શાહ હા. બેન સંતોક.
૧ ,, ચુનીલાલ નરશી શાહ.
૧ ,, ગોગલ ગલા હા. મગનલાલ ભાવસાર.
૧ જ્ઞાનવર્ધક ફંડ હા. બહેચરદાસ નથુભાઇ.
૧ રા. રા. નાગરદાસ જેઠા હા. મોહનલાલ.
૧ ,, શીવલાલ હીમજી સંઘવી.
૧ ,, દેવકરણ ભુદર હા. બેન અચી.
૧ ,, હરગોવન ભુદર હા. બેન મણી.
૧ દરીયાપરી જૈન કન્યાશાળાના માસ્તર બાઇ મોંઘી.

### રા. રા. છોટાલાલ ત્રીભોવનદાસ ગાંધી મારફત.

૧ રા. રા. જેરાજભાઇ દેવચંદ ગાંધી.
૧ ,, ત્રીભોવન દેવચંદ ગાંધી.
૧ ,, માણેકચંદ ચાંપસી ગાંધી.
૧ ,, ઉકાભાઇ મુળચંદ ગાંધી.

### મલુકચંદ ઝુંઝાભાઇ શેઠ મારફત.

૧ રા. રા. ગોકળદાશ લધુભાઇ શાહ.
૨ ,, લલુભાઇ નગીનદાસ શ્રીસુરતવાળા.
૧ ,, ઝુંઝાભાઇ વેલસી.

### ૧૬ પોરબંદર.

### જીવણભાઇ આણંદજી શા. મારફત.

૧ રા. રા. જીવણભાઇ આણંદજી શાહ.
૨ ,, હીરજી રામજી શાહ.
૧ ,, મનમોહનદાસ કપુરચંદ ગોશળીયા
૧ ,, હરજીવનદાસ નેમીદાસ.
૧ ,, પોરબંદર જૈનશાળા ખાતે.
૧ ,, ધારશી જાદવજી શાહ હા. બાઇ જેકુંવર.
૧ ,, દેવીદાસ લખમીચંદ ઘેવરીયા.
૧ ,, હરખચંદ વેલજી શાહ.
૧ ,, અમરચંદ જસરાજ શાહ.
૧ બાઇ કપુરબાઇ.
૧ ,, નાનજી ગીરધર.
૧ બાઇ ચાંપાબાઇ.
૧ ,, નાનચંદ તારાચંદ.
૧ ,, પોપટ જાદવજી શાહ.
૧ ,, કશળચંદ કાળીદાશ બાવીસી જેતપર વાળા.

### જામનગર.

### તારાચંદ રાયચંદ વારીયા મારફત.

૪ વીસા શ્રીમાળી લોકાગચ્છના ઉપાશ્રય તરફથી હા. પુનાતર ખેંગાર રાજપાળ વિગેરે.
૧ રા. રા. શોમચંદ આણંદજી પારેખ.
૧ ,, જગજીવન તથા હેમચંદ મહેતા.
૧ ,, મોહનલાલ હરખચંદ ખજુરીયા.
૧ ,, વલભજી હેમરાજ મહેતા.
૧ બાઇ ટમી બાઇ નારણજી.
૧ રા. રા. કરશનજી કમળશી મહેતા.
૧ ,, હીરાચંદ આણંદજી પારેખ.
૧ બાઇ શીવકુંવરબાઇ પદમસી.
૧ બાઇ મોતીબાઇ હરખચંદ.

### લાલપર.

૧ સ્થાનક ખાતે હા. રા. રા. કચરા લાધા શા.

### જોડીયા.

૧ જોડીયા જૈન મણિબાઇ લાયબ્રેરી તરફથી. હા. ચત્રભજ પ્રેમજી વકીલ.

### અજમેર.

૩ હુ ધી મેનેજર જૈન બુક ડીપો.

### બીલખા.

૧ સ્થાનક ખાતે હા. રા. રા. નાગજી વેલજી.

### ૧ ધ્રાંગધ્રા.

૧ રા. રા. નાગરદાસ ગફલભાઇ સંઘવી.

### ૩ સુરત.

૩ પુસ્તકાલય ખાતે હા. રા. રા. તારાચંદ ઉતમચંદ.

### ૧ ઘ્રોળ.

**રા. રા. કપુરચંદ રૂપસી દોસી મારફત**

૧ ધ્રોળ સ્થાનકવાસી સંઘ સમસ્ત હા. રા. રા. દોલતચંદ રામજી મોદી.

### ૧ મેંદરડા.

૧ રા. રા. ડોસાભાઇ હેમચંદ શાહ.

### ૧ ઘાટવડ (કોડીનાર તાબે).

૧ રા. રા. પીતાંબર પરષોતમ ગાંધી.

### ૧ મેંગણી.

૧ રા. રા. રામજી પ્રેમચંદ શેઠ.

### ૧ સરપદડ.

૧ રા. રા. જાદવજી મીઠા.

### ૧ જામજોધપુર.

**માસ્તર માણેકચંદ ખોડીદાસ મારફત.**

૧ સ્થાનક ખાતે હા. વિઠલજી કુંવરજી દોશી.

### ૧ દાળીયા.

૧ રા. રા. માનસંગ જેઠા.

### ૧ અરજણસક.

૧ રા. રા. કાળા રૂપસી પંચમીયા હા. ભવાનભાઇ.

### ૧ મેવાસા.

૧ સ્થાનકખાતે હા. રા. રા. નથુ નાનજી.

### ૨ સાજડીયારી.

૧ રા. રા. દેવકરણ નથુ બાવીસી.

૧ ,, સંઘરાજ નાનજી.

### ૪ કાળાવડ.

**માસ્તર માણેકચંદ ખોડીદાસ મારફત.**

૧ કાળાવડ જૈનશાળા, હા. માસ્તર માણેકચંદ ખોડીદાસ શેઠ.

૧ રા. રા. ભાણજી પરષોતમ વકીલ.

૧ ,, સુંદરજી દેવશી રવાણી.

૧ ,, મેઘજી ડુંગરશી મહેતા.



વં-તેસુવા વમનમાં ૫, પી-તેસુવા લીલા, પીળા, પિત્તમાં ૬. પૂયેસુવા પરૂમાં ૭, સોંણીગેસુવા રૂધિરમાં ૮, સુક્કેસુવા વીર્યમાં ૯, સુક્ર પુગળ પડીસાડીએસુવા વીર્યના સુકેલા પુદગળ પાછા લીલા થાય. તેમાં ૧૦ વિગયજીવ કલેવરેસવા મૃતક શરીરમાં ૧૧. છથી, પુરૂપ સંજોગેસુવા સ્ત્રી પુરૂપના સંજોગમાં ૧૨, નગરનિધમણેસુવા શહેરની ખાળમાં ૧૩, સવ્વે સુચેવ અસુઇઠાણેસુવા સર્વ મનુષ્ય સંબંધીના અસુચી, અપવિત્ર સ્થાનકમાં ૧૪, એ ચઉદ સ્થાનકે સમુર્છિમ મનુષ્ય ઉપજે છે.

તેના શરીરની અવગાહના આંગુળના અસંખ્યાતમે ભાગે છે. તે જીવ અસંજ્ઞી, મિથ્યાદૃષ્ટિ, અજ્ઞાની, અપર્યાપ્તાજપણે અંતર્મુહુર્ત્ત ને આવખે મરે છે. એ વિચાર શ્રી પન્નવણાજી સૂત્રથી લખ્યો છે. એ સમુર્છિમ મનુષ્યનો અધિકાર પુરો થયો.

**પ્રશ્ન**—હે ભગવંત, ગર્ભજ મનુષ્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગોતમ, તેના ત્રણ ભેદ છે. કર્મભૂમિ ૧, અકર્મભૂમિ ૨, ને અંતરદ્વીપ ૩.

## ૪૪. છપન અંતરદ્વીપના મનુષ્યનો અધિકાર.

જાણવો. તેમજ આગળ જગતીના વર્ણનમાં આવશે તેથી જાણવો.

તે પદ્મવર વેદીકા એક વનખંડે ચોપખેર વીંટાણી છે. તે વનખંડ દેશેઉણા બે જોજન ફરતું પહોળપણે છે ને વેદીકા પ્રમાણે ફરતું છે. તે વનખંડની કૃષ્નશોભા છે. એમ રાયપસેણી સૂત્રથી વનનો વર્ણન જાણવો. તેમજ નિરવિશેષ જાણવો. તૃણ અને મણીનો વર્ણ, ગંધ, સ્પર્શ ને શબ્દ. તેમજ વાવ, ઉત્પાત પર્વત, પૃથ્વીશીલાના પટ્ટ પ્રમુખનો વર્ણન જાણવો. જાવત્ ત્યાં ઘણા વ્યંતરિક દેવતા ને દેવાંગ્ના બેસે છે જાવત્ વિચરે છે.

તે એકરૂક દ્વીપને માંહે ઘણુંજ સમ ને મનોહર ભૂમિભાગ તે ધરતી તળ છે. તે યથા-દ્રષ્ટાંતે માદળનું તળીયું જેહવું સમું છે તેહવો સમધરતી તળ છે. એમ જાવત્ સજ્યા-પર્યંત જાણવું. જાવત્ પૃથ્વીશીલાના પટ્ટ છે તે ઉપરે એકરૂક દ્વીપના મનુષ્ય ને મનુષ્યની સ્ત્રી એ બે બેસે છે જાવત્ વિચરે છે.

તે એકરૂક દ્વીપે તે તે દેશને વિષે તે તે ઠામે ઘણા ઉદ્દાલક નામે, મોદ્દાલક નામે, કોદ્દાલકનામે, ક્રતમાલનામે, નયમાલનામે, નટ્ટમાલનામે. શૃંગમાલનામે, દંતમાલનામે, સંખ-માલનામે,સેલમાલનામે. ઇત્યાદિક વૃક્ષ કહ્યાં છે. અહો સાધો આયુષ્યવંતો ! તે વૃક્ષ ફળ્યાં ફુલ્યાં છે, તેનાં મુળ શુદ્ધ છે, દર્ભાદિકે રહીત છે. મુળે કરી, કંદે કરી જાવત્ બીજે કરી સહીત છે. પત્રેકરી, ફુલેકરી ઢંકાણા છે. વિશેષે કરીને વૃક્ષની શોભાએ કરી અત્યંત અત્યંત શોભતાં થકાં, વિશેષે શોભતાં થકાં રહે છે.

વળી એકરૂક દ્વીપને વિષે (અપ્રસિદ્ધ) ઘણાં વૃક્ષ છે. તે હેરૂતાલ વનસ્પતિનાં વન ભેરૂતાલ વનસ્પતિનાં વન, મેરૂતાલ વનસ્પતિનાં વન, સેરૂતાલ વનસ્પતિનાં વન, સાલીના વન, સરલના વન, સરસડાના વન, સોપારીના વન, આંબાના વન, ખજુરીના વન, નાળી-યેરીના વન, ફળ્યાં ફુલ્યાં થકાં જાવત્ રહે છે.

વળી એકરૂક દ્વીપે ઘણા તીલક વૃક્ષના વન, વડ, જાવત્ રાયણ, નંદી વૃક્ષ પ્રમુખ દર્ભાદિકે રહિત ફળ્યા ફુલ્યા જાવત્ રહે છે,

વળી એકરૂક દ્વીપે ત્યાં ઘણી પદમલતા જાવત્ સ્યામલતા સદૈવ ફળી ફુલી રહે છે. એમ લતાનો વર્ણન જેમ ઉવવાઇ સૂત્ર મધ્યે કહ્યો છે તેમ જાણવો. જાવત્ પ્રતિરૂપ છે.

વળી એકરૂક દ્વીપે ત્યાં ઘણાં શેરીક વૃક્ષના ગુલ્મ જાવત્ મલ્લીકાતીના ગુલ્મ તે ગુલ્મ પાંચ વર્ણે ફુલે ફળે છે અને ત્યાં મંદવાય વાય છે તેણે કરી નિર્મળ ફુલની [illegible] છે તેને કંપાવીને એકરૂક દ્વીપનો ઘણંક સમ મનોહર જે ભૂમી ભાગ તેને વિષે ફુલના પુંજ (ઢગલા) કરે છે.

## ૪૫. દશ જાતના કલ્પવૃક્ષનો અધિકાર.

૧ વળી એકરૂક દ્વીપે ત્યાં ત્યાં ઘણાં મતંગનામે દ્રુમ (વૃક્ષ)ના સમુહ છે. (મતંગ તે જેહના ફળ ખાધે ચડા થાય.) અહો સાધો આવખાવંતો! જેમ તે ચંદ્રપ્રભા મદીરા ચંદ્રમાં સમાન ઉજળી, મણશીલાકા મણી સમાન વર્ણે મદીરા, તથા ઉત્તમ સિંધુ, (મદીરા વિશેષ.) ઉત્તમ વારૂણી, (નામા મદીરા.) ભલે પ્રકારે ધાવડી પ્રમુખના ફળ, પત્ર, ફુલ તેહના રસ તે મધ્યે ઘણા દ્રવ્ય સંયુક્ત કૃત મદયાદિકના તે પણ કાળ પ્રમાણે પ્રાપ્ત તેનો જેવો ચડ તથા સ્વાદ, વળી મધુ તથા મૈરક (મદીરા વિશેષ.) તે પણ અરીષ્ટ રત્ન વર્ણે જેની કાંન્તી છે. તેનો જેવો સ્વાદ તથા દુગ્ધ જાતનો મદય, તથા પ્રસંન નામા સૂરા, તથા નેલક નામા સૂરા, તેનો જેવો સ્વાદ, તથા ખજુર, દ્રાખ પ્રમુખના સંજોગે કૃત મદય તેહનો જેવો સ્વાદ, તથા કાપી સાયન (મદય વિશેષ.) તથા પક ઇક્ષુરસ (પાકી શેલડીનો રસ) તેનો જેવો મદય કૃત તથા પ્રધાન સૂરા (મદય વિશેષ) ઇત્યાદિક જેમ વર્ણ, રસ, ગંધ, સ્પર્શ કરી યુક્ત છે અને વળી બળવીર્યના પરીણામને વધારે. (મદીરા પ્રમુખની વીધી ઘણા પ્રકારની છે.) તેમ તે મતંગનામે વૃક્ષના સમુહ પણ મદીરા પાનને ગુણે યુક્ત છે. સ્વભાવ થકીજ અનેક ઘણી જાતની મદીરા તેને પરીણામે પરણમીત છે. તે વૃક્ષ મદીરાને ગુણે પરણમીત છે. ફળે કરી પરીપૂર્ણ છે. તે ફળ પાકે છે ત્યારે મદીરા પ્રતે ઝરે છે, તે મદ્યની જાતના વૃક્ષ છે. તે વૃક્ષ ફળ્યાં ફુલ્યાં છે. તે વૃક્ષના મુળ કુશ દર્ભ તૃણાદીકે રહીત નિર્મળ શુદ્ધ છે. જાવત્ એવી રીતે રહે છે. એ પ્રથમ મતંગનામા કલ્પ વૃક્ષ વર્ણવ્યો. હવે બીજો ભૃગાંક નામે કલ્પ વૃક્ષ વર્ણવે છે.

વંસવિણુંવંસવિશેષ, સુઘોષા, વિપંચી તંત્રી, વિણામહંથ્યી વિણાવિશેષ, સતતંત્રી વીણા, રગસીકાનામા વીણા, હસ્તભાલ, કાંસાની તાલ, તેણે કરી સહીત, એહવા વાજીંત્રના ભેદ. વળી તેહને કહ્યા ગાંધર્વ સર્વ સમે કુશળ તેણે વગાડતા ત્રીકરણ સુધી આદી, મધ્ય ને, અંતરૂપ તે જેમ એ ક્ષેત્રે વાજીંત્રની જાતી છે. તેમ તે ત્રુટીતાંગ નામા પણ દ્રુમ (ઝાડ) ના સમુહ અનેક ઘણા પ્રકારના ત્રુટીતા વાજીંત્રના ચાર ભેદ છે. તતવીણા પ્રમુખ ૧, માદલ પ્રમુખ વિતલ ૨, તાલ પ્રમુખ ૩, અને સંખ પ્રમુખ ઝુંપી ૪, એમ ચાર પ્રકારના વાજીંત્રને ગુણે કરી સહીત છે. તે વૃક્ષ ફળે કરી સહીત છે. ફળ્યા ફુલ્યાથકાં પૂર્ણ રહે છે. તે વૃક્ષના મૂળ સુદ્ધ છે. એ ત્રીજો ત્રુતીતાંગ નામે કલ્પ વૃક્ષ વર્ણવ્યો. હવે ચોથો દીપશિખા નામે કલ્પ વૃક્ષ વર્ણવે છે.

૪. એકરૂકનામા દ્વીપે ત્યાં ત્યાં ઘણા દ્વીપશીખા નામે વૃક્ષના સમુહ કહ્યા છે. અહો સાધો આવખાવતો! જેમ સંધ્યા સમયને વિષે ચક્રવર્તિ નવ નિધાનના ધણીને દીવીનો ચક્રવાળ પ્રગટ કરે, તે દીવી વર્ણવે છે. તે દીવી મધ્યે ઘણી જાડી વાટ છે, ને તે વાટ વળી તેલે કરી પ્રતિપૂર્ણ છે. એવી દીવીને પ્રગટ કરે ત્યારે અંધકારનો નાશ થાય. તેનો વર્ણ, કનકનો જેવો વર્ણ તે સમાન વર્ણ છે. વળી તે દીવીના કંચન, મણી રત્નના નિર્મળ બહુ મૂલ્ય રક્ત સુવર્ણના દેદીપમાન મનોહર દંડ છે. તે દીવી ઉત્તમ છે, એ દીવી સમકાળે દીપાવે, તેહનું રાત્રીને સમે સ્નેહવંત મનોહર દેદીપમાન તેજ થાય. નિર્મળ ગ્રહ ચંદ્રમા પ્રમુખ તેહના સરખી કાન્તી થાય, તેમ તેમ અંધકારને ટાળણહાર, સૂર્ય તેના કીરણ પસર્યા તેહનો જેવો ઉધ્યોત તેહવો તે દીવાનો જોતે કરી શ્વેત પ્રહસીત વિસ્તારપણે મનોહર શોભાયમાન તેજ થાય. તેમ તે દીપશીખા નામે વૃક્ષના સમુહ પણ અનેક ઘણાં નવનવા પ્રકારનાં પરીણામ ઉધ્યોત વિધિના તેણે કરી સહીત ફળે કરી પ્રતિપૂર્ણ ફળ્યાં ફુલ્યાંથકાં રહે છે. એ ચોથો દીપશીખાનામે કલ્પવૃક્ષ વર્ણવ્યો. હવે પાંચમો જ્યોતીશીખા નામા કલ્પવૃક્ષ કહે છે.

૫. એકરૂક દ્વીપે ત્યાં ત્યાં ઘણાં જ્યોતીશીખાનામા વૃક્ષના સમુહ કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો ? જેમ તે તત્કાળનો ઉગ્યો, શરદકાળનો આસ્વિન, કાર્તિક માસનો સૂર્ય મંડળ જેમ સહસ્ત્ર કીરણને દીપાવતો જેહવો વીજળીનો ઝળત્કાર, નિર્ધુમ અગ્ની [illegible] માન અગ્નીએ ધમ્યો તાતો સુવર્ણ, કેશુનું ફુલ, અશોક વૃક્ષનું ફુલ, જાસુ વૃક્ષનું ફુલ, ઇત્યાદિક વિકસ્વર તેના પુંજ (ઢગલા) મણી રત્ન રક્ત વર્ણે તેના જેવા કીરણ [illegible] હીંગળો તેનો સમુહ, (ઢગલો) તેના રૂપથી અધિક રૂપ તેજ સૂર્યનું છે, તેમ તે જ્યોતિશીખા નામે પણ વૃક્ષના સમુહ અનેક પ્રકારના ઉધ્યોતના પરીણામે ને ઉધ્યોતની વિધિ તેણે કરી સહીત છે. શુભ લેશ્યા છે, મંદ લેશ્યા છે, આતપની કાન્તિએ સ્વભાવિક [illegible] છે. કુટાગારને સંસ્થાને સંસ્થિત છે. માંહોમાંહે લેશ્યા (પ્રભા–કાન્તિ)ના પ્રદેશ [illegible] છે. તે લેશ્યાને પ્રદેશે કરી સર્વ દિશે ચ્યારે તરફ સોભાવે છે, ઉધ્યોત કરે છે, કાન્તિ [illegible] છે. તે વૃક્ષ ફળ્યાં ફુલ્યાંથકાં રહે છે. એ પાંચમો જ્યોતિશીખા નામે કલ્પવૃક્ષ વર્ણવ્યો. હવે છઠ્ઠો [illegible] નામા કલ્પવૃક્ષ વર્ણવે છે.

[illegible]

૬ એકરૂક દ્વીપે ત્યાં ત્યાં ઘણાં ચીત્રાંગ નામે વૃક્ષનાં સમુહ કહ્યાં છે. અહો સાધો આયુષ્યવંતો ! જેમ તે પેક્ષાઘર જોવા યોગ્ય વિચીત્ર મનોહર ઉત્તમ ફુલની માળાએ સંયુક્ત દેદીપમાન ઉજ્વળ છે. વિકસ્વર પાંચવર્ણ ફુલ તેના પુંજ તેણે કરી કળી સહિત છે. વીરલીત વિચિત્ર ફુલ તથા માળા તેને સમુદાગે કરી સહિત છે. તે કહે છે. ગ્રંથીમ ૧, (ગુંથ્યા) વેઢીમ ૨, (હારરૂપ) પુરીમ ૩, (પુર્યા) ને સંઘાતીમ ૪. (ફુલનો પુંજ) એમ ચાર પ્રકારના ફુલે કરી, નિપુણ પુરૂષે કારીગરે કરી વિભાગપ્રતે રચીને સર્વથી સર્વદીશે સમનુબંધ અવીરલપણે લંબાયમાન અંતર રહીત પંચવર્ણિ કુસુમની માળા તેણે કરી શોભાયમાન વનમાળાએ કરી તે ઘરનું દ્વાર શોભિત છે. તે ઘર અત્યંત દીપે તેમ તે ચિત્રાંગનામા વૃક્ષના સમુહ પણ અનેક પ્રકારના ફુલને સમુહે કરી સ્વભાવિક પ્રણમીત છે ફુલ તથા ફુલની માળા તેને ગુણેકરી સહિત છે. તે વૃક્ષ જાવત્ ફળ્યાં ફુલ્યાં થકાં રહેછે. એ છઠ્ઠો ચિત્રાંગનામા કલ્પવૃક્ષ વર્ણવ્યો. હવે સાતમો ચીત્રરસનામા કલ્પવૃક્ષ વર્ણવે છે.

સૂર્યમાલીકા, હર્પક, કેયુર, વીરવળય, લંબાયમાન ઝુમણા પ્રમુખ, અંગુલીવેઠ પ્રમુખ, કાંચીકટી મેખળા, કલાપ, પ્રતરક, પાદોજાળ, ઘંટીકા, ઘુઘરમાળ, રત્ન જાળ, (આભરણ વિશેપ.) પગનાં ઝાંઝર, ચરણ માલીકા, (આભરણ વિશેપ), સુવર્ણના સમુહની માળા પ્રમુખ આભૂપણ ઘણાં પ્રકારનાં તે સર્વ સુવર્ણ, મણી ને રત્ને કરી ભાંત્તિ વિચીત્ર મનોહર છે. જેમ ઇહાં ભરતાદિક ક્ષેત્રે ઘણા પ્રકારનાં છે. તેમ મણિકાંગનામા વૃક્ષના સમુહ પણ અનેક પ્રકારની નવનવી ભાતીના આભૂપણે પ્રણમીત, સ્વભાવેજ આભૂપણની વીધે કરી સહીત તે વૃક્ષ જાવત્ ફળ્યાં ફુલ્યાં થકાં રહે છે. એ આઠમો મણિકાંગનામા કલ્પવૃક્ષ વર્ણવ્યો. હવે નવમો ગૃહાકારનામા કલ્પવૃક્ષ વર્ણવે છે.

૯. એકેક દ્વીપે ત્યાં ત્યાં ઘણાં ગૃહાકાર નામે કલ્પવૃક્ષના સમુહ કહ્યાં છે. અહો સાધો આયુષ્યવંતો!! જેમ તે ગઢ, અટાળા. ચરીકાદ્વાર પ્રોળ પ્રાસાદ, આકાશતળ તે અગાશી, માંડવા, એકઢાળીયા, બે ઢાળીયા, ત્રણ ઢાળીયા, ચારઢાળીયા, ગર્ભગૃહ, વદ્દભી-ગૃહ, ચીત્રસાળી, માલિક ભૂમી ગૃહ, વૃતકુઆ, કોઠા પ્રમુખ, ત્રીખુણીયા ઘર, ચોરંસા ચોખુણીયા ઘર, નંદાવર્ત્તને આકારે, જેના તળીયાં પાંડુર છે એવા મુંડમાલ ઘર, ધવલગૃહ, અર્ધમાગધઘર, વિભ્રમગૃહ, સેલ આકારે ગૃહ, શીખરને આકારે ગૃહ, સુવિધ કોષ્ટ તે ભલા કોઠારને આકારે ઘર, અનેક ઘર સરણ લયનપુંખ સંસ્થાને, હાટ તથા વિડંગ નામા જાળીબંધ ગૃહ, ચંદ નિર્યુહગૃહ, ઓરડા, ચંદ્રસાળીકાગૃહ, ઇત્યાદિ પ્રકારનાં ભાંતી વિચિત્ર મનોહર ગૃહ. તે આ ભરતાદીક ક્ષેત્રે જેમ અનેક જાતીનાં છે તેમ તે ગૃહાકાર વૃક્ષના સમુહ પણ અનેક પ્રકારના ગૃહ ગુણે કરી વિશેપા સ્વભાવે પરણમીત છે. તે વૃક્ષ ઉપરે સુખે ચઢાય છે, સુખે ઉતરાય છે, સુખે તે વૃક્ષ મધ્યેથી નીસરાય છે, અને સુખે તે વૃક્ષમધ્યે પેસાય છે. તે વૃક્ષે સ્વભાવેજ દાદરારૂપ પગથીયાં તેણે કરી સહીત છે. એકાંત સુખનો સ્થાન છે. સન્યાસન રૂપે યુક્ત મનોહર ગૃહની વીધીયે કરી યુક્ત એવાં વૃક્ષ ફળ્યાં ફુલ્યાંથકાં જાવત્ રહે છે. એ નવમો ગૃહાકાર કલ્પવૃક્ષ વર્ણવ્યો. હવે દસમો અનગ્નકનામા કલ્પવૃક્ષ વર્ણવે છે.

૧૦ એકેક દ્વીપે ત્યાં ત્યાં ઘણાં અનગ્નક નામે વૃક્ષના સમુહ કહ્યાં છે. અહો સાધો આયુષ્યવંતો!! જેમ તે આઝનક એટલે ચામડા રૂપ વસ્ત્ર, કપાસ વસ્ત્ર, તૃણના વસ્ત્ર, કંબળ, પટકુળ, ત્રિસરીતનું નિષ્પન તે કોસેયક, મૃગચર્મ, કાળમૃગપટ ચર્મ વિશેપ, અંસુક વિશેપ, આભરણે વિચિત્ર, સુકુમાળ, કલ્યાણકારી. ભીંગાકુંજ વૃક્ષની પરે નીલ, કાજળની પરે કાળા, શોભતાં બહુવર્ણિ રક્ત, પીળાં, ધોળાં, મૃગના રોમના વસ્ત્ર. હેમકના, જરકસી (ઝીક-જરી), ઉનના અનેક તંતુની ભાંતે કરી ચારીત ઇત્યાદિક તંતુએ કરી નીપજાવેલ ભાંતી વિચીત્ર મનોહર. જેમ ઇહાં વળી તે વસ્ત્ર મધ્યે બહુ પ્રકારનાં [illegible] નીપજાવેલ વર્ણ, ને રંગ સહીત તે વસ્ત્ર છે. તેમ તે અનગ્નકનામા વૃક્ષના સમુહ પણ અનેક પ્રકારને વિશેપા (સ્વભાવે) પરીણામે વસ્ત્રવિધે સહીત ફળ્યાં ફુલ્યાં થકાં જાવત્ રહે છે. એ દસમો અનગ્નકનામા કલ્પવૃક્ષ વર્ણવ્યો. એ દશ જાતના કલ્પવૃક્ષ [illegible]

આકાર છે. સવળા સાથીયાનો આકાર છે. ચંદ્રમા ૧, સૂર્ય ૨, શંખ ૩, ચક્ર ૪, સાથીયો. એ પાંચ હાથને વિષે આકાર છે. બીજે પણ લક્ષણે કરી સંપૂર્ણ તેણે કરી રચીત શોભીત તેના હાથ છે. ભલો પાડો, વરાહ સુયર, સીંહ, સાર્દુલો, અષ્ટાપદ, બળદ, હસ્તી, તેહના સરખા તે જુગળના ભલા પુગ મોટા સ્કંધ છે. ચાર આંગુલ પ્રમાણ કાચબાના સરખી ગ્રીવા (ડોક) છે. જથાવસ્થિત ભલે પ્રકારે ચીત્રાંમ સરખી મુછ છે. પુષ્ટ માંસે સંસ્થિત ભલી સીંહના સરખી મોટી હડપચી છે. પુષ્ટ પ્રવાળા સરખાં અથવા બીંબફળ (પાકાં ધોલાં) સરખા રાતા તેહના હોઠ છે. પાંડુરા ચંદ્રમા સરખા નીર્મળ તથા દક્ષણાવર્ત્ત શંખ ગાયનું દુધ, સમુદ્રનું ફીણ, મચકુંદનું ફુલ, પાણીના ફુવારા અથવા કમળ સરખી દાંતની શ્રેણી છે. અખંડ દાંત છે. રાય રહીત દાંત છે. અંતર રહીત દાંત છે. ચીગટા દાંત છે. સુનિષ્પન દાંત છે. જાણીએ એક દાંત છે, એવું દીશે પણ અનેક દાંત છે, અને અગ્નીએ ધમ્યો નિર્મળ તાતો સુવર્ણ જેવો રાતો હોય તેવું રાતું તાળવું ને જીભ છે. ગરૂડ પંખીના જેવી નાશીકા છે. વીકસ્યા પુંડરિક કમળ સરખી આંખ છે. વિકસ્યા કમળની પાંખડી સરખી પાંપણ છે. થોડી નમી ધનુષ સરખી મનોહર કાળી અભ્રની રાય સરખી ભલે સંસ્થાને મનોહર લાંબી ઉત્તમ પાતળી કાળી ચીગટી ભાપણ (ભમર) છે. લય ન પામે પ્રમાણ યુકત એવા કાન છે. ભલા કાન છે. માંસે કરી પુષ્ટ એવા ગાલના દેશ ભાગ છે. તત્કાળનો ઉગ્યો બાળ સુર્યાકારે ઉત્તમ વિસ્તારપણે સમ નિલાડ (કપાળ) છે. પ્રતિપુર્ણ પુનમના ચંદ્રમા સમાન મુખ છે. છત્રને આકારે મસ્તક છે. નિવડ પુષ્ટ નાડીએ કરી સુબધ લક્ષણે કરી સહીત ઉંચા શીખર સરખો નભપીડાગ્ર શીખર હોય એહવો શીખર છે. દાડીમના ફુલની પરે તથા સુવર્ણને વર્ણે નિર્મળ સુજાત રાતી માથાની ચાંબડી છે. સામળી વૃક્ષના ફુલ સરખાં ઘણું નિવડ માંશે ઉપચીત સુકુમાળ વિષય પ્રસરત સુક્ષ્મ લક્ષણવંત સુગંધ ગંધે મનોહર કૃષ્ણ વર્ણે જેહવો શેષનાગ અથવા ભીંગો લીલો તે નીલશ્યામ અથવા કાજળ-નો પુંજ (ઢગલો) અથવા ભમરાનો સમુહ તે સરખા શ્યામ ચીગટા એકઠા એહવા દક્ષણ-વર્ત્તવળતા વધે નહીં એવા માથાના મોવાળા છે. બત્રીસ લક્ષણે કરી સહીત છે. સુનિષ્પન ભલા સંગત અંગોપાંગ ભલા છે. સરૂપવંત જોવા જોગ્ય છે. દેખવા જોગ્ય છે. અભીરૂપ છે. પ્રતિરૂપ છે.

વળી તે મનુષ્યનો હંસ સરખો સ્વર છે. ક્રોંચ પંખીના સરખો સ્વર છે. વિણા સરખો છે. સીંહ સરખો સ્વર, સીંહ સરખો ઘોષ છે. મધુર સ્વર, મધુર ઘોષ છે. સુસ્વર છે, સુસ્વર ઘોષ છે. છાંયાએ કરી જાજલ્યમાન તેહનું અંગોપાગ છે. વજ્રરીખભનારાચ સંઘયણના ધણી છે. સમચતુરસ્ર સંસ્થાનના ધણી છે. શરીરની ચામડી ચીગટી છે. રોગ રહીત છે. ઉત્તમ પ્રશંસવા જોગ્ય છે. જેહને ઉપમા દેવાય નહી એવું શરીર છે. વડી નીત, લઘુનીત, પરસેવો ઇત્યાદિકે રહીત શરીર છે. શરીરે મેલ પ્રમુખ [illegible] નહી. [illegible] [illegible] વેગ છે. કંક પંખીની પેરે આહાર લીએ છે. પારેવાની પેરે [illegible] [illegible] છે. [illegible] પંખીની પેરે નિહાર કરે છે. (જેમ તે ઉચતો નિહાર કરતાં [illegible] [illegible] નહીં [illegible] ને [illegible] પણ લેપ લાગે નહી) [illegible] [illegible] [illegible] [illegible] [illegible] છે. [illegible] [illegible]

કમળ તેના ગંધ સરખો શ્વાસોશ્વાસ છે. અને મનોહર વદન છે. આઠસેં ધનુષની ઉંચી કાયા છે. તે મનુષ્યને ચોસઠ પાંસળી છે. અહો સાધો આવખાવંતો! તે મનુષ્ય પ્રકૃતિ સ્વભાવે ભદ્રીકભાવી, સ્વભાવે વનીત, સ્વભાવે ઉપસાંત ને સ્વભાવે ક્રોધ, માન, માયા, લોભ પાતળાં છે. કોમળતા અને વનીતાઇ તેણે સહીત. માયાએ બંધાય નહીં. ભદ્રક ભાવી, વનીત, પ્રેમ બંધન રહીત, ધનાદિકને સંચયે રહીત. વૃક્ષ મધ્યેના રહેનાર. વાંછીત વસ્તુના પામનાર મનોવાચ્છીત શબ્દાદિક કામભોગને ભોગવતાથકા વીચરે છે, એવા તે મનુષ્યના સમુહ કહ્યા છે. અહો સાધો આવખાવંતો?

**પ્રશ્ન**—હે ભગવંત, તે મનુષ્યને કેટલે કાળે આહારની ઇચ્છા ઉપજે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એકાંતર આહારની ઇચ્છા ઉપજે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે જુગળની સ્ત્રીનો કેવો આકારભાવ સ્વભાવ સ્વરૂપ કહ્યો છે?

શોભાયમાન ચીગટી હાથની રેખા છે. ચંદ્રમા, સૂર્ય, દક્ષણાવર્ત્ત શંખ, ચક્ર, સાથીયા પ્રમુખની ભલે પ્રકારે રચીત હાથને વિષે રેખા છે. પુષ્ટ ઉંચી કુક્ષિ, હૃદય અને વસ્તીરૂપ પ્રદેશ પ્રતિપૂર્ણ છે. માંસે કરી પૂર્ણ ગળું અને ગાલ છે. ચાર આંગુળ પ્રમાણે કાચબાના સરખી ગ્રીવા (ડોક) છે. માંસે કરી સહીત ભલે સંસ્થાને હડપચી છે. દાડીમના ફુલ સમાન રાતે વર્ણે પુષ્ટ ભલા હોઠ છે. સુંદર હોઠ છે. દહીં, પાણી, રૂપું, ચંદ્રમા, મચકુંદનું ફુલ, માલતીનું ફુલ, અશોક વૃક્ષનું ફુલ એવે ધોળે વર્ણે છીદ્ર રહીત નિર્મળ દાંત છે. રાતું કમળ તથા રાતું પદ્મ તે સરખી રાતે વર્ણે સુંવાળી જીભ તથા તાળવું છે કણેર તથા અશોક વૃક્ષ તે સરખી સમી ઉંચી સરળપણે લાંબી એવી નાશીકા છે. સરદકાળના નીપના કમળ અથવા ચંદ્રવિકાસી કમળ તથા નિલોત્પલ કમળ તેની પાંખડી સમાન લક્ષણે સહીત મનોહર એવા નયણ છે. લાવણ્ય સહીત તે નયણના ખુણા ત્રાંબા વરણા રાતા છે. નમાવ્યું એવું ધનુષ્ય તે સરખી મનોહર કેસે કાળી સહીત સંગત સુજાત શ્યામ વર્ણે ચીગટી ભ્રકુટિ છે. પ્રમાણે યુક્ત એવા કાન છે. પુષ્ટ મનોહર એવા ગાલ છે. ચાર આંગુળ પ્રમાણ વિશાળ સમું નિલાડ (કપાળ) છે. કાર્ત્તિકની પૂર્ણમાના ચંદ્રમા સમાન નિર્મળ પ્રતિપૂર્ણ સૌમ્ય વદન છે. છત્રની પરે ઉંચુ ઉતમાંગ (મસ્તક) છે. વાંકા ચીગટા લાંબા શ્યામ વર્ણે એવા માથાના કેસ છે. છત્ર ૧, ધ્વજા ૨, જુગ ૩, શુભ ૪, દાંમની ૫, કમંડળ ૬, કળશ ૭, વાવી ૮, સાથીયો ૯, મોટી ધ્વજા ૧૦, જવ ૧૧, માછલો ૧૨. કાચબો ૧૩, રથ ૧૪, મગર ૧૫, થાળ ૧૬, અંકુશ ૧૭, અષ્ટાપદ (તે જીવ વિશેષ) ૧૮, શ્રીદામ ૧૯, સુપ્રતિષ્ટક ૨૦, મોર ૨૧, લક્ષ્મીનો અભિષેક ૨૨, તોરણ ૨૩, પૃથ્વી ૨૪, સમુદ્ર ૨૫, દેવભવન ૨૬, પર્વત ૨૭, આરીસો ૨૮, લીળાવંતહાથી ૨૯, બળદ ૩૦, સીંહ ૩૧, ચામર ૩૨, એવા ઉત્તમ બત્રીસ લક્ષણની ધરણહાર છે. હંસના સરખી ગત (ચાલ) છે. કોયલના સરખો મધુર સ્વર છે. મનોહર છે. સર્વને સમત્ત વલ્લભ છે. ધવળકેશ, દુષ્ટવર્ણ, કુચેષ્ટા, વ્યાધી દોભાગ્ય, શોક. એટલાથી રહીત છે. ઉંચપણે પુરૂષથકી થોડી (ચાર આંગુળ) નીચી છે. સ્વભાવે સોળ શૃંગાર અને આચાર તેણે કરી મનોહર વેષ છે. બોલવું, હસવું, બેસવું, ને વિલાશ વાત કરવી તેણે સહીત છે. મનોહર નિવડ પુંઠ છે, ને વદન, હાથ, પગ, ચક્ષુ, લાવણ્ય, રૂપ, જોવન વિલાસે કરી સહીત છે. નંદન વનની રહેનારી અપસરા સમાન રૂપે આશ્ચર્યે જોવા જોગ્ય વિશેષે જોવા જોગ્ય દેખવા જોગ મનોહર છે, પ્રતિબિંબ સમાન છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે જુગળની સ્ત્રીને કેટલે કાળે આહારની ઇચ્છા ઉપજે છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને એકાંતરે આહારની ઇચ્છા ઉપજે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે મનુષ્ય શેનો આહાર કરેછે?

**ઉત્તર**—હે ગૌતમ, પૃથ્વીના ઉપના ફુલ ને ફળ તેનો આહાર કરે છે. જેવા તે મનુષ્ય[illegible] કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, તે પૃથ્વીનો કેવો સ્વાદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે યથા દ્દષ્ટાંતે ગોળ, અથવા ખાંડ, અથવા સાકર, અથવા મદિરા, અથવા બિપકંદ (દેશવિશેષ) અથવા પર્પટ મોદક, પુષ્પોતર, અથવા પદ્દમોત્તર, આક્રોસીકા, વિજયાપાક, મહાવિજયાપાક, કોઇક મિષ્ટાન વિશેષ, અનોપમ ગાયનું દુધ, ચાર ગાયને પાઇને તેનું દુધ ત્રણ ગાયને પાય તેનું દુધ બે ગાયને પાય તેનું દુધ એક ગાયને પાય તે ગાયનું ઉત્તમ દુધ. તે મધ્યે ગોળ. ખાંડ, સાકર પ્રમુખ નાખીને તેને મંદ અગ્નીએ કરી પકવીએ, તે વર્ણે કરી વર્ણવા જેગ્ય જાવત્ સ્પર્સે કરી વર્ણવા જેગ્ય છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે પૃથ્વીનો સ્વાદ એવે વર્ણે જાવત્ સ્પર્શે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. તે પૃથ્વીનો એથી ઇષ્ટ જાવત્ મનોજ્ઞ સ્વાદ કહ્યો છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે ફુલ ફળનો કેવો સ્વાદ કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે યથા દ્દષ્ટાંતે ચાર દીશના અંતનો કરવાવાળો ચક્રવર્તિ તેનો પરમ કલ્યાણ ભોજન. લાખ ગાયથી નીપનું તે ભોજન વર્ણે કરી વર્ણવા જેગ્ય, ગંધે કરી વર્ણવા જેગ્ય, રસે કરી વર્ણવવા જેગ્ય, સ્પર્શે કરી વર્ણવવા જેગ્ય, આસ્વાદવા જેગ્ય, દીપાવવા જેગ્ય, કામ વધારવા જેગ્ય, સુખનું કારણ. સર્વ ઇંદ્રિ ને ગાત્ર તેને સુખનું કારણ છે. એમ કહ્યેથકે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે ફુલ ફળનો સ્વાદ એવે વર્ણે જાવત્ સ્પર્શે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહી. તે ફુલ ફળનો એથી ઇષ્ટતર (એથી અતિશે એટલે ચક્રવર્તિના ભોજનથી ઘણો મનોહર) જાવત્ સ્વાદ કહ્યો છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે મનુષ્ય આહાર કરી ક્યાં રહેછે?

**ઉત્તર**—હે ગૌતમ, તે મનુષ્યના ગણ ઘરરૂપ ઝાડમાં વસેછે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, તે વૃક્ષ કેવે આકારે છે?

**ઉત્તર**—હે ગૌતમ, કેટલાક શિખરને આકારે, પેક્ષા (ઘુમટ) ઘરને આકારે છે (જેવા જેગ) છત્રને આકારે છે. ધ્વજાને આકારે, થુભને આકારે, તોરણને આકારે, ગોપુર (દરવાજો વેદિકા બેસવા જેગ ભૂમિ ચોપાળગઢ ઉપર બેસવાનું સ્થાન) ને આકારે, ચૈસ તે દેવતાનાં ઘરને આકારે, અટાલાને આકારે, મોટા અટાલાને આકારે, પ્રસાદને આકારે, ધનવંત વ્યવહારીયાના ઘરને આકારે, ગોખને આકારે, તળાવને વિષે જળ ઉપર જે પ્રાસાદતેને આકારે, વલભી ઘરનું ઢાંકણું છજાને આકારે, રસોડાને આકારે વૃક્ષ છે. બીજાં પણ ત્યાં ઘણાં વૃક્ષ, ભવન, સજ્યા આસન ઉત્તમ તેને સંસ્થાને વૃક્ષ છે. વલી ટાઢી છાંયાવંત તે વૃક્ષના સમુહ કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે ઘર અથવા ગ્રહવન છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. વૃક્ષજ ઘર છે એવા તે મનુષ્યના સમુહ કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો

## એકરૂક દ્વીપના મનુષ્યનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે ગામ અથવા નગર જાવત્ સંનિવેશ પ્રમુખ છે?
**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં સ્વઇચ્છાએ જાય એવો સ્વભાવ તેનો છે. એવા
તે મનુષ્યના સમુહ કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો!
**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે અસી (તરવાર) કર્મે જીવે તે સીપાઇ પ્રમુખ, મસી.
(સાઇએ લખવું તે.) કર્મે જીવે તે કસી (ખેતી પ્રમુખ) કર્મે જીવે તે કણબી, અથવા
લેવડ દેવડ કરી જીવે તે, અથવા વ્યાપારી લોક છે?
**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ગયા છે અસી, મસી, કસી, પ્રણીત વ્યાપાર
પ્રમુખ કર્મ ઇત્યાદિક કાર્યે કરી રહીત તે મનુષ્ય છે. અહો સાધો આયુષ્યવંતો!
**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે રૂપું, સુવર્ણ, કાંસુ, વસ્ત્ર, મણી, ચંદ્રકાંતાદિક, મોતી,
ઘણું ધન, સુવર્ણ, રત્ન, મણી, મોતી, સંખ દક્ષણાવર્ત્ત, પ્રવાળા પ્રમુખ વસ્તુ છે?
**ઉ-તર**—હે ગૌતમ, તે વસ્તુ છે, પણ તે મનુષ્યને તેઉપર તિવ્ર મમતભાવ ઉપજતો નથી.
**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે. રાજા (દેશનો ધણી) યુવરાજા (પાટવી કુમાર) ઇશ્વર,
તળાટી, માંડવીયા, ધનવંત, મોટા કુટુંબના ધણી, મોટા ધનવંત, વ્યવહારી, નગરશેઠ,
કટકના ધણી, સાથના ચલાવનાર પ્રમુખ છે?
**ઉતર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ત્યાં મનુષ્ય ઋધીના સત્કાર રહીત છે. અહો
સાધો આયુષ્યવંતો!
**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે દાસ ( વેચાતો લીધેલ જન્મ પર્યંત રહે તે ) પેસ
(સેવક કામ કરવા માટે મુકવા જોગ) અથવા શિષ્ય, અથવા ભાગીયા. અથવા [illegible],
(ગોલીયા) ચાકર, (કામ કરનાર) ભોગીક. ( સાથે ફેરી જગવા વગેરે ભાર ભોગવનાર )
પ્રમુખ છે?
**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ચાકર અને કાકર પ્રમુખ રહીત તે મનુષ્યના
સમુહ કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો!
**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે માતા, પિતા, ભાઇ, બેન, સ્ત્રી, પુત્ર, પુત્રી, દીકરાની વહુ છે?
**ઉત્તર**—હે ગૌતમ, હા છે. પણ તે મનુષ્યને ઘણો પ્રેમબંધન ઉપજતો નથી. [illegible] [illegible]
તે મનુષ્યને પ્રેમબંધન પાતળો કહ્યો છે. અહો સાધો આયુષ્યવંતો!

ઉ-તર--હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. તે મનુષ્ય પ્રેમબંધને રહીત કહ્યાં છે. અહો સાધો આયુષ્યવંતો !

પ્રશ્ન—હે ભગવંત, એકરૂક દ્વીપે વિવાહ મેળવવા, પરણાવવું, યજ્ઞ કરવા, સરાદ્ધ, સંવત્સરી, જમણવાર, રાંધવાની ક્રિયા તે છે? બાળકને વસ્ત્ર પહેરાવ્યાના, ચુડામંડન સંસ્કાર ઉપનયન માથું મુંડાવવું વિગેરે ઓત્છવ, અધ્રરણી, પુર્વજના પીંડ, નૈવેદ્યાદિક કાર્ય છે?

ઊ-તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ત્યાં વિવાહ મેળવવા, પરણવું, યજ્ઞ, શ્રાધ, જમણવાર, વસ્ત્રોત્છવ, અધ્રરણી. જાવત્ શરાદ પ્રમુખ કાર્ય રહીત તે મનુષ્યના સમુહ કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો !

પ્રશ્ન—હે ભગવંત, એકરૂક દ્વીપે ઇંદ્ર મહોત્સવ, સ્વામી કાર્તિકનો મહોત્સવ, મહાદેવનો મહોત્સવ, શીવનો મહોત્સવ, વેષમણનો મહોત્સવ, મુકુંદનો મહોત્સવ, નાગ મહોત્સવ, જક્ષનો મહોત્સવ, ભૂતાદિકનો મહોત્સવ, કુવાના મહોત્સવ, તળાવના મહોત્સવ, નદીના મહોત્સવ, દ્રહના મહોત્સવ, પર્વતના મહોત્સવ, વૃક્ષરોપણ મહોત્સવ, ચૈત્યનો મહોત્સવ, થુભનો મહોત્સવ પ્રમુખ છે?

ઉ-તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. મહિમાદિકે કરીને રહીત તે મનુષ્યના સમુહ છે. અહો સાધો આયુષ્યવંતો !

પ્રશ્ન—હે ભગવંત, એકરૂક દ્વીપે નટ્ટ તે ભવાયા પ્રમુખ, જળક્રીડા વિશેષ, મલ્લની ક્રીડા મુષ્ટિયુદ્ધ પ્રમુખ, વેડંબક, (ભાંડ ભવાઇયા) કથા કહેનાર, વાર્ત્તાના કહેનાર, આખ્યાનના કહેનાર, લવગ તે કુદનાર, (નદી, તળાવ, કુવા કુદનાર) હાસ્યનાં વચન કહેનાર, તથા ભલા બુંડાના) રાસના ગાનાર, વાંસડા ઉપર ચડી રમે તે, વાચિત્રપટ લઇ ભીખ માગે તે. [illegible]ના વજાડનાર, તુંબડના વજાડનાર, કળીવ તે ફાતડાની રમત, માગધા તે મંગળીક કહેનાર. સ્તોત્રના કહેનાર, તથા કાવડના વહેનાર તે, આ સર્વ નાટક પ્રમુખ જોવાના છે?

ઉત્તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. તે મનુષ્યને કોતુક ખ્યાલ નથી ઉપજતો. અહો સાધો આયુષ્યવંતે !

પ્રશ્ન—હે ભગવંત, એકરૂક દ્વીપે ગાડાં, રથ, વેલ, પાલખી, ગિલી પાલખી, થિલીપણુ, [illegible], [illegible]. જે મધ્યે થાંભ હોય તે શિવકા ( પાલખી ) ચંદ્ર મણિકા, ( શિવકા [illegible] ) છે?

ઉત્તર—હે ગૌતમ એ અર્થ સમર્થ નહીં. તે મનુષ્યના ગાગ પગે કરી વિહાર કરે છે. [illegible] અહો સાધો આયુષ્યવંતો !

પ્રશ્ન—હે ભગવંત, એકરૂક દ્વીપે હાથી, ઘોડા, ઉંટ, બળદ, પાડા, રાસભ (ગધેડા), બકરાં [illegible] છે?

ઉત્તર—હે ગૌતમ, [illegible] તે મનુષ્યને સવારી, બેસવા ભોગપણે નથી આવતા.

પ્રશ્ન—હે ભગવંત, એકરૂક દ્વીપે ગાય, ભેંસ, ઉંટડી, બકરી, ગાડર પ્રમુખ છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા છે, પણ તે મનુષ્યને દુધ પીવા નિમતે ભોગપણે નથી આવતા.

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે સીંહ, વાઘ, ચિત્રા, દિપડા, અછનામા જીવ, પરસરનામા જીવ, તરછનામા જીવ, બિલાડાં, કુતરાં, કોલ (ઘુસ), લાહુરી (સ્વાન વિશેષ), કોતંપી જીવ, સસલા, મોટા ચિત્રા, ચિલલનામા જીવ છે?

**ઉ-તર**—હે ગૌતમ, હા છે, પણ તે જીવ એક બીજાને માંહોમાંહે તથા ત્યાંના મનુષ્યને કાંઇ પીડા, અબાધા, ભય, તાડનાં ઉપજાવે નહીં. અંગોપાંગ છેદે નહીં, કરડે નહીં. તે પશુનો ભદ્રીક સ્વભાવ કહ્યો છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**--હે ભગવંત, એકરૂક દ્વીપે સાળ ધાનજાતી, ત્રહી, ગહું, જવ, તલ, સેલડી પ્રમુખ છે?

**ઉ-તર**--હે ગૌતમ, હા છે, પણ તે મનુષ્યને ભોગપણે નથી આવતા.

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે ખાડ, ગુફા, બીહામણી જગ્યા, ઉપ્પાતના સ્થાન, વિષમસ્થાન, નિચાણ પ્રમુખ ધુડ, વેળ, કચરો, રજ વિશેષ છે?

**ઊત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં, એકરૂક દ્વીપને વિષે ઘણુંજ સમ મનોહર ભૂમિ છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે ખીલા, કાંટા, રજપ્રમુખ, કાંકરા, તૃણનો કચરો, પાનડાનો કચરો, અપવીત્ર પાચ પ્રમુખ દુર્ગંધ, બીજી અચોખી (અશુચી) વસ્તુ પ્રમુખ છે?

**ઉ-તર**---હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં ત્યાં ખીલા, કાંટા, રજ, કાંકરા, તૃણ કચરો, પાનનો કચરો, અપવીત્ર પરૂ પ્રમુખ દુર્ગંધ અચોખી વસ્તુ રહીત એકરૂક દ્વીપ કહ્યો છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે ડાંસ, મસા, પીસુન (માંકડ પ્રમુખ) જુ. લીખ, ઢંકણ (જીવ વિશેષ) છે?

**ઉ-તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. એકરૂક દ્વીપ, ડાંસ, મસા, પીસુન, જુ, લીખ, ઢંકણ પ્રમુખે રહીત છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત,એકરૂક દ્વીપે. સર્પ, અજગર. મહોરગ, મોટા સર્પ છે?

**ઉ-તર**—હે ગૌતમ, હા છે, પણ તે માંહો માંહે તથા ત્યાંના મનુષ્યને કાંઇ પીડા અબાધા, છવીછેદ, પ્રમુખ શરીરે કરે નહીં. સ્વભાવે ભદ્રક મોટા સર્પના કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો!

આકાશે ગાંધર્વના નગર દિશે, દેવતાનાં ઘર, પ્રાસાદ શોભીત આકાશમાં દેખાય તે, ગર્જારવ, વીજળી, તારા પડે તે ઉલ્કાપાત, (उल्कापाते प्रजापीडा, भूकंपे भूपतिक्षय, अनावृष्टि च दिग्दाहे, दुर्भिक्षं धूली वर्षणे ॥१॥) દીસીદાહ કોઇક દીશાને વિષે મુળ વિના અગ્નીની ઝાળ આકાશે દેખાય તે, નિર્ધાત વીજળી પડે તે, રજોવૃષ્ટિ, ભૂમિકંપ, જક્ષ પ્રમુખનો કોપ, ધુમ્ર, ધુયર, કોરી રજોવૃષ્ટિ, ચંદ્રગ્રહણ, સૂર્યગ્રહણ, (ચંદ્ર સૂર્યનું ગ્રહણ તે અનરથ જણાવવાનો હેતુ છે તેનો પણ જોવાનો નિષેધ છે, પણ દીઠાવિના રહેવાય નહિ. તે જંબુદ્વીપના ચંદ્ર, સૂર્ય તે પ્રકાશક છે. ને ગ્રહણ થયે અંધકાર થાય; ત્યારે દીઠા વિના ચાલે નહિ, તે માટે ઇહાંના ક્ષેત્રની પેઠે બીજે પણ સ્વરૂપથી તે જોવાનો સંભવ છે માટે ત્યાંપણ તે ઉપરાગ હોય અર્થાત હાની કરે નહી.) ચંદ્રપરિવેષ તે ચંદ્રને પછવાડે મંડલાકારે થાય તે, સૂર્ય પરિવેષ તે સૂર્યને પછવાડે મંડલાકારે થાય તે, પ્રતિચંદ્ર તે બે ચંદ્ર દીશે, પ્રતિસૂર્ય તે બે સૂર્ય દીશે, ઇંદ્રધનુષ, ઉદકમચ્છ, (વરસાદ મધ્યે માંછલાં પડે) પુર્વ દીશીનો અતિકુળ વાય, પશ્ચિમદિશીનો પ્રતિકુળ વાય, જાવત્ શુદ્ધ વાય, ગામદાહ, નગરદાહ, જાવત્ સનિવેષદાહ, પ્રાણીના ક્ષય, જનલોકના ક્ષય, કુળના ક્ષય, ધનના ક્ષય, વ્યસન કષ્ટભૂત અનર્થ માઠાં એવા ઉત્પાત છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. (એ માંહેલું કાંઇ નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂકદ્વીપે. ઇતિ પ્રમુખ દુકાળ, માંહોમાંહે કલેશ, ઘણા માણસ મરે તે બોલ, માંહોમાંહે ખાર, માંહો માંહે વેર, રાજાના માંહો માંહે વિરોધ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ત્યાં ઇતિ દુષ્કાળ, કલેશ, બોલ, ખાર, વેર, પ્રમુખ ઇત્યાદિકે રહીત તે મનુષ્ય છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂકદ્વીપે, મોટા જુદ્ધ, મોટા સંગ્રામ, મોટા સાથનાં પાડવાં, મોટા પુરૂષના પડણ મરણ, ઘણા રૂધીરના પાડવાં, નાગપાસ બાણ, બે બાણ, (આકાશમાં ચાલે તે) તામસબાણ, (અંધકાર રૂપ) છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં.

**પ્રશ્ન**—હે ભગવંત, અશિવ કષ્ટ, કુળ મધ્યે રોગ, ગામ મધ્યે રોગ, નગર મધ્યે રોગ, મંડળ રોગ, માથાંની વેદના, આંખની વેદના, કાનની વેદના, નાકની વેદના, દાંતની વેદના, નખની વેદના, ખાસી, બેન, શ્વાસ, તાવ, દાહ જ્વર, ખરજવા, ખસ, કોઢ, ડમરૂવાય, હરસ, અજીર્ણ, ભગંદર, ઇંદ્રગ્રહ, ખંધગ્રહ, કુમારગ્રહ, નાગગ્રહ, જક્ષગ્રહ, ભૂતગ્રહ, ઉદ્વેગ ગ્રહ, ધનુર્વાય, એકાંતરો તાવ, બે આંતરો તાવ, ત્રિયાંતરો તાવ, ચોથાંતરો તાવ હ્રદય સુળ, મસ્તકસુળ, પાસાસુળ, કુખસુળ, જોનિસુળ, ગામ મધ્યે મરકી, જાવત્ સનીવેષ મધ્યે મરકી, તેણે કરી પ્રાણીના ક્ષય, જાવત્ વ્યસન ભૂત એવા કષ્ટરૂપ અનાર્ય હોય છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ત્યાંના મનુષ્ય રોગ રહીત કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે અત્યંત ઘણો વરસાદ, મંદ વરસાદ, ઉત્તમ વૃષ્ટિ, અલ્પવૃષ્ટિ, પાણીના પ્રવાહ, (તે પાણીના પ્રવાહે ધરતી ફાટે.) પાણીની પીડા (તે પાણીથી દુઃખ ઉપજે) ગામને તાણે, જાવત્ સનીવેષને તાણે, તેમાં પ્રાણીના ક્ષય જાવત્ વ્યસનભૂત એવા માઠા અનાર્થ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. પાણીના ઉપદ્રવ રહીત તે મનુષ્યના સમુદ કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે લોહના આગર, તાંબાના આગર, શીશાના આગર, સોનાના આગર, રત્નના આગર, હીરાના આગર, વસુધારા ધનના વરસાદ, રૂપાના વરસાદ, સોનાના વરસાદ, રત્નના વરસાદ, વજ્ર (હીરા)ના વરસાદ, આભરણના વરસાદ, પત્રના વરસાદ, બીજના વરસાદ, ફુલનો વરસાદ, ફળનો વરસાદ, માલ્યનો વરસાદ, ગંધનો વરસાદ, ચુર્ણનો વરસાદ, શીશાના વરસાદ, રત્નની વૃષ્ટિ, રૂપાની વૃષ્ટિ, સુવર્ણની વૃષ્ટિ, જાવત્ ચૂર્ણની વૃષ્ટિ, સુઃકાળ, દુઃકાળ, સુભીક્ષ, દુર્ભિક્ષ, સોંઘી વસ્તુ, મોંઘી વસ્તુ, લેવી, તેમ વેચવી, તેમ સંગ્રહવી. સંગ્રહી વસ્તુ વેચવી, ધન પ્રમુખ, નિધાન પ્રમુખ, જુના ધન, જે ધનના ભોગવનાર મરણ પામ્યા, જે ધનના સેવનાર મરણ પામ્યા, જે ધનના સેવનારના ગોત્ર વિછેદ ગયા છે. તે જે એ ગામ, નગર, ખેડ, કર્વટ, મંડળ, દ્રોણ મુખ, પાટણ, સમરસ્થાનક સંબાહ, સનીવેષને વિષે, સીંઘોડાને આકારે ઠામ, ત્રવટે, ચોવટે, ચાચરે, ગોમુખ, બીજે પણ રાજમાર્ગે, નગરના ખાળને વિષે, મશાણના ઠામને વિષે, પર્વતની ગુફાને વિષે, શાલ્લાને વિષે, ભૂવનને વિષે, ઘરને વિષે, ધન દાટ્યાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. (એટલાં વાનાં ત્યાં નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે મનુષ્યને કેટલા કાળનું આયુષ્ય છે?

આકાશે ગાંધર્વના નગર દિશે, દેવતાનાં ઘર, પ્રાસાદ શોભીત આકાશમાં દેખાય તે, ગર્જારવ, વીજળી, તારા પડે તે ઉલ્કાપાત, (उल्कापाते प्रजापीडा, भूकंपे भूपतिक्षय, अनावृष्टि च दिग्दाहे, दुर्भिक्षं धूली वर्षणे ॥१॥) દીશીદાહ કોઇક દીશાને વિષે મુળ વિના અગ્નીની ઝાળ આકાશે દેખાય તે, નિર્ઘાત વીજળી પડે તે, રજોવૃષ્ટિ, ભૂમિકંપ, જક્ષ પ્રમુખનો કોપ, ધુમ્ર, ધુયર, કોરી રજોવૃષ્ટિ, ચંદ્રગ્રહણ, સૂર્યગ્રહણ, (ચંદ્ર સૂર્યનું ગ્રહણ તે અનરથ જણાવવાનો હેતુ છે તેનો પણ જોવાનો નિષેધ છે, પણ દીઠાવિના રહેવાય નહિ. તે જંબુદ્રીપના ચંદ્ર, સૂર્ય તે પ્રકાશક છે. ને ગ્રહણ થએ અંધકાર થાય; ત્યારે દીઠા વિના ચાલે નહિ, તે માટે ઇહાંના ક્ષેત્રની પેઠે બીજે પણ સ્વરૂપથી તે જોવાનો સંભવ છે માટે ત્યાંપણ તે ઉપરાગ હોય અર્થાત હાની કરે નહી.) ચંદ્રપરિવેષ તે ચંદ્રને પછવાડે મંડલાકારે થાય તે, સૂર્ય પરિવેષ તે સૂર્યને પછવાડે મંડલાકારે થાય તે, પ્રતિચંદ્ર તે બે ચંદ્ર દીશે, પ્રતિસૂર્ય તે બે સૂર્ય દીશે, ઇંદ્રધનુષ, ઉદકમચ્છ, (વરસાદ મધ્યે માંછલાં પડે) પુર્વ દીશીનો પ્રતિકુળ વાય, પશ્ચિમદિશીનો પ્રતિકુળ વાય, જાવત્ શુદ્ધ વાય, ગામદાહ, નગરદાહ, જાવત્ સનિવેષદાહ, પ્રાણીના ક્ષય, જનલોકના ક્ષય, કુળના ક્ષય, ધનના ક્ષય, વ્યસન કષ્ટભૂત અનર્થ માઠાં એવા ઉત્પાત છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. (એ માંહેલું કાંઇ નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂકદ્વીપે. ઇતિ પ્રમુખ દુકાળ, માંહોમાંહે કલેશ, ઘણા માણસ મરે તે બોલ, માંહોમાંહે-ખાર, માંહો માંહે વેર, રાજાના માંહો માંહે વિરોધ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ત્યાં ઇતિ દુષ્કાળ, કલેશ, બોલ, ખાર, વેર, પ્રમુખ ઇત્યાદિકે રહીત તે મનુષ્ય છે. અહો સાધો આયુષ્યવંતો !

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂકદ્વીપે, મોટા જુદ્ધ, મોટા સંગ્રામ, મોટા સાથનાં પાડવાં, મોટા પુરૂપના પડણ મરણ, ઘણા રૂધીરના પાડવાં, નાગપાસ બાણ, બે બાણ, (આકાશમાં ચાલે તે) તામસબાણ, (અંધકાર રૂપ) છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં.

**પ્રશ્ન**—હે ભગવંત, અશિવ કષ્ટ, કુળ મધ્યે રોગ, ગામ મધ્યે રોગ, નગર મધ્યે રોગ, મંડળ રોગ, માથાંની વેદના, આંખની વેદના, કાનની વેદના, નાકની વેદના, દાંતની વેદના, નખની વેદના, ખાસી, બેન, શ્વાસ, તાવ, દાહ જ્વર, ખરજવા, ખસ, કોઢ, ડમરવાય, હરસ, અજીર્ણ, ભગંદર, ઇંદ્રગ્રહ, ખંધગ્રહ, કુમારગ્રહ, નાગગ્રહ, જક્ષગ્રહ, ભૂતગ્રહ, ઉદ્વેગ ગ્રહ, ધનુર્વાય, એકાંતરો તાવ, બે આંતરો તાવ, ત્રિયાંતરો તાવ, ચોથાંતરો તાવ હૃદય સુળ, મસ્તકસુળ, પાસાસુળ, કુખસુળ, જોનિસુળ, ગામ મધ્યે મરકી, જાવત્ સનીવેષ મધ્યે મરકી, તેણે કરી પ્રાણીના ક્ષય, જાવત્ વ્યસન ભૂત એવા કષ્ટરૂપ અનાર્ય દોષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. ત્યાંના મનુષ્ય રોગ રહીત કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો !

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે અત્યંત ઘણો વરસાદ, મંદ વરસાદ, ઉત્તમ વૃષ્ટિ, અલ્પવૃષ્ટિ, પાણીના પ્રવાહ, (તે પાણીના પ્રવાહે ઘરની ફાટે.) પાણીની પીડા (તે પાણીથી દુઃખ ઉપજે) ગામને તાણે, જાવત્ સનીવેષને તાણે, તેમાં પ્રાણીના ક્ષય જાવત્ વ્યસનભૂત એવા માઠા અનાર્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. પાણીના ઉપદ્રવ રહીત તે મનુષ્યના સમુહ કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો!

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે લોહના આગર, તાંબાના આગર, શીશાના આગર, સોનાના આગર, રત્નના આગર, હીરાના આગર, વસુધારા ધનના વરસાદ, રૂપાના વરસાદ, સોનાના વરસાદ, રત્નના વરસાદ, વજ્ર (હીરા)ના વરસાદ, આભરણના વરસાદ, પત્રના વરસાદ, બીજના વરસાદ, ફુલનો વરસાદ, ફળનો વરસાદ, માલ્યનો વરસાદ, ગંધનો વરસાદ, ચુર્ણનો વરસાદ, શીશાના વરસાદ, રત્નની વૃષ્ટિ, રૂપાની વૃષ્ટિ, સુવર્ણની વૃષ્ટિ, જાવત્ ચૂર્ણની વૃષ્ટિ, સુઃકાળ, દુઃકાળ, સુભીક્ષ, દુર્ભિક્ષ, સોંઘી વસ્તુ, મોંઘી વસ્તુ, લેવી, તેમ વેચવી, તેમ સંગ્રહવી. સંગ્રહી વસ્તુ વેચવી, ધન પ્રમુખ, નિધાન પ્રમુખ, જુના ધન, જે ધનના ભોગવનાર મરણ પામ્યા, જે ધનના સેવનાર મરણ પામ્યા, જે ધનના સેવનારના ગોત્ર વિછેદ ગયા છે. તે જે એ ગામ, નગર, ખેડ, કર્બટ, મંડળ, દ્રોણમુખ, પાટણ સમસ્થાનકા સંબાહ, સનીવેષને વિષે, સીંઘોડાને આકારે ઠામ, ત્રવટે, ચોવટે, ચાચરે, ચોમુખ, બીજે પણ રાજમાર્ગે, નગરના ખાળને વિષે, મશાણના ઠામને વિષે, પર્વતની ગુફાને વિષે, શીલાને વિષે, ભૂવનને વિષે, ઘરને વિષે, ધન દાટ્યાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. (એટલાં વાનાં ત્યાં નથી.)

**પ્રશ્ન**—હે ભગવંત, એકરૂક દ્વીપે મનુષ્યને કેટલા કાળનું આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ, તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણો જાણવો. ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ સંપૂર્ણ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, તે મનુષ્ય કાળ કરી કઇ ગતે જાય, ક્યાં જઇ ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, તે મનુષ્ય છ મહીનાને શેષ આવખે એ (જુગળ) બાળક પુત્ર, પુત્રી. જણી તે જુગળની ઓગણાંએંશી દિવસ સુધી પ્રતિપાલણ કરે, સારીપેઠે રાખે, સારીપેઠે ગોપવે. સારીપેઠે રાખતાં થકાં, ઉશ્વાસો લેતાં થકાં, નિસ્વાસો લેતાં થકાં ખુંખારતાં થકાં, છીંકતાંથકાં, અબાધાઇ દુઃખ ઉપના વિના સુખે સુખે કાળ કરીને અન્યંતર દેવલોકે. ભૂવનપતિ, વ્યંતર દેવતાપણે આંહીનાથી ઓછે અથવા બરોબર આવખે દેવતાનો અવતાર પામે. દેવતાનો અવતાર તે મનુષ્યના સમુદાયને કહ્યો છે. અહો સાધો આયુષ્યવંતો! એ એકરૂક દ્વીપ કહ્યો.

**પ્રશ્ન**—હે ભગવંત, દક્ષણદીસનો આભાષિક મનુષ્યનો આભાષિક દ્વીપ નામે દ્વીપ ક્યાં કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, જંબુદ્રીપનામા દ્વીપે મેરૂ પર્વતને દક્ષણદીશે ચુલહીમવંત વર્ષધર

પર્વતને દક્ષણ પુર્વદીશનો ચરીમાંત અગ્નીખુણે લવણ સમુદ્રમધ્યે ત્રણસેં જોજન અવગાહી જઇએ ત્યાં આભાષિક દ્વીપ છે. શેષ અધિકાર સર્વ એકરૂક દ્વીપનીપરે જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, વૈસાળીક મનુષ્યનો વૈસાળીક નામાદ્વીપ કયાં કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, જંબુદ્વીપનામા દ્વીપે મેરૂ પર્વતને દક્ષણદીશે ચુલહેમવંત વર્ષધર પર્વતને દક્ષણ, પશ્ચિમનો ચરીમાંત તે નૈરુત્ય ખુણે લવણ સમુદ્રમધ્યે ત્રણસેં જોજન અવગાહી જઇએ ત્યાં વૈસાળીક દ્વીપ છે. તે એકરૂક દ્વીપ સરખો સર્વ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, દક્ષણદીશના નાગોલીક મનુષ્યનો નાગોલીકનામા દ્વીપ કયાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, જંબુદ્વીપનામા દ્વીપે મેરૂ પર્વતના દક્ષણદીશે ચુલહીમવંત વર્ષધર પર્વતને ઉત્તર, ને પશ્ચિમનો ચરીમાંત તે વાયવ્યખુણે લવણ સમુદ્રમધ્યે ત્રણસેં જોજન અવગાહી જઇએ ત્યાં નાગોલીક દ્વીપ છે. તે એકરૂક દ્વીપ સરખો જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, દક્ષણદીશના હયકર્ણ મનુષ્યનો હયકર્ણનામા દ્વીપ કયાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, એકરૂક દ્વીપના ઇશાનખુણાના ચરીમાંત થકી લવણ સમુદ્રમધ્યે ચારસેં જોજન અવગાહી જઇએ ત્યાં દક્ષીણદીશના હયકર્ણ મનુષ્યનો હયકર્ણ નામે દ્વીપ ચારસેં જોજન લાંબપણે, પહોળપણે કહ્યો છે. ને બારસેં પાંસઠ જોજન કાંઇક ઉણો ફરતો છે. તે એક પદ્મવર વેદિકા ને વનખંડે સહીત છે. શેષ અધિકાર જેમ એકરૂક દ્વીપનો કહ્યો તેમ જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, દક્ષણદીશે ગજકર્ણ નામાદ્વીપ કયાં કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, આભાષિક દ્વીપના અગ્નીખુણાના ચરીમાંત થકી લવણ સમુદ્રમધ્યે ચારસેં જોજન જઇએ ત્યાં ગજકર્ણ નામે દ્વીપ છે તે હયકર્ણ દ્વીપ સરખો જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, દક્ષિણ દિસે ગોકર્ણનામા દ્વીપ કયાં કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, વૈસાળીક દ્વીપને દક્ષિણ પશ્ચિમ દિસે નૈરુત્યખુણે લવણ સમુદ્ર મધ્યે ચારસેં જોજન અવગાહી જઇએ ત્યાં ગોકર્ણ નામે દ્વીપ છે. તેપણ હયકર્ણ દ્વીપ સરખો જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, સકુળીકર્ણ નામે દ્વીપ કયાં કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, નાગોળીક દ્વીપને વાયવ્યખુણને ચરીમાંત થકી લવણ સમુદ્ર મધ્યે ચારસેં જોજન અવગાહી જઇએ ત્યાં સકુળીકર્ણ નામે દ્વીપ છે. તે પણ હયકર્ણ દ્વીપ સરખો જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, આદર્શમુખ નામે અંતરદ્વીપ કયાં કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ. હયકર્ણ દ્વીપને ઇશાનખુણને ચરીમાંતથી લવણસમુદ્ર મધ્યે પાંચસેં જોજન અવગાહી જઇએ ત્યાં દક્ષિણદિસના આદર્શમુખ મનુષ્યનો આદર્શમુખ નામે દ્વીપ કહ્યો છે. તે પાંચસેં જોજન લાંબપણે, પોહોળપણે છે. હવે સંક્ષેપે વિચાર કહે છે.

આદર્શમુખ ૧, મેંઢમુખ ૨, અજેમુખ ૩, ગોમુખ ૪, એ ચાર દ્વીપ પાંચસેં જોજનના લાંબા પહોળા છે.

અસ્વમુખ ૧, હસ્તીમુખ ૨, સીંહમુખ ૩ ને વ્યાઘ્રમુખ ૪, એ ચાર દ્વીપ છસેં જોજનના લાંબા પહોળા છે.

અસ્વકર્ણ ૧, સીંહકર્ણ ૨, અયકર્ણ ૩, ને કર્ણપ્રાવરણ ૪, એ ચાર દ્વીપ સાતસેં જોજનના લાંબા પહોળા છે.

ઉલ્કામુખ ૧, મેઘમુખ ૨, વીજુમુખ ૩, ને વિજ્યુદંત ૪. એ ચાર દ્વીપ આઠસેં જોજનના લાંબા પહોળા છે.

ઘનદંત ૧, લષ્ટદંત ૨, ગુઢદંત ૩, ને શુદ્ધદંત ૪. એ ચાર દ્વીપ. નવસેં જોજનનાં લાંબા પહોળા છે.

એકરૂકાદિક પહેલે ચોકે ચાર દ્વીપ નવસેં ઓગણપચાશ જોજન પરિધિપણે ફરતા છે.

બીજે ચોકે હયકર્ણાદિક ચાર દ્વીપ બારસેં પાંસઠ જોજન ફરતા પરિધિ પણે છે.

ત્રીજે ચોકે આદર્શમુખાદીક ચાર દ્વીપ પંદરસેં એકાસી જોજન કાંઇક ઝાઝેરા પરિધિપણે છે.

ચોથે ચોકે અસ્વમુખાદિક ચાર દ્વીપ અઢારસેં સતાણું જોજન કાંઇક અધીકેરાં પરિધિપણે છે.

એમ અનુક્રમે ચાર ચાર દ્વીપ છાંડતાં થકાં પાંચમે ચોકે અસ્વકર્ણાદિક ચાર દ્વીપ સાતસેં જોજન લાંબા પહોળા છે ને બાવીશસેં તેર જોજન ફરતા પરિધિપણે છે.

છઠે ચોકે ઉલ્કામુખાદિક અંતરદ્વીપ ચાર. આઠસેં જોજન લાંબા પહોળા છે ને પચીસસેં ઓગણત્રીસ જોજન ફરતા પરિધિપણે છે.

સાતમે ચોકે ઘનદંતાદિક, ચાર અંતરદ્વીપ નવસેં જોજન લાંબા, પહોળા છે ને બે હજાર આઠસેં પીસ્તાળીશ જોજન ફરતા પરિધિપણે છે.

વળી જેટલો જે દ્વીપનો વિખંભપણો છે તે દ્વીપ તેટલા જોજન લવણ સમુદ્ર મધ્યે છે. (તે એમકે પ્રથમ ચોક ત્રણસેં જોજનના છે. તે જગતીથકી ત્રણસેં જોજન લવણ સમુદ્રમાં છેટે છે. એમ બીજો ચોક પ્રથમ ચોકથી ચારસેં જોજન લવણ સમુદ્રમાં છે. એમ જાવત્ સાતમો ચોક છઠા ચોકથી નવસેં જોજન લવણ સમુદ્રમાં છેટે છે. તે ચોકની ગણત્રી એવી રીતની લેવી જે એકેક દાઢા ઉપરનો એક દ્વીપ એમ ચાર દાઢાના મળી અનુક્રમે એક ચોક થાય. એ ભાવાર્થ જાણવો.) પ્રથમ દ્વીપનો લાંબપણો, પહોળપણો તેથી બીજા દ્વીપ અધિકા અધિકા જાણવા. ને વિશેષ અધિકાર સર્વ જેમ એકરૂક દ્વીપનો કહ્યો તેમ જાણવો. જાવત્ અઠાવીશમાં સુદ્ધદંત દ્વીપ પર્યંત જાણવો. ને તે મનુષ્ય દેવલોક ગામી કહ્યા છે. અહો સાધો આયુષ્યવંતો !!

**પ્રશ્ન**—હે ભગવંત, ઉત્તર દિશીનો એકરૂક નામે મનુષ્યનો એકરૂક નામા દ્વીપ કયાં કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, જંબુદ્વીપનામા દ્વીપના મેરૂ પર્વતથી ઉત્તર દિશે શિખરી વર્ષધર પર્વતને ઇશાન ખૂણના ચરીમાંતથી લવણ સમુદ્ર મધ્યે ત્રણસેં જોજન અવગાહી જઇએ ત્યાં એકરૂકનામા દ્વીપ છે. એમ જાવત્ જેમ દક્ષિણ દિશે અઠાવીશ અંતરદ્વીપ કહ્યા તેમ ઉત્તર દિશે પણ અઠાવીશ અંતરદ્વીપ જાણવા. પણ તેમાં એટલો વિશેષ જે શીખરી વર્ષધર પર્વતની ખૂણે છે. એમ જાવત્ અઠાવીસમાં સુદ્ધદંત અંતરદ્વીપ પર્યંત જાણવું. એ છપન અંતરદ્વીપનો અધિકાર કહ્યો.

## ૫૦. ત્રીસ અકર્મભૂમિ મનુષ્યનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, અકર્મભૂમિના મનુષ્ય જ્યાં દશ પ્રકારના કલ્પવૃક્ષથી સુખ મળે. ને અસી. મસી. કસીનો વ્યાપાર તથા સેવક સ્વામીનો વ્યવહાર નહીં તે અકર્મભૂમિ. તેના ત્રીસ ભેદ છે. પાંચ હેમવય, પાંચ ઐરણવય, પાંચ હરિવાસ, પાંચ રમ્યકવાસ, પાંચ દેવકુરૂ ને પાંચ ઉત્તરકુરૂ એમ ત્રીશ અકર્મભૂમિ કહ્યા. (એ ત્રીશ ક્ષેત્રમાં એક હેમવય, એક ઐરણવય, એક હરીવાશ, એક રમ્યકવાશ, એક દેવકુરૂ ને એક ઉત્તરકુરૂ. એ છ ક્ષેત્ર જંબુદ્વીપમાં છે, એમ બે હેમવય, બે ઐરણવય. બે હરીવાશ, બે રમ્યકવાસ, બે દેવકુરૂ, ને બે ઉત્તરકુરૂ. એ બાર ક્ષેત્ર ધાતકીખંડમાં છે. એમ એવા બાર ક્ષેત્ર અર્ધ પુષ્કરવર દ્વીપમાં છે, એમ સર્વ ત્રીસ ક્ષેત્ર છે.)

નેહર દેશ, મેંઢ દેશ, ઢોળીસ દેશ, ગલ દેશ, પયોશ દેશ, કેરકેત દેશ, અષ્ટકર્ક દેશ, હુંન દેશ, ભરૂચ દેશ, મરૂ દેશ, સાલી દેશ, વિષય દેશ, ચાશ દેશ, ઇત્યાદિક અનેક ભેદ મલેચ્છ અનાર્ય મનુષ્યના છે.

**પ્રશ્ન**—હે ભગવંત, આર્ય મનુષ્યના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક રૂધિવંત આર્ય મનુષ્ય ૧, ને બીજા અરૂધિવંત આર્ય મનુષ્ય ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, રૂધિવંત આર્ય મનુષ્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ૭ ભેદ છે. અરિહંત ૧, ચક્રવત્તિ ૨, બળદેવ ૩, વાસુદેવ ૪, ચારણ ૫, ને વિદ્યાધર ૬.

**પ્રશ્ન**—હે ભગવંત, અરૂધિવંત આર્ય મનુષ્યના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના નવ ભેદ છે. ક્ષેત્ર આર્ય (તિર્થંકરાદિક જ્યાં ઉપજે તે) ૧, જાતી આર્ય (પૂજવા યોગ્ય હોય તે) ૨, કુલ આર્ય (ઉત્તમ કુળ હોય તે) ૩, કર્મ આર્ય (દયા સહીત કાર્ય કરે તે) ૪, સિલ્પાર્ય (કળાચાર્ય) ૫, ભાષા આર્ય (જેના બોલવાંમાં ડાહાપણ હોય તે) ૬, નાણા આર્ય (જ્ઞાનને વિષે ડાહ્યા હોય તે) ૭, દર્શના આર્ય (સમકિતવંત) ૮, ને ચરિત આર્ય (ચારિત્રવંત હોય તે) ૯.

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ ક્ષેત્ર આર્યના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના સાડી પચીશ ભેદ છે. મગધ દેશ–મુખ્ય શહેર રાજગ્રહી નગરી૧, અંગ દેશ–મુખ્ય શહેર ચંપાનગરી ૨, વંક દેશ–મુખ્ય શહેર તામલિપ્ત ૩, કલિંગ દેશ–મુખ્ય શહેર કંચનપુર ૪, કાશી દેશ–મુખ્ય શહેર વરાણશી નગરી ૫, કોશળ દેશ–મુખ્ય શહેર શાકંતપુર નગર ૬, કુરૂ દેશ–મુખ્ય શહેર ગજપુર નગર ૭, કોશાંત દેશ–મુખ્ય શહેર સૌરીપુર ૮, પંચાળ દેશ–મુખ્ય શહેર કંપીલપુર ૯, જંગલ દેશ–મુખ્ય શહેર અહિછતા નગરી ૧૦, સોરઠ દેશ–મુખ્ય શહેર દ્વારકા નગરી ૧૧, વિદેહ દેશ–મુખ્ય શહેર મિથુલા નગરી ૧૨, વચ્છ દેશ–મુખ્ય શહેર કોસંબી નગરી ૧૩, સાંડીલ્ય દેશ–મુખ્ય શહેર નંદપુર નગર ૧૪, મયલ દેશ–મુખ્ય શહેર ભદ્દિલપુર નગર ૧૫, વૈરાટ દેશ–મુખ્ય શહેર વૈરાટપુર ૧૬, વરણુ દેશ–મુખ્ય શહેર અચ્છા નગરી ૧૭, દેશાણ દેશ–મુખ્ય શહેર મૃત્તકાવતી નગરી ૧૮, વદ દેશ–મુખ્ય શહેર સોકિતકાવતી નગરી ૧૯, સિંધુ દેશ–મુખ્ય શહેર વિભય નગરી ૨૦, સોવીર દેશ–મુખ્ય શહેર મથુરા નગરી ૨૧, સુરસેન દેશ–મુખ્ય શહેર પાવા નગરી ૨૨, ભંગ દેશ–મુખ્ય શહેર સપુરી નગરી ૨૩, કણાલ દેશ–મુખ્ય શહેર સાવથિ નગરી ૨૪, લાટ દેશ–મુખ્ય શહેર કોડીવર્શ નગર ૨૫, ને કૈકૈ અર્ધ દેશ–મુખ્ય શહેર સેતંબીયા નગરી ૨૫ાા. (કૈકૈ દેશમાં અર્ધમાં આર્ય છે ને અર્ધ દેશમાં અનાર્ય છે. તેથી અર્ધો દેશ લીધો છે). એ સાડી પચવીશ દેશમાં તિર્થંકર, ચક્રવત્તિ, બળદેવ, વાસુદેવાદિક આર્ય પુરૂષોની ઉત્પત્તિ થાય છે.

**પ્રશ્ન**—હે ભગવંત, બીજા જાતી આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના છ ભેદ છે. અવષ્ટા નામે ૧, કલીંદા નામે ૨, વિદેહ નામે ૩. ચંદગાય નામે ૪, હરિત નામે ૫ ને ચંચુણુ નામે ૬.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્રીજા કુળ આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના છ ભેદ છે. ઉગ્રકુળ ૧, ભોગકુળ ૨, રાજકુળ ૩, ઇક્ષાગકુળ ૪, જ્ઞાતકુળ ૫, ને કૌરવકુળ ૬.

**પ્રશ્ન**—હે ભગવંત, ચોથા કર્મ આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે. વસ્ત્રના વેપારી, સુતરના વેપારી, કપાશના વેપારી, મુકતાફળ (મોતી)ના વેપારી, કરીયાણાના વેપારી, કોશી પ્રમુખ, (સોના, રૂપાના)ના વેપારી, નરવાણીકા (જાતિ વિશેષ) ના વેપારી. એ આદય દેઇને ઘણા પ્રકારના આર્ય વેપારી તે કર્મ આર્ય કહીએ.

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચમા સીલ્પાર્ય (કળા આર્ય)ના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે. તુનારાંનું જ્ઞાન, વસ્ત્ર વણવાનું જ્ઞાન, રેશમી પટકુળ વણવાનું જ્ઞાન, દર્પણ વિજ્ઞાન, કાષ્ટના વિજ્ઞાન, ચાખડી પ્રમુખનું કરવું, વંશ કાષ્ટાદિકનું જ્ઞાન (વિણાદિકનું કરવું) મુંઝ પાદુકાના કરનાર, ચર્મકારાદિક, છત્રકાર, ચીત્રકાર, વહેવાર કૌશલ્ય, પોથા લખવાનું જ્ઞાન, શંખનુંજ્ઞાન, દાંતનું વિજ્ઞાન, ઘર કરવાનું જ્ઞાન, કુંભકારાદિકનું જ્ઞાન, શલાટનું જ્ઞાન, ઘરનું ચણવું, એ આદય દેઇને તથાપ્રકારનું જ્ઞાન. તે સીલ્પાર્ય કહીએ.

**પ્રશ્ન**—હે ભગવંત, છઠા ભાષા આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના પણ અનેક ભેદ છે. જે મનુષ્ય અર્ધ માગધિભાષા બોલે તે બ્રાહ્મી લીપી કહીએ. તેના અઢાર ભેદ છે. બ્રાહ્મી લીપી ૧, જવના લીપી ૨, દોષા લીપી ૩, પુરકાળી ૪, ખરોટી ૫, પુષ્કર શારિક ૬, ભોગવતિ ૭, પહારિ ૮, અત્યાંક્ષરી ૯, અક્ષર પુટીકા ૧૦ નેવતિકા ૧૧, આહીકા ૧૨, આંક લીપી ૧૩, ગણિત ૧૪, ગંધર્વ ૧૫, આદર્શ ૧૬, મહેશ્વરિ ૧૭, ને દાવડી (પુલંદી) ૧૮. એ ભાષા આર્ય કહીએ.

**પ્રશ્ન**—હે ભગવંત, સાતમા નાણ (જ્ઞાન) આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના પાંચ ભેદ છે. મતિજ્ઞાન ૧, શ્રુતજ્ઞાન ૨, અવધિજ્ઞાન ૩, મનપર્યવ જ્ઞાન ૪, ને કેવળજ્ઞાન આર્ય ૫, તે નાણ આર્ય કહીએ.

**પ્રશ્ન**—હે ભગવંત, આઠમા દર્શના આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. સરાગદર્શના આર્ય (ઉપશાંત કષાય સહિત અગ્યારમા ગુણસ્થાનક સુધી) ૧, ને વીતરાગ દર્શના આર્ય (ક્ષીણ કષાય બારમા ગુણસ્થાનકના) ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, સરાગદર્શના આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના દશ ભેદ છે. નિસર્ગરૂચી ૧, ઉપદેશરૂચી ૨, આજ્ઞારૂચી ૩, સૂત્રરૂચી ૪, બીજરૂચી ૫, અભિગમરૂચી ૬, વિસ્તારરૂચી ૭, ક્રિયારૂચી ૮, સંક્ષેપરૂચી ૯, ને ધર્મરૂચી ૧૦.

**પ્રશ્ન**—હે ભગવંત, નીસર્ગરૂચી કોને કહીએ?

**ઉ-તર**—હે ગૌતમ, જીવ ૧, અજીવ ૨, પુન્ય ૩, પાપ ૪, આશ્રવ ૫, સંવર ૬, નિર્જરા ૭, બંધ ૮, ને મોક્ષ ૯. એ નવ પદાર્થના છતા અર્થનું જાણપણું, જાતિસ્મરણાદિક જ્ઞાને કરી જાણીને યથાતથ્ય શ્રધ્ધે તે લક્ષણ, તેમજ જે વીતરાગે પદાર્થ દીઠા તે સર્વ ભાવને દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી ને ભાવથી જાતિ સ્મરણાદિક જ્ઞાને કરી યથાતથ્ય જાણીને શ્રધ્ધે તે નિસર્ગરૂચી કહીએ. ૧.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉપદેશરૂચી કોને કહીએ?

**ઉ-તર**—હે ગૌતમ, પુર્વોક્ત નવ પદાર્થને કેવળી તથા છદ્મસ્ત ગુરૂયાદિકે ઉપદેશ આપે થકે યથાતથ્ય શ્રધ્ધે તે ઉપદેશરૂચી કહીએ. ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, આજ્ઞારૂચી કોને કહીએ?

**ઉ-તર**—હે ગૌતમ, રાગ, દ્વેષ, મોહ, મિથ્યાત્વાદિક જેને ગયેલા હોય એવા પુરૂષની આજ્ઞાએ પુર્વોક્ત નવ પદાર્થને રૂચવે, શ્રધ્ધે તે ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, સૂત્રરૂચી કોને કહીએ?

**ઉ-તર**—હે ગૌતમ, આચારંગાદિક અંગ, ને અંગબાહિર તે ઉત્તરાધ્યયનાદિક શાસ્ત્ર ભણે, ભણાવે તે સૂત્રરૂચી કહીએ ૪.

**પ્રશ્ન**—હે ભગવંત, બીજરૂચી તે કોને કહીએ?

**ઉ-તર**—હે ગૌતમ, જેમ પાણીને વિષે તેલનું બીંદુ વિસ્તાર પામે, તથા જેમ એક બીજમાંથી ઘણાં બીજ થાય, તેમ એક જીવાદિક પદાર્થ, એક દ્દષ્ટાંત, એક હેતુ, જાણવે કરી ઘણા પદાર્થ, ઘણા દ્દષ્ટાંત ને ઘણા હેતુનું જાણપણું થાય તે બીજરૂચી કહીએ. ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, અભિગમ રૂચી તે કોને કહીએ?

**ઉ-તર**—હે ગૌતમ, આચારંગાદિક અગ્યાર અંગ ને બારમું દ્રષ્ટિવાદ અંગ, પયના, કાળિક, ઉત્કાળિકાદિક સર્વ સિદ્ધાંતના અર્થ જેણે જાણ્યા છે તે અભિગમ રૂચી કહીએ ૬.

**પ્રશ્ન**—હે ભગવંત, વિસ્તારરૂચી તે કોને કહીએ?

**ઉ-તર**—હે ગૌતમ, ધર્માસ્તિકાયાદિક છ દ્રવ્યના સર્વ ભાવ પ્રત્યક્ષાદિક સર્વ પ્રમાણના જાણપણે કરી તથા નૈગમાદિક સાત નયની વિધિએ કરી જેને સિદ્ધાંતના ભાવ જાણ્યા પ્રવર્ત્તે તે વિસ્તારરૂચી કહીએ. ૭.

**પ્રશ્ન**—હે ભગવંત, ક્રિયારૂચી તે કોને કહીએ?

**ઉત્તર**— હે ગૌતમ, જ્ઞાન, દર્શન, ચારીત્ર, તપ, વિનય, સત્યપ્રતિજ્ઞા, પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિ ઇત્યાદિક શુદ્ધ પદાર્થને વિષે ભાવથી ક્રિયા કરે તે. ૮.

**પ્રશ્ન**— હે ભગવંત, સંક્ષેપરૂચી તે કોને કહીએ?

**ઉત્તર**—હે ગૌતમ, અનાભિગ્રહિક, મિથ્યાદ્રષ્ટિ, પરમતિ, નિન્હવ ને બોધમત્યાદિક મત જેણે અંગીકાર કર્યા નથી ને જીન પ્રવચન માર્ગને વિષે અનિપુણ છે, તેમજ કાંપિલાદિક મતને વિષે નિપુણ નથી ને તેનો મત પણ ગ્રહણ કર્યો નથી (અર્થાત જૈનમાર્ગની શ્રદ્ધા શુદ્ધ છે, પણ વધારે ભણેલો નથી તે સંક્ષેપરૂચી કહીએ. ૯.

**પ્રશ્ન**—હે ભગવંત, ધર્મરૂચી તે કોને કહીએ?

**ઉત્તર**—હે ગૌતમ, અસ્તિકાય ધર્મ ૧, (ખટ દ્રવ્યના ગુણ પર્યાય) શ્રુતધર્મ ૨, (અંગ ને અંગબાહિર એવા સિદ્ધાંત) ચારિત્રધર્મ ૩, (સાધુના પંચ મહાવ્રત, બાર ભિક્ષુની પડિમા, શ્રાવકના બાર વ્રત, અગ્યાર પડિમા) એ ત્રણ પ્રકારના ધર્મના સ્વરૂપને જૈન તિર્થંકરે કહ્યું છે તેમ શ્રધ્ધે તે ધર્મરૂચી કહીએ ૧૦, (એ દશ પ્રકારની રૂચીથી સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે.)

**પ્રશ્ન**—હે ભગવંત, સરાગદર્શન આર્ય (સમકિત) તેની સદહણાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે. જીવાદિક પદાર્થરૂપ પરમાર્થ તેના સ્વરૂપના જાણવાનો અભ્યાસ કરે તથા સ્તુતિ કરે ૧, પરમાર્થના જાણ એવા આચાર્યાદિકની સેવા કરે ૨; ને સમ્યકત્વ વમેલા તથા નિન્હવાદિક ખોટી શ્રદ્ધાવાળાની સંગત તજે ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, સરાગદર્શના આર્યના આચાર કેટલા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના આઠ આચાર છે. જૈન વચન વિષે શંકા રહિત ૧, અન્યદર્શનને વિષે મોક્ષની સાધના હશે એવી વાંચ્છા રહિત ૨, ધર્મના ફળના સંસય રહિત ૩, ઘણા મત મતાંતર મિથ્યાત્વનો આડંબર દેખી તથા જુદી જુદી પરૂપણા દેખીને કયો માર્ગ સત્ય હશે એમ મુંઝાય નહિ તે ૪, જૈનધર્મ પામીને દયા, બ્રહ્મચર્યાદિક ગુણ આરાધે તેના ગુણગ્રામ કરે ૫, ધર્માનુષ્ટાનને વિષે સિદાતા (દુ:ખ પામતા) ધર્મિ પુરૂષને સાંત્વતા કરે, તથા ધર્મથી પડતાને સ્થિર કરે ૬. સ્વધર્મિની ભક્તિ કરે તથા તેના હિતનો કરણહાર ૭, સ્વતિર્થની ઉન્નતિ કરે તથા વીતરાગનાં વચન શુદ્ધ પરૂપે ૮.

**પ્રશ્ન**—હે ભગવંત, વીતરાગ દર્શનાર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. ઉપસાંત કષાય (અગ્યારમા ગુણ સ્થાનકવાળા) ૧ ને ક્ષીણકષાય (બારથી ચઉદમા ગુણ સ્થાનકવાળા) ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉપશાંત કષાય વીતરાગ દર્શનાર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પ્રથમ સમયના ઉપશાંત કષાય ૧, ને એક સમય ઉપરાંતના ઉપસાંત કષાય, અથવા છેલા સમયના ઉપસાંત કષાય અથવા છેલાથી હેઠલા સમયના ઉપસાંત કષાય ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, ક્ષીણ કષાય વીતરાગ દર્શનાર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે છદ્મસ્ત ૧, ને કેવળ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, છદમસ્ત ક્ષીણ કષાય પીતરાગ દર્શનાર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. સ્વયંબુદ્ધ ૧, ને બુદ્ધબોધિ ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્વયંબુદ્ધના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પ્રથમ સમયના સ્વયંબુદ્ધ પ્રવર્તે છે તે ૧. ને બીજા સમયથી માંડીને અનેક સમયે સ્વયંબુદ્ધ થયા હોય ને પ્રવર્તે છે તે. એમ જાવત્ ઉપશાંત કષાય વીતરાગનીપરે કહેવું ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, બુદ્ધ બોધિના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પ્રથમ સમયના સમજાવેલા તે ૧ ને બે આદિક સમયના સમજાવેલા તે. એમ જાવત્ ઉપશાંત કષાયની પરે કહેવું ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, કેવળીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. સજોગી કેવળી (તેરમા ગુણ સ્થાનકવાળા) ૧. ને અજોગી કેવળી (ચઉદમા ગુણસ્થાનકવાળા) ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, સજોગી કેવળીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પહેલે સમયે કેવળ જ્ઞાન થયું ને પ્રવર્તે છે તે ૧. ને બે આદિક સમયે કેવળજ્ઞાન ઉપનું ને પ્રવર્તે તે, એમ જાવત્ ઉપશાંત કષાયની પરે કહેવું ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, અજોગી કેવળીના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પહેલા સમયના અજોગી કેવળી ૧, ને બે આદિક સમયના અજોગી કેવળી, એમ જાવત્ ઉપશાંત કષાયની પરે કહેવું ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, નવમા ચારિત્ર આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, સરાગ ચારિત્ર ૧, ને વીતરાગ ચારિત્ર ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, સરાગ ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ તેના બે ભેદ છે. સુક્ષ્મ સંપરાય સરાગ ચારિત્ર ૧ ને બાદર સંપરાય સરાગ ચારિત્ર ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મ સંપરાય સરાગ ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. પ્રથમ સમયના સુક્ષ્મ સંપરાય ચારિત્ર ૧, ને બે આદિક સમયના સુક્ષ્મ સંપરાય ચારિત્ર, અથવા છેલા સમયના સુક્ષ્મ સંપરાય ચારિત્ર, અથવા છેલેથી પહેલા સમયના સુક્ષ્મ સંપરાય ચારિત્ર ૨. તથા વળી સુક્ષ્મ સંપરાય

ચારિત્રના બે ભેદ છે. સંકીલ સમાન (તે ઉપશમ શ્રેણીથી પડતા હોય તે) ૧ ને વિશુદ્ધમાન (તે ક્ષપક શ્રેણીયે ચડતા હોય તે) ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર સંપરાય ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. તે જેમ સુક્ષ્મ સંપરાયના કહ્યા તેમ જાણવા ૨. તથા વળી બાદર સંપરાય ચારિત્રના બે ભેદ છે. પડવાય ૧, ને અપડવાય ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, વીતરાગ ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. ઉપશાંત કષાય ૧, ને ક્ષીણ કષાય ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉપશાંત કષાય ચરિત્રના આર્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. જાવત્ દર્શનાઆર્યની પરે જાણવા. તેમાં એટલો વિશેષ જે ચારીત્ર પાંચ પ્રકારના છે. સામાયક ચારિત્ર-સમ અને આયિક એ બે શબ્દનો એક સામાયક શબ્દ થયો છે. સમ એટલે રાગ દ્વેષરહિતપણાને માટે અય એટલે ગમણ પ્રાપણ છે, જ્યાં તે સમ કહીએ, તે જ્યાં ઉપન્યું સામાયક તે. વળી સમ તે જ્ઞાન, દર્શન, ચારિત્ર તેનું આયિક તે લાભ જ્યાં થાય છે, એટલે જેણે કરી જ્ઞાન, દર્શન, તથા ચારિત્ર એ ત્રણેની પ્રાપ્તિ થાય તેને સર્વ સાવદ્ય યોગ્ય ત્યાગરૂપ અને નિરવદ્ય યોગ્ય સેવનરૂપ સામાયક કહીએ. એને સમ્યક ચારિત્ર પણ કહે છે. એ સામાયક ચારિત્ર જીવને પ્રાપ્ત થયા વીના બીજા ચારિત્રોનો લાભ થાય નહીં. માટે એને આદ્યમાં કહ્યું છે. ૧. બીજું છેદોપસ્થાપનીય ચારિત્ર-તે પૂર્વોક્ત સર્વ વિરતિ સામાયક ચારિત્રનેજ છેદાદિ વિશેષ્યપણે વિશેષીએ ત્યારે શબ્દથી તથા અર્થથી નાના પ્રકારપણું ભજે ત્યારે છેદોપસ્થાપનીય ચારિત્ર થાય. છેદ એટલે પૂર્વ પર્યાયનો છેદ કરવો અને ઉપસ્થાન એટલે ગુરૂવાદિકે આપેલું પંચ મહાવ્રતરૂપપણું જે મહાવ્રતને વિષે હોય તે છેદોપસ્થાપનીય ચારિત્ર કહીએ. ૨. ત્રીજું પરિહાર વિશુદ્ધ ચારિત્ર-તપ વિશેષ તેણે કરી વિશુદ્ધિ એટલે કર્મની નિર્જરા જે ચારિત્રને વિષે હોય તેને પરિહાર વિશુદ્ધ ચારિત્ર કહીએ. ૩. ચોથું સૂક્ષ્મ સંપરાય ચારિત્ર-સૂક્ષ્મ છે કષાય જ્યાં તેને સૂક્ષ્મસંપરાય ચારિત્ર કહીએ. તે ઉપસમ શ્રેણીયે કર્મ ઉપશમાવતાં અથવા ક્ષપક શ્રેણીયે કર્મ ખપાવતાં હોય. ત્યાં નવમે ગુણસ્થાને લોભના સંખ્યાતા ખંડ કરી તેને ઉપશમશ્રેણીવાળો જે હોય, તે ઉપશમાવે તથા ક્ષપકશ્રેણીવાળો હોય તે ખપાવે. તે સંખ્યાતા ખંડ માંહેલો જ્યારે છેલ્લો એક ખંડ રહે તેના અસંખ્યાતા સૂક્ષ્મ ખંડ કરીને દશમે ગુણસ્થાને ઉપશમાવે અથવા ક્ષપક હોય તે ખપાવે, તે દશમાં ગુણસ્થાનનું નામ સૂક્ષ્મસંપરાય અને ચારિત્રનું નામ પણ સૂક્ષ્મસંપરાય જાણવું. ૪. પાંચમું યથાખ્યાત ચારિત્ર-તે જ્યાં તથાવિધે કરીને અકષાયપણું અર્થાત જ્યાં સંજ્વલનાદિકે કરી સર્વથા રહિતપણું કહીએ, તે યથાખ્યાત ચારિત્ર જાણવું. ૫.

**પ્રશ્ન**—હે ભગવંત, સામાયક ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. થોડા કાળનું (દેશવ્રતિપણું) સામાયક ચારિત્ર ૧. ને જાવજીવનું (સર્વ વિરતિપણું) સામાયક ચારિત્ર ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, છેદોપસ્થાપનીય ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, અતિચાર સહીત, તે મૂળગુણ ઉત્તરગુણમાં દોષ લાગે ને બીજી દિક્ષા આપે તે. ૧, ને બીજો ભેદ અતિચાર રહિત, તે વૃત પચખાણમાં દોષ લાગેલ ન હોય ને બીજી દિક્ષા આપે તે જેમ પારશ્વનાથ સ્વામિના સાસનના સાધુને મહાવિર સ્વામીએ બીજી દિક્ષા આપી તેમ. તથા નવ દિક્ષિતને પહેલી દિક્ષાએ સામાયક ચારિત્ર આપી, પછી બીજી દિક્ષા સાત દિવસે, ચાર માસે કે છ માસે બીજી દિક્ષા આપે તે. ૨.

**પ્રશ્ન**—હે ભગવંત, પરિહાર વિશુદ્ધ ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. તેમાં પહેલું જે ચાર જણ પરિહારવિશુદ્ધ ચારિત્રના વેહેનારા એ કલ્પમાં પ્રવર્તતાં હોય તેનું ચારિત્ર તે નિર્વિશમાનસિક પરિહાર વિશુદ્ધક ચારિત્ર જાણવું. ૧. ને બીજું જે ચાર જણ તેના અનુચારી હોય તેને નિર્વિષ્ટ: કાયિક પરિહાર વિશુદ્ધક ચારિત્ર જાણવું. ૨. તે એવી રીતે કે નવ જણાનો ગચ્છ જુદો નીકળે તે તિર્થંકર પાસે અથવા પૂર્વે જેણે તિર્થંકર પાસેથી એ ચારિત્ર અંગીકાર કરેલ હોય. તેની પાસે એ ચારિત્ર અંગીકાર કરે. હવે તે નવ સાધુમાં ચાર જણ પરિહાર એટલે તપના કરનારા થાય તે નિર્વિશમાનસિક જાણવા. અને ચાર તેના વૈયાવચ્ચના કરનારા થાય. તે નિવિષ્ટકાયિક જાણવા. તથા એકને વાંચનાચાર્ય ગુરૂસ્થાનકે ઠરાવે પછી તે ચાર પરિહારક છ માસ સુધી તપ કરે, તેમા ઉષ્ણકાળે જઘન્યથી એક ઉપવાશ, મધ્યમથી છઠ ને ઉત્કૃષ્ટથી અઠમ તપ કરે, ને શિતકાળે જઘન્યથી છઠ, મધ્યમથી અઠમ ને ઉત્કૃષ્ટથી ચાર ઉપવાશ. તથા વર્ષાકાળે જઘન્યથી અઠમ, મધ્યમથી ચાર ઉપવાસ ને ઉત્કૃષ્ટથી પાંચ ઉપવાસ કરે. પારણે આંબીલ કરે એમ છ મહિના તપ કરે, તે પછી ફરી ચાર તપસ્યાનાં કરનાર તે વૈયાવચ્ચીયા થાય ને વૈયાવચ્ચીયા તપ કરનાર થાય તે પણ છ માસ લગે તપ કરે. ત્યારપછી ગુરૂ વાચનાચાર્ય છ માસ લગી તપસ્યા કરે ને આઠ સાધુ ગુરૂની વૈયાવચ્ચ વ્યાખ્યાન કરે. એમ અઢાર માસે તપ સંપૂર્ણ થાય. ૨. તથા વળી બીજે પ્રકારે પણ બે ભેદ-તે એક ઉપર પ્રમાણે તપ પુરો કર્યા પછી ગચ્છમાં આવે ૧. ને બીજો ભેદ ગચ્છમાં આવે નહીં ને જીન કલ્પ આદરે. ૨. (પરિહારવિશુદ્ધ ચારિત્ર વજ્રરૂષભનારાચ સંઘયણનો ધણી, ત્રીજા ચોથા આરાનો જનમેલો, જઘન્ય નવમા પુર્વની ત્રીજી આચાર વથુનો જાણ હોય તે આદરે, તેમજ પહેલા છેલા તિર્થંકરના વારે હોય.)

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મસંપરાય ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક ઉપશમ કે ક્ષપક શ્રેણીએ ચડતાને વિશુદ્ધ માનશિક હોય ૧, ને બીજો ઉપશમ શ્રેણીથી પડતાને સંકલીષ્ટ માનશિક હોય ૨, (ઉપસમીકને એ ચારિત્ર આખા સંસારમાં પાંચ વાર ને એક ભવમાં બે વાર આવે.)

**પ્રશ્ન**—હે ભગવંત, યથાખ્યાત ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે. એક છદમસ્ત યથાખ્યાત ચારિત્ર તે અગ્યારમા, બારમા ગુણસ્થાનકે હોય ૧, ને બીજો ભેદ કેવળી યથાખ્યાત ચારિત્ર તે તેરમે, ચઉદમે ગુણસ્થાનકે હોય ૨. એ ચારિત્ર આર્યના ભેદ કહ્યા. એ રૂધિ રહીત આર્યના નવ ભેદ કહ્યા. એ આર્ય મનુષ્ય કહ્યા. એ કર્મભૂમિના મનુષ્ય કહ્યા, એટલે એ સર્વ મનુષ્યનો અધિકાર શ્રી પનવણાસૂત્રથી કહ્યો છે.

## ૫૨. દેવતાનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે. ભવનપતિ ૧, વાણુવ્યંતર ૨, જ્યોતીષી ૩ ને વૈમાનિક ૪.

## ૫૩. ભવનપતિ દેવતાનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, ભવનપતિ દેવતાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના દશ ભેદ છે. અસુર કુમાર ઇત્યાદિક એનો અધિકાર જેમ પનવણાસૂત્રમધ્યે છે તે આગળ કહેલ છે. તેમજ દેવતાના ભેદ જાણવા. જાવત્ સવાર્થસિદ્ધના દેવતા પર્યંત જાણવું. એમજ અનુતરોવવાઇ દેવતાના પાંચ ભેદ છે. વીજય ૧, વીજયંત ૨, જયંત ૩, અપરાજીત ૪, ને સવાર્થ સિદ્ધ ૫. એ પાંચ વૈમાન છે. એ અનુત્તરોવવાઇ દેવતા કહ્યા.

**પ્રશ્ન**—હે ભગવંત, ભવનપતિ દેવતાના ભવન કયાં છે અને ભવનપતિ દેવતા કયાં વશે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ રત્નપ્રભા પૃથ્વીએ એક લાખ ને એંશી હજાર જોજનના પીંડમાં એક હજાર જોજન ઉપર મુકીએ ને એક હજાર જોજન નીચે મુકીએ. વચ્ચે એક લાખ ને અઠયોતેર હજાર જોજનની પોલાણમાં ભવનપતિના ભવન છે. તેનો વર્ણન પનવણા સૂત્રથી જાણવો. જાવત્ રમણિક છે. ત્યાં ભવનપતિ દેવતાના સાત ક્રોડ ને બહેતિર લાખ ભવન (ધર૩૫) છે. એમ અનંતે તિર્થંકરે કહ્યું છે. ત્યાં ઘણા ભવનપતિ દેવતા વસે છે. જાવત્ સુખમાં રહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, અસુર કુમાર દેવતાના ભવન કયાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ પનવણાસૂત્રે કહ્યું છે તેમ જાણવું. જાવત્ વિચરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દક્ષિણ દીશના અસુર કુમાર દેવતાના ભવન કયાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, એનો અધિકાર પનવણાસૂત્રમાં ઠાણપદથી જાણવો. જાવત્ ચમરેંદ્ર ત્યાં અસુર કુમારનો ઇંદ્ર, અસુર કુમારનો રાજા વશે છે. જાવત્ સુખમાં વિચરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચમરેંદ્ર અસુરનો ઇંદ્ર, અસુરનો રાજા, તેને કેટલી પરખદા કહી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પરખદા કહી છે. સમીતા ૧, ચંડા ૨, ને જાયા ૩. તેમાં માહીલી પરખદાનું નામ સમીતા, મધ્ય પરખદાનું નામ ચંડા ને બાહરલી પરખદાનું નામ જાયા.

**પ્રશ્ન**—હે ભગવંત, ચમરેંદ્ર અસુરનો ઇંદ્ર, અસુરનો રાજા, તેને માહીલી પરખદાએ કેટલા હજાર દેવતા છે? મધ્ય પરખદાએ કેટલા હજાર દેવતા છે? ને બાહીરલી પરખદાએ કેટલા હજાર દેવતા છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચમરેંદ્ર અસુરેંદ્રને માહીલી પરખદાએ ચોવીશ હજાર દેવતા છે, મધ્ય પરખદાએ અઠાવીશ હજાર દેવતા છે ને બાહીરલી પરીખદાએ બત્રીશ હજાર દેવતા છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચમરેંદ્ર અસુરેંદ્ર અસુરના રાજાને માહીલી પરખદાએ કેટલી સો દેવાંગ્ના છે, મધ્ય પરખદાએ કેટલી સો દેવાંગ્ના છે ને બાહીરલી પરખદાએ કેટલી સો દેવાંગ્ના છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચમરેંદ્ર અસુરેંદ્ર અસુરનો રાજાને માહીલી પરખદાએ સાડા ત્રણસો દેવાંગ્ના છે, મધ્ય પરખદાએ ત્રણસો દેવાંગ્ના છે ને બાહીરલી પરખદાએ અઢીસો દેવાંગ્ના છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ચમરેંદ્ર અસુરનો ઈંદ્ર અસુરનો રાજા તેના માહલી પરખદાના દેવતાનું કેટલું આવખું છે, મધ્ય પરખદાના દેવતાનું કેટલું આવખું છે ને બાહીરલી પરખદાના દેવતાનું કેટલું આવખું છે? તેમજ વળી તેની માહીલી પરખદાની દેવાંગ્નાનું કેટલું આવખું છે, મધ્ય પરખદાની દેવાંગ્નાનું કેટલું આવખું છે ને બાહીરલી પરખદાની દેવાંગ્નાનું કેટલું આવખું છે?

**ઉત્તર**—હે ગૌતમ,ચમરેંદ્ર અસુરેંદ્રના માહીલી પરખદાના દેવતાનું અઢી પલ્યોપમનું આવખું છે, મધ્ય પરખદાના દેવતાનું બે પલ્યોપમનું આવખું છે. ને બાહીરલી પરખદાના દેવતાનું દોઢ પલ્યોપમનું આવખું છે. તેમજ વળી માહલી પરખદાની દેવાંગ્નાનું દોઢ પલ્યોપમનું આવખું છે, મધ્ય પરખદાની દેવાંગ્નાનું એક પલ્યોપમનું આવખું છે ને બાહીરલી પરખદાની દેવાંગ્નાનું અર્ધ પલ્યોપમનું આવખું છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે ચમરેંદ્ર અસુરેંદ્ર ને ત્રણ પરખદા છે તે સમીતા ૧, ચંડા ૨, ને જાયા ૩, તેમાં વળી માહીલી સમીતા, મધ્યની ચંડા ને બાહીરલી જાયા. એમ શ્યે કારણે કહોછો?

**ઉત્તર**—હે ગૌતમ, ચમરેંદ્ર અસુરેંદ્ર અસુરના રાજાને માહીલી પરખદાના દેવતા તેડાવ્યા આવે પણ અણ તેડાવ્યા ન આવે. મધ્ય પરખદાના દેવતા તેડાવ્યા પણ આવે ને અણ તેડાવ્યા પણ આવે ને બાહીરલી પરખદાના દેવતા અણ તેડાવ્યા આવે ને અણ મોકલ્યા જાય. વળી બીજે કારણે પણ હે ગૌતમ ચમરેંદ્ર અસુરેંદ્ર અસુરનો રાજા ઘણાં ઉત્તમ તથા મધ્ય કાર્ય તથા પોતાની રાજધાનીને કાર્યે ઇત્યાદિક કાર્ય ઉપનેથકે માહેલી પરખદાના દેવતા સાથે ઉત્તમમને કાર્ય પ્રમુખ પુછતાં થકાં વિચરેછે ને મધ્ય પરખદાના દેવતા સાથે સંક્ષેપે રહસ્ય વાત કરે જે અમે એ વાત એમ કરશું પણ વિસ્તારપણે વાત કરે નહીં ને બાહીરલી પરખદાના દેવતા સાથે પુર્વ વાતનો લેશ માત્ર કહી હુકમ કરે જે એ કાર્ય અવસ્યમેવ તુમે કરજો. તે અર્થે હે ગૌતમ એમ કહીએ છીએ જે ચમરેંદ્ર

અસુરેંદ્ર અસુર કુમારના રાજાને ત્રણ પરખદા. સમીતા ૧, ચંડા ૨, ને જાયા ૩ તેમાં માહીલી સમીતા ૧, મધ્યની ચંડા ૨, ને બાહીરલી પરખદા જાયા ૩.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉત્તરદીશના અસુરકુમાર દેવતાનાં ભવન ક્યાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેનો અધિકાર પનવણા સૂત્રના ઠાણપદથી જાણવો. જાવત્ ત્યાં બલી નામે તીહાં વૈરોચનનો ઈંદ્ર વૈરોચનનો રાજા વસે છે તે જાવત્ સુખમય વિચરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, બલી નામે વૈરોચન રાજાને કેટલી પરખદા કહી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પરખદા કહી છે. સમીતા ૧, ચંડા ૨, ને જાયા ૩. તેમાં માહીલી સમીતા. મધ્યની ચંડા ને બાહીરલી પરખદા જાયા.

**પ્રશ્ન**—હે ભગવંત, બલી નામે વૈરોચનના રાજાને માહીલી પરખદાએ કેટલા હજાર દેવતા છે, મધ્ય પરખદાએ કટલા હજાર દેવતા છે. એમ જાવત્ બાહીરલી પરખદાએ કેટલા સેં દેવાંના છે?

**ઉત્તર**—હે ગૌતમ, બળીનામે વૈરોચેંદ્રને માહીલી પરખદાએ વીસ હજાર દેવતા છે. મધ્ય પરખદાએ ચોવીસ હજાર દેવતા છે ને બાહીરલી પરખદાએ અઠાવીસ હજાર દેવતા છે. તેમજ વળી માહીલી પરખદાએ સાડા ચારશેં દેવાંગ્ના છે. મધ્ય પરખદાએ ચારસેં દેવાંગ્ના છે ને બાહીરલી પરખદાએ સાડા ત્રણસેં દેવાંગ્ના છે.

**પ્રશ્ન**—હે ભગવંત, બળેંદ્રની માહીલી પરખદાના દેવતાનું કેટલું આવખું છે, જાવત્ બાહીરલી પરખદાની દેવાંગ્નાનું કેટલું આવખું છે?

**ઉત્તર**—હે ગૌતમ. બલી નામે વૈરોચેંદ્ર તેહને માહીલી પરખદાના દેવતાનું સાડાત્રણ પલ્યોપમનું આવખું છે, મધ્ય પરખદાના દેવતાનું ત્રણ પલ્યોપમનું આવખું છે. ને બાહીરલી પરખદાના દેવતાનું અઢી પલ્યોપમનું આવખું છે. તેમજ વળી માહીલી પરખદાની દેવાંગ્નાનું અઢી પલ્યોપમનું આવખું છે, મધ્ય પરખદાની દેવાંગ્નાનું બે પલ્યોપમનું આવખું છે ને બાહીરલી પરખદાની દેવાંગ્નાનું દોઢ પલ્યોપમનું આવખું છે. શેષ અધિકાર સર્વ ચમરેંદ્રની પેરે જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, નાગકુમાર દેવતાના ભવન ક્યાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ પનવણા સૂત્રના ઠાણપદમાં કહ્યાં છે તેમ જાણવાં, જાવત્ એમ [illegible] ભવન [illegible]. ત્યાં દક્ષિણ દિસે જાવત્ ધરણેંદ્ર એવે નામે નાગકુમા- રનો [illegible] વસે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ધરણેંદ્ર નાગકુમારનો ઈંદ્ર નાગકુમારનો રાજા તેને કેટલી પરખદા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પરખદા છે. એનો અધિકાર ચમરેંદ્રના સરખો જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, ધરણેંદ્ર નાગકુમારનો ઈંદ્ર નાગકુમારના રાજાને માહીલી પરખદાએ [illegible] બાહીરલી પરખદાએ કેટલા સો દેવાંગ્ના છે?

**ઉત્તર**—હે ગૌતમ, ધરણેંદ્ર નાગકુમારનો ઈંદ્ર નાગકુમારનો રાજા તેને માહીલી પરીખદાએ

સાઠ હજાર દેવતા છે, મધ્ય પરખદાએ સીતેર હજાર દેવતા છે, ને બાહીરલી પરખદાએ એંશી હજાર દેવતા છે. તેમજ વળી માહીલી પરખદાએ એકસો ને પંચોતેર દેવાંગ્ના છે, મધ્ય પરખદાએ એકસો પચાસ દેવાંગ્ના છે ને બાહીરલી પરખદાએ એકસો પચવીશ દેવાંગ્ના છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ધરણેંદ્રની અભ્યંતર પરખદાએ દેવતાનું કેટલું આવખું છે જાવત્ બાહીરલી પરીખદાએ દેવાંગ્નાનું કેટલું આવખું છે?

**ઉત્તર**—હે ગૌતમ, ધરણેંદ્રની માહીલી પરખદાએ દેવતાનું કાંઇક ઝાઝેરૂં અર્ધ પલ્યોપમનું આવખું છે. મધ્ય પરખદાએ દેવતાનું અર્ધ પલ્યોપમનું આવખું છે, ને બાહીરલી પરખદાએ દેવતાનું દેશેઉણું અર્ધ પલ્યોપમનું આવખું છે. તેમજ વળી માહીલી પરખદાએ દેવાંગ્નાનું દેશે ઉણું અર્ધ પલ્યોપમનું આવખું છે, મધ્ય પરખદાએ દેવાંગ્નાનું કાંઇક ઝાઝેરૂં પલ્યોપમના ચોથા ભાગનું આવખું છે, ને બાહીરલી પરખદાએ દેવાંગ્નાનું પલ્યોપમના ચોથા ભાગનું આવખું છે. શેષ અધિકાર ચમરેંદ્રના શરખો જાણવો.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉત્તર દીશાના નાગકુમારના ભવન ક્યાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેનો અધિકાર પનવણાસૂત્રના ઠાણપદથી જાણવો. જાવત્ સુખે વિચરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ભૂતાનેંદ્ર નાગકુમારનો રાજા તેની માહીલી પરદાએ કેટલા હજાર દેવતા છે, મધ્ય પરખદાએ કેટલા હજાર દેવતા છે, ને બાહીરલી પરખદાએ કેટલા હજાર દેવતા છે. જાવત્ બાહીરલી પરખદાએ કેટલા સેં દેવાંગ્ના છે?

**ઉત્તર**—હે ગૌતમ, ભૂતાનેંદ્ર નાગકુમારેંદ્ર નાગકુમારના રાજાને અભ્યંતર પરખદાએ પચાશ હજાર દેવતા છે, મધ્ય પરખદાએ સાઠ હજાર દેવતા છે, ને બાહીરલી પરખદાએ સીતેર હજાર દેવતા છે. તેમજ વળી અભ્યંતર પરખદાએ બસેં ને પચીસ દેવાંગ્નાના છે, મધ્ય પરખદાએ બસેં દેવાંગ્ના છે, ને બાહીરલી પરખદાએ એકસો પંચોતેર દેવાંગ્ના છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ભૂતાનેંદ્ર નાગકુમારનો ઇંદ્ર, નાગકુમારના રાજાને માહીલી પરખદાએ દેવતાનું કેટલું આવખું છે, જાવત્ બાહીરલી પરખદાએ દેવાંગ્નાનું કેટલું આવખું છે?

**ઉત્તર**—હે ગૌતમ, ભૂતાનેંદ્રને અભ્યંતર પરખદાએ દેવતાનું દેશે ઉણું પલ્યોપમનું આવખું છે, મધ્ય પરખદાએ દેવતાનું કાંઇક ઝાઝેરૂં અર્ધ પલ્યોપમનું આવખું છે, ને બાહીરલી પરખદાએ દેવતાનું અર્ધ પલ્યોપમનું આવખું છે. તેમજ વળી અભ્યંતર પરખદાએ દેવાંગ્નાનું અર્ધ પલ્યોપમનું આવખું છે, મધ્ય પરખદાએ દેવાંગ્નાનું દેશે ઉણું અર્ધ પલ્યોપમનું આવખું છે, ને બાહીરલી પરખદાએ દેવાંગ્નાનું કાંઇક અધીક પલ્યોપમના ચોથા ભાગનું આવખું છે. શેષ અધિકાર ચમરેંદ્રની પરે જાણવો.

શેષ સોળ ઇંદ્ર વેણુદેવ પ્રમુખને ને મહાઘોષ પર્યંતનો અધિકાર પનવણાસૂત્રના ઠાણપદથી નિરવિશેષપણે જાણવો, ને પરખદા જેમ ધરણેંદ્ર ને ભૂતાનેંદ્રને કહી તેમ જાણવી. તેમજ વળી દક્ષણ દિસના ઇંદ્રની પરખદા ધરણેંદ્રના સરખી જાણવી. ને ઉત્તર દીશાના ઇંદ્રની પરખદા ભૂતાનેંદ્રના સરખી જાણવી. તેમજ દેવતાદિકનું માન ને આવખા પ્રમુખ જાણવા. એ ભવનપતિ દેવતાનો અધિકાર કહ્યો.

## ૫૪. વાણવ્યંતર દેવતાનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, વાણવ્યંતર દેવતાના ભવન ક્યાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, રત્નપ્રભા પેલી નરકનો ઉપલો પીંડ એક હજાર જોજનનો છે તેમાં એકસો જોજન ઉપર મુકીએ ને એકસો જોજન નીચું મુકીએ વચ્ચે આઠસો જોજનની પોલાણમાં સોળે જાતના વાણવ્યંતરના ભવન (નગર) છે. એનો અધિકાર પનવણાસૂત્રના ઠાણપદથી જાણવો. જાવત્ સુખે વિચરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પીશાચ દેવતાના ભવન ક્યાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, એનો અધિકાર પનવણાસૂત્રના ઠાણપદથી જાણવો. જાવત્ સુખે વિચરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, દક્ષિણ દિશિના કાળ નામે પીશાચ કુમારના રાજાને કેટલી પરખદા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પરખદા છે. ઇશા ૧, ત્રૂટિતા ૨, ને દઢરથા ૩. તેમાં માહીલી પરખદા ઇશા, મધ્ય પરખદા ત્રૂટીતા, ને બાહીરલી પરખદા દઢરથા.

**પ્રશ્ન**—હે ભગવંત, કાળેંદ્ર પીસાચ કુમારનો ઇંદ્ર પીસાચ કુમારના રાજાને માહીલી પરખદાએ કેટલા હજાર દેવતા છે. જાવત્ બાહીરલી પરખદાએ કટલા સો દેવાંગ્ના છે?

**ઉત્તર**—હે ગૌતમ, કાળ નામે પીસાચ કુમારેંદ્ર પીસાચ કુમારના રાજાને માહીલી પરખદાએ આઠ હજાર દેવતા છે, મધ્ય પરખદાએ દશ હજાર દેવતા છે, ને બાહીરલી પરખદાએ બાર હજાર દેવતા છે. તેમજ વળી માહીલી પરખદાએ એકસો દેવાંગ્ના છે, મધ્ય પરખદાએ પણ એકસો દેવાંગ્ના છે, ને બાહીરલી પરખદાએ પણ એકસો દેવાંગ્ના છે.

**પ્રશ્ન**—હે ભગવંત, કાળ નામે પીસાચ કુમારનો ઇંદ્ર, પીસાચ કુમારના રાજાને માહીલી પરખદાએ દેવતાનું કેટલું આવખું છે, મધ્ય પરખદાએ દેવતાનું કેટલું આવખું છે, ને બાહીરલી પરખદાએ દેવતાનું કેટલું આવખું છે? જાવત્ બાહીરલી પરખદાની દેવાંગ્નાનું કેટલું આવખું છે?

**ઉત્તર**—હે ગૌતમ, કાળ નામે પીસાચ કુમારનો ઇંદ્ર પીસાચ કુમારના રાજા તેની માહીલી પરખદાના દેવતાનું અર્ધ પલ્યોપમનું આવખું છે, મધ્ય પરખદાના દેવતાનું દેસેઉણું અર્ધ પલ્યોપમનું આવખું છે, ને બાહીરલી પરખદાએ દેવતાનું કાંઇક ઝાઝેરૂં પલ્યોપમના ચોથા ભાગનું આવખું છે. તેમજ વળી માહીલી પરખદાએ દેવાંગ્નાનું કાંઇક ઝાઝેરૂં પલ્યોપમના ચોથા ભાગનું આવખું છે, મધ્ય પરખદાએ દેવાંગ્નાનું પલ્યોપમના ચોથા ભાગનું આવખું છે, ને બાહીરલી પરખદાએ દેવાંગ્નાનું દેશે ઉણું પલ્યોપમના ચોથા ભાગનું આવખું છે.

શેષ અધિકાર સર્વ ચમરેંદ્રના સરખો જાણવો. એમ ઉત્તર દિશે પણ નિરંતર છે. જાવત્ ગીતજસનામા બત્રીસમા ઇંદ્ર પર્યંત જાણવું. એ વાણવ્યંતર દેવતાનો અધિકાર કહ્યો.

## ૫૫. જ્યોતિષિ દેવતાનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, જ્યોતિષિ દેવતાના વિમાન કયાં છે, ને જ્યોતિષી દેવતા કયાં વસે છે?

**ઉત્તર**—હે ગૌતમ, અસંખ્યાતા દ્વીપ સમુદ્ર ઉપરે ને એ રત્નપ્રભા પૃથ્વીએ ઘણું સમ મનોહર ભૂમિ ભાગ તે મેરૂ પર્વતના મુળ મધ્યે અષ્ટ પ્રદેશી ગોસ્તનાકારે રૂચક છે. તે સમ ભૂમિતળ જાણવું. ત્યાંથી સાતસે ને નેવું જોજન ઉંચા જઇએ ત્યાં એકસો ને દશ જોજનને જાડપણે જ્યોતિષિ દેવતાના ત્રીછા અસંખ્યાતા જ્યોતિષિ વિમાન અસંખ્યાતા લાખ છે. એમ અનંતા તિર્થંકરે કહ્યું છે. વળી તે વિમાન અર્ધ કોઠના ફળને સંસ્થાને છે. એનો વર્ણન પનવણા સૂત્રના ઠાણપદથી જાણવો. જાવત્ ચંદ્રમા ને સૂર્ય એ બે ત્યાં જ્યોતિષિના ઇંદ્ર જ્યોતિષિના રાજા વસે છે. તે મોટી રૂધીના ધણી જાવત્ સુખમય વિચરે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સૂર્યનામા જ્યોતિષિનો ઇંદ્ર જ્યોતિષિનો રાજા તેને કેટલી પરખદા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પરખદા છે. તુંબા ૧, ત્રૂટિતા ૨, ને પચા ૩, તેમાં વળી માહીલી તુંબા, મધ્યની ત્રૂટિતા ને બાહીરલી પરખદા પચા.

શેષ અધિકાર પરખદામાન પ્રમુખ ને આવખા પ્રમુખ વાણવ્યંતરના કાળેંદ્રના સરખો જાણવો. ને પરખદાના અર્થ પ્રમુખનો અધિકાર ભવનપતિના ચમરેંદ્રના સરખો જાણવો. તેમજ ચંદ્રમાને પણ એમજ સૂર્યની પરે અધિકાર જાણવો.

## ૫૬. દ્વીપ, સમુદ્રનો અધિકાર. તેમાં પ્રથમ જંબુદ્વીપનો અધિકાર ૧.

**પ્રશ્ન**—હે ભગવંત, કયાં છે દ્વીપ, સમુદ્ર? કેટલા છે દ્વીપ સમુદ્ર? કેવડા મોટા છે દ્વીપ, સમુદ્ર? શ્યે આકારે છે દ્વીપ, સમુદ્ર? શ્યે ભાવે છે દ્વીપ, સમુદ્ર? શ્યે સ્વરૂપે છે દ્વીપ, સમુદ્ર?

**ઉત્તર**—હે ગૌતમ, જંબુદ્વીપ આદ દઇને અસંખ્યાતા દ્વીપ છે ને લવણ સમુદ્ર આદ દઇને અસંખ્યાતા સમુદ્ર છે. સંસ્થાનથી એકજ આકારે છે ને વિસ્તારપણે અનેક પ્રકારના છે. વિસ્તારપણે પ્રથમ દ્વીપથી પ્રથમ સમુદ્ર બમણો તેથી બીજો દ્વીપ બમણો તેથી બીજો સમુદ્ર બમણો એમ વિસ્તારપણે બમણા બમણા પહોળપણે છે. તે મધ્યે જે સમુદ્ર છે તે કલોલે કરી શોભતા છે. ને દ્વીપ મધ્યે દ્રહ પ્રમુખ ઘણા છે. ત્યાં ઉત્પલ પદ્મ, ચંદ્રવિકાસી, સૂર્યવિકાસી કમળ નલીણ, શુભગ તે રાતું કમળ, સોગંધીક કમળ, પુંડરીક શ્વેત કમળ, મહા પુંડરીક કમળ સત (સો) પત્ર કમળ, સહસ્ર (હજાર) પત્ર કમળ પ્રમુખ; શ્વેત અથવા રક્ત ફુલ અને તેની પીલી કેસરાં તેણે કરી સહીત છે. પ્રત્યેક પ્રત્યેક દ્વીપ ને સમુદ્ર પદ્મવર વેદિકાએ સહીત છે. એટલે ચોપખેર ગઢની પરે પદ્મવર વેદિકા છે. વળી પ્રત્યેક પ્રત્યેક વનખંડે સહીત છે. એટલે વેદિકા કેડે વનખંડ વીંટી વળ્યું છે. એ ત્રીછાલોક અસંખ્યાતા દ્વીપ સમુદ્ર છે. તે મધ્યે જંબુદ્વીપ આદિ (પેલો) છે, ને સ્વયંભૂરમણ સમુદ્ર અંતે છેલો છે. અહો સાધો આયુષ્યવંતો! તે મધ્યે આ જંબુદ્વીપનામા દ્વીપ. સર્વ દ્વીપ ને સર્વ સમુદ્રમાં માહીલો છે, ને સર્વ દ્વીપથી લઘુ છે. તે જંબુદ્વીપ વૃતાકારે ગોળ છે (પાણીમાં તેલનું ટીપું નાખતાં તેલનું ચક્ર ગોળ કુંડાળું પડે તે) તેલના પુડલા જેવા ગોળ હોય તેવો ગોળ છે, રથના પૈડાને

આકારે ગોળ છે, કમળના ડોડાને સંસ્થાને ગોળ છે, પુર્ણિમાના ચંદ્રમા સમાન ગોળ છે. એ જંબુદ્વીપ એક લાખ જોજન લાંબપણે પહોળપણે છે. ને ત્રણ લાખ, સોળ હજાર બસેં સતાવીશ જોજન, તે ઉપર ત્રણ ગાઉ, એકસો અઠાવીશ ધનુષ્ય ને સાડાતેર આંગુલ કાંઇક ઝાઝેરો ફરતો પરિદ્ધિપણે છે. તે જંબુદ્વીપ એક જગતી તે ગઢરૂપ જેમ નગર શહેર ને ગઢ કોસો હોય તે રીતે ચોપખેર વિંટાણો છે.

## ૫૭. જંબુદ્વીપની જગતીનો વર્ણવ.

તે જગતી (ગઢરૂપ) આઠ જોજન ઉંચી ઉંચપણે છે. મુળમાં બાર જોજન પહોળી છે, મધ્યે આઠ જોજન પહોળી છે ને ઉપરે ચાર જોજન પહોળી છે. મુળમાં પહોળી છે મધ્યે સાંકડી છે ને ઉપરે પાતળી છે. ગાયના પુંછને સંસ્થાને છે (જેમ ગાયનું પુંછ ઉંચું કરેલું મુળમાં જાડું ને પછી ઉતરતાં પાતળું હોય તેમ મુળે જાડી ને પછી પાતળી છે) સર્વ દેશે વજ્ર રત્નની છે.સ્ફટીક રત્નનીપરે નિર્મળ છે. સુકુમાળ છે ઘડારી મઠારી સ્વભાવેજ રજ સહિત, મળ રહિત, નિર્મળ છે. કર્દમે રહીત છે, નિરાવરણ, નિરૂપઘાત કાન્તિ છે કાન્તિ સહીત છે જોવા જોગ છે. દેખવા યોગ્ય છે શોભાયમાન મનોહર છે જાવત્ પ્રતિરૂપ છે.

વળી તે જગતી ઉપરે જંબુદ્વીપને પાસે એક જાળીએ કરી ચોતરફ સર્વદિશે વિંટાએલી છે. હઇયારખાની પેરે તે જાળી અર્ધ જોજન ઉંચી ઉંચપણે છે. પાંચસે ધનુષ્ય પોહોળપણે છે. જાડપણે સર્વ રત્નમય છે. નિર્મળ છે. સુકુમાળ ઘસેલી, ઘડારી, મઠારી છે, રજ રહીત છે, નિર્મળ છે, પંક રહીત છે, નિરૂપઘાત કાન્ત છે, કાન્તિ સહીત છે, સશ્રીક (શોભનીક) છે, ઉદ્યોત સહીત છે, જોવાજોગ્ય છે, દેખવા જોગ્ય છે, મનોહર છે, પ્રતિરૂપ શોભાયમાન છે.

વળી તે ઉપર ઘણુંજ સમ ભૂમિ ભાગ છે તેના મધ્ય ભાગે એક મોટી પદ્મવર વેદિકા છે. તે અર્ધ જોજન ઉંચી ઉંચપણે છે, પાંચસે ધનુષ્ય પહોળપણે છે. સર્વ રત્નમય છે. જગતી સમાન ફરતી છે. તે પદ્મવર વેદિકા તેનો એવે રૂપે વર્ણ પ્રમુખ છે વજ્ર રત્નની તે પદ્મવર વેદિકાની ભૂમિ (પાયો) છે, અરીષ્ટ રત્નમય પ્રતિષ્ટાન (પાયાનો ઉપલો (ભાગ) છે, વૈડુર્ય રત્નના થાંભા છે. સોનાના ને રૂપાનાં પાટીયાં છે. તે વચ્ચે વજ્ર રત્નની સંધી પુરી છે. લોહીતાક્ષ રત્નની તો પાટિયા વચ્ચે ખીલી છે. ત્યાં નાના પ્રકારના રત્નના મનુષ્યના જુગળ શરીર છે, ને એકાકી પણ મનુષ્યના રૂપ છે, નાના પ્રકારના રત્નમય રૂપ છે. ને રૂપાના સંસ્થાન યુગ્મ છે, તેના અંકરત્નમય દેશ છે. ને દેશ બાંહા છે. જ્યોતીષ રત્નમય વંસ છે ડાબે ને જમણે પાસે ને વંસનીક વેગુકા ખીલી વીશેષ છે. વંસ ઉપરે રૂપાની પાટલી છે. તે ઉપરે સોનાની ઢાંકણી છે. વજ્રરત્નની તે ઉપરે વળી નિવડ ઢાંકણી છે. તે ઉપરે સર્વ સ્વેત રૂપામય આછાદાન છે. એવી પદ્મવર વેદિકા છે.

વળી તે પદ્મવર વેદિકાએ એક સુવર્ણની માળા, એક ઘુઘરીની માળા, જાવત્ [illegible]ની માળા, એક કમળની માળા, તે પણ સર્વ રત્નમય તેણે કરી સર્વ દિશે સહીત

છે. તે માળાને રક્ત સુવર્ણના ઝુમખાં છે. સોનાને પ્રકરણે સહીત નાના પ્રકારના મણી ને રત્ન તેના હાર ને અર્ધહાર તેણે શોભીત સહીત છે. લગારેક માંહોમાંહે વેગળી છે. તેને પુર્વ, પશ્ચિમ, દક્ષણ, ઉત્તરનો મંદ મંદ પવન વાય તેણે કરી કંપતીથકી, કંપતી થકી. લંબાતીથકી, લંબાતીથકી, ઝણેણાટ પ્રમુખ શબ્દ કરતીથકી, શબ્દ કરતીથકી. તે ઉદાર મનને ગમતાંથકાં ને મનને સુખના કરનાર એવા શબ્દ તેણે કરી ચોકફેર પુરતીથકી શોભાએ કરી અત્યંત શોભતીથકી રહે છે.

વળી તે પદ્મવર વેદિકાને તે તે ઠામે જ્યાં એક ત્યાં બીજા પણ ઘણા ઘોડાના જોડલાં ઘણા હાથીના જોડલાં, મનુષ્યના જોડલાં, કીંનરનામા વ્યંતરદેવના જોડલાં, કીંપુરૂષનામા વ્યંતરદેવનાં જોડલાં મહોરગનામા વ્યંતરદેવના જોડલાં, ગાંધર્વનામા વ્યંતરદેવના જોડલાં વૃષભના જોડલાં. ઇત્યાદિક, ઘણા જોડલાં સર્વ રત્નમય છે. નિર્મળ છે, સુકમાળ છે, ઘઠાર્યા, મઠાર્યા, રજરહીત છે, નિર્મળ છે, કચરાદિકે રહીત છે, નિરૂપઘાત છે, કાંન્તિ સહીત છે, સશ્રીક છે, ઉદ્યોત સહીન છે, જોવા જોગ્ય છે, દેખવા જોગ્ય છે, મનોહર છે, પ્રતિબીંબ સમાન છે.

વળી તે પદ્મવર વેદિકાને તે તે ઠામે ત્યાં ત્યાં ઘણા ઘોડાના રૂપની પંક્તિ, તેમજ પુર્વલીપરે જાવત્ પ્રતિબીંબ સમાન છે. એમ ઘોડાના મૈથુનના રૂપ, એટલે સ્ત્રી સહીત છે. જાવત્ મનોહર છે.

વળી તે પદ્મવર વેદિકાએ તે તે દેશે ત્યાં ત્યાં ઘણી પદ્મ લતા, નાગવૃક્ષની લતા, એમ અશોકવૃક્ષની લતા, ચંપકવૃક્ષની લતા, આમવન પ્રમુખની લતા, વૃક્ષજાતિ અતીમુક્તક લતા, મચકુંદ લતા, શ્યામ લતા પ્રમુખ નિત્યે ફળી ફુલીથકી જાવત્ સુવીભક્ત માંજરીએ કરી સહીત છે. સર્વ રત્નમય છે, નિર્મળ છે, સુકમાળ છે, લષ્ટ છે, ઘઠાર્યા, મઠાર્યા છે. નિર્મળ છે, રજ રહીત નિર્મળ છે, કાદવે રહીત છે, નિરૂપમ કૃષ્ણ છાયા છે, કાંન્તિ સહીત છે, સશ્રીક છે, ઉદ્યોત સહીત છે, જોવા જોગ્ય છે, દેખવા જોગ્ય છે, અભિરૂપ છે, પ્રતિરૂપ છે.

વળી તે પદ્મવરવેદિકાએ તે તે ઠામે ત્યાં ત્યાં ઘણા ચોખાના સાથીઆ છે. તે સર્વ રત્નમય છે. એવી તે પદ્મવરવેદિકા છે. ત્યારે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, પદ્મવરવેદિકા એહવું નામ શ્યે અર્થે કહો છો ?

**ઉત્તર**—હે ગૌતમ, પદ્મવરવેદિકાએ ત્યાં ત્યાં તે તે ઠામે વેદિકાને વિષે, વેદિકાના પાસને વિષે, વેદિકાના પાટીયાના માથાને વિષે, વેદિકાના પુટાંતરને વિષે, થાંભાને વિષે, થાંભાના પાસાને વિષે, થાંભાને માથે, થાંભાના પુટાંતરને વિષે, ખીલીને વિષે, ખીલીના મુખને વિષે, ખીલીનાં પાટીયાને વિષે, ખીલીના પુટાંતરને વિષે, ખીલીને પાસે, ખીલીના પક્ષના બાંધાને વિષે, ખીલીના પક્ષના અંત્યને ઠામે. ઘણા ઉત્પલ તથા પદ્મ તે સુર્યવિકાસી કમળ જાવત્ લાખ પાંખડીના કમળ સર્વ રત્નમય છે. નિર્મળ છે, સુકમાળ છે, લષ્ટ છે. (લીસા) ઘઠાર્યા, મઠાર્યા છે, રજ રહીત છે, નિર્મળ છે, કર્દમ રહીત છે, નિરૂપ કૃષ્ણ છાયા છે, કાન્તિ સહીન છે. સશ્રીક છે, ઉદ્યોત સહીત છે, જોવા જોગ્ય છે, દેખવા જોગ્ય છે, મ-

નોહર છે, પ્રતિબીંબ સમાન છે. મોટા વર્ષાકાળના જળ રાખવાના ઠામ તથા છત્ર તે સરખાં મોટાં છે. તે પદ્મવરવેદિકાને વિષે રત્નમય કમળ પ્રમુખ છે. અહો સાધો આયુષ્યવંતો! તે અર્થે હે ગૌતમ, પદ્મવરવેદિકા એવું નામ કહીએ છીએ, અથવા પદ્મવરવેદિકા એવું સાસ્વતું નામ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે પદ્મવર વેદિકા સાસ્વતિ છે, કે અસાસ્વતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, સાસ્વતિ પણ છે, ને અસાસ્વતિ પણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, શ્યે અર્થે એમ કહો છો જે સાસ્વતિ પણ છે, ને અસાસ્વતિ પણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, દ્રવ્યપણે તો સાસ્વતિ છે, પણ વર્ણને પર્યાએ, ગંધને પર્યાએ, રસને પર્યાએ સ્પર્શને પર્યાએ અસાસ્વતિ છે. તે અર્થે હે ગૌતમ એમ કહીએ છીએ જે સાસ્વતિ પણ છે, ને અસાસ્વતિ પણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, એ પદ્મવરવેદિકા કાળથકી કેટલા કાળની છે?

**ઉત્તર**—હે ગૌતમ, ક્યારેઇ એ હતી નહીં એમ નથી. હમણાં નથી એમ પણ નથી, ને વળી ક્યારેઇ એ નહીં હોય એમ પણ નથી. અતિત કાળે હતી. વર્તમાનકાળે છે. ને અ. નાગત કાળે હોશે. ધ્રુવ છે, નિત્ય છે, સાસ્વતિ છે, ક્ષય નથી, ચળતી નથી, અવસ્થીત છે. એહવી તે પદ્મવર વેદિકા છે. એ પદ્મવર વેદિકાનો વર્ણન કહ્યો.

વળી તે જગતી ઉપરે ને પદ્મવર વેદિકાથી બાહીરે એક મોટું વનખંડ કહ્યું છે. તે દેશે ઉણા બે જોજન ચોકફેર ચક્રવાળપણે પોહોળું છે, ને જગતી સમાન ફરતું છે. તે કૃષ્ણ વર્ણે એટલે કૃષ્ણ શ્યામ એકજ કૃષ્ણજ શોભા છે એટલે લીલી શોભા છે. જાવત્ અનેક ગાડાં, પ્રધાન રથ, પાલખી તેહને મુકવાને ઠામે સહીત છે. રમણીક છે, જોવા જોગ્ય છે, સુકમાળ છે, લષ્ટ છે, ધૃષ્ટ છે, મૃષ્ટ છે, રજરહીત છે, કર્દમ રહીત છે, નિર્મળ છે, નિરૂપમ કૃષ્ણ છાંયા છે, કાંન્તિ સહીત છે, સશ્રીક છે, ઉદ્યોતવંત છે, જોવા જોગ્ય છે, દેખવા જોગ્ય છે, અભિરૂપ છે, પ્રતિરૂપ છે.

વળી તે વનખંડ માંહે ઘણુંક સમ મનોહર ભૂમિ ભાગ છે. તે જેહવો મુરજ (ઢોલ વિશેષ) તેહનો તળો, માદળનો તળો, તળાવનું તળ, હથેળી, આરીસાનો તળ, ચંદ્રમાનો મંડળ, સુર્યનો મંડળ, ઘેટાનું ચર્મ, વૃષભનું ચર્મ, વરાહનું ચર્મ, સીંહનું ચર્મ, વાઘનું ચર્મ, છાગનું ચર્મ, દીપડાનું ચર્મ, (ચામડું) તે સરખું સમ તળ છે. અનેક શંકુલ પ્રમાણે કીલક સહસ્ત્ર ગમે તેણે કરી સહીત એહવું દીસે છે. તે મણીમાં લક્ષણની શ્રેણી, પ્રસેણી સ્વસ્તીક, (લક્ષણ વિશેષ) સરાવલાનું સંપુટ, મચ્છ, કચ્છ, મગરમચ્છ; પ્રમુખને લક્ષણે ઇત્યાદિક આકારે સહીત છે. ફુલની શ્રેણી તથા પદ્મ પ્રમુખ તેણે કરી ભીંત શોભે છે. પંચવર્ણે યુક્ત છે. તે કહે છે. કૃષ્ણ વર્ણ જાવત્ સ્વેત વર્ણ છે. ત્યારે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત. ત્યાં જે કૃષ્ણ વર્ણ તૃણ ને મણી છે તેહનો એહવો એહવે રૂપે વર્ણ ને શોભા કહીછે? તે યથાનામે જેહવી મેઘની ઘટા, અંજન, ખંજન, કાજળ, સાહી, ગળી, પાડાનો પુંગ, મહિષ પુંગ, (સીંગ) નો સમુહ, ભમરા, ભમરાનો સમુહ, ભમરાની

પાંખ, જાંબુનું ફળ, કાક (કાગડો) પક્ષી, કોયલપંખી, હસ્તી, હાથીનો કળભ, (ત્રીશ વરસનો હાથી તે કળભ કહીએ.) કૃષ્ણ સર્પ, કાળા કેશ, કૃષ્ણવર્ણ, ફૂલ વૃક્ષ, નિર્મળ આકાશનું તળ, કૃષ્ણ અશોકવૃક્ષ, કૃષ્ણ કણયર, કૃષ્ણ બંધુજીવ (એ ત્રણ વૃક્ષના ભેદ છે) ઇત્યાદિક શ્યામ વર્ણ છે. તે સરખો તે તૃણ ને મણીનો શ્યામ વર્ણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. તે કૃષ્ણ તૃણ ને મણી તેહનો એહથી અધિક શ્યામ વર્ણ, મનોહર વર્ણ છે. પ્રીતિકારી છે, મનોજ્ઞ છે, મનને ગમતો તેનો વર્ણ કહ્યો છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્યાં જે નીલ વર્ણે તૃણ ને મણિ છે. તેહનો એહવો વર્ણ કહ્યો છે? તે યથાનામે ભૃંગો જીવ, ભૃંગાની પાંખ, નીલચાંસ પક્ષી, નીલચાંસની પાંખ, સુડા, સુડાની પાંખ, નીલી (ગળી) વસ્તુ (નીલ) વસ્તુનો ભેદ, નીલી વસ્તુનો સમુહ, સામો, (ધાન વિશેષ) દાંતનો કાળો રંગ, (વૃક્ષ વિશેષ) વનની ઘટા પ્રમુખ, બળદેવના વસ્ત્ર, મોરની ગ્રીવા, (ડોક) પારેવાની ગ્રીવા, અળસીના ફુલ, બાણ વૃક્ષના ફુલ, (દેશ વિશેષ) અંજન કેસીકા; (વૃક્ષ વિશેષ) તેના ફુલ, નીલા કમળ, નીલો અશોક વૃક્ષ, નીલો કણયર, નીલો બંધુ જીવ (નામા વૃક્ષ.) ઇત્યાદિક નીલ વર્ણે છે. તે વર્ણ સરખો તે તૃણ ને મણિનો વર્ણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં તે નીલ તૃણ ને મણિનો એહથી અધિક વર્ણ છે. મનોહર વર્ણ છે, જાવત્ સુંદર વર્ણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્યાં જે રાતે વર્ણે તૃણ ને મણિ છે, તેનો એહવો એહવે રૂપે વર્ણ કહ્યો છે? તે યથા દૃષ્ટાંતે. સસલાનું લોહી, બકરાનું લોહી, મનુષ્યનું લોહી, વરાહ તે સૂયરનું લોહી, પાડાનું લોહી, તત્કાળનો ઉપજેલ બાળ મમોલો જીવ, ઉગતો સૂર્ય, સંધ્યાનો જેહવો રાતો વાન, ચણોઠીનો જેહવો અર્ધ ભાગ રાતો, જાતવંત હીંગળો જેમ રાતો, પ્રવાળા, પ્રવાળાના અંકુરાં, લોહીતાક્ષ રત્ન, લાખનો રસ, કૃમીનો રંગ, (તે હીર વિશેષ,) પાટલ જાતના વૃક્ષનું ફુલ, લાલ ફુલ, રાતો કંબલ, કેશુડાના ફુલ, જાસુનાફુલ, રાતો અશોક વૃક્ષ, રાતો કણયર, રાતો બંધુ જીવ નામા વૃક્ષ, ઇત્યાદિક જેમ રાતે વર્ણે છે, એહવો એ તૃણ ને મણિનો રાતો વર્ણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. તે રાતાં તૃણ ને મણિનો એહથી અધિક વર્ણ છે. જાવત્ સૂભ વર્ણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્યાં જે પીળાં તૃણ ને મણિ છે. તેનો એહવો એહવે રૂપે વર્ણ કહ્યોછે? તે યથા દૃષ્ટાંતે. ચંપક વૃક્ષ, ચંપકની છાલ, ચંપકનો છેદ કીધે જેવો પીળો વર્ણ, હળદર, હળદરનો ભેદ, હળદરની ગોળી, હરીયાળ, હરીયાળનો ભેદ, હરીયાળની ગોળી, ચિકુરનામા વસ્તુ વિશેષ તેહનીમતે વસ્ત્ર પ્રમુખે જેહવો રંગ પીળો, સુવર્ણનો જેહવો પટ્ટ પીળો, ઉત્તમ કનકનો નિઘર્ષ જેવો, સૂવર્ણના વાસણ જેવો, વાસુદેવના વસ્ત્ર જેહવાં પીળાં, સણક વૃક્ષના જેહવાં પીળાં ફુલ, ચાંપાના ફુલ, કૂષ્માંડી વૃક્ષના જેહવાં પીળાં ફુલ, આવળ વૃક્ષના જેહવાં પીળા ફુલ, ઘિસુડા તથા ચીર્ભટ તેહના જેહવાં પીળાં ફુલ, સુવર્ણ

યુથિકા નામે વનસ્પતિ તેહના જેહવાં પીળાં ફુલ, કોરંટ વૃક્ષના ફુલની જેહવી પીળી માળા, સુહીરન્યકા નામે વનસ્પતિ તેહનાં જેહવાં પીળાં ફુલ, બીજક નામે વનસ્પતિ તેહનાં જેહવાં પીળાં ફુલ, પીળો અશોક વૃક્ષ, પીળો કણયર, પીળો બંધુ જીવ નામા વૃક્ષ. ઇત્યાદિક જેહવાં પીળાં છે, તેહવો તે તૃણ ને મણિનો પીળો વર્ણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. તે પીળાં તૃણ ને મણિનો એહથી અધિક વલ્લભ જાવત્ સૂભ વર્ણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, ત્યાં જે શ્વેતવર્ણું તૃણ ને મણિ છે. તેહનો એહવો એહવે રૂપે વર્ણ કહ્યો છે? તે યથાદ્રષ્ટાંતે. અંકરત્ન, દક્ષણાવર્ત્તસંખ, ચંદ્રમા, મચકુંદનું ફુલ, પાણીના ફુવારા, હંસપંખીની શ્રેણી, ક્રોંચપંખીની શ્રેણી, મોતીના હારની શ્રેણી, બગલાની શ્રેણી, ચંદ્રાવળી તે નિર્મળ જળમધ્યે ચંદ્રમાના પ્રતિબીંબની શ્રેણી, શરદ કાળના જેહવાં સ્વેત વાદળાં, અગ્નીએ ધમ્યો જેહવો રૂપાનો પટ્ટ, ધોળા ચોખા તુસ રહીત, મચકુંદના ફુલનો પુંજ, મોરપીંછનો ગર્ભ, સ્વેત કમળનો પુંજ, સુકી છીવાડીનામા વૃક્ષના ફુલ, પદ્મનીકંદ, પદ્મતંતુયા, હાથીના દાંત, લવંગદળ (પત્ર) પોંડરીક કમળનું પત્ર, વર્ષાનું જળ, જાયના ફુલની માળા, ધોળો અશોકવૃક્ષ, ધોળો કણયર, ધોળો બંધુજીવનામા વૃક્ષ, (અશોક વૃક્ષ, કણયર, ને બંધુજીવ-નામા વૃક્ષ, એ ત્રણે વૃક્ષ પાંચે વર્ણે કહ્યાં છે.) ઇત્યાદિકનો જેમ સ્વેત વર્ણ છે. તેહવો એ તૃણ ને મણિનો સ્વેતવર્ણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં. તે સ્વેત તૃણ ને મણિનો એહથી અધિક વલ્લભ જાવત્ સુભ વર્ણ છે.

**પ્રશ્ન**—હે ભગવંત, તે તૃણ ને મણિ તેહનો કેહવો ગંધ કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે યથાદ્રષ્ટાંતે કોઠના પડા, સુગંધી પાનના પડા, ચુવાના પડા, તગરના પડા, એલચીના પડા, ક્ષીર્મરાનામા દ્રવ્યના પડા, બાવના ચંદનના પડા, કુંકમના પડા, ઉસીરના પડા, (ઉસીર તે વીરણવૃક્ષનું મુળ જાણવું.) ચંપાના ફુલના પડા, મરૂવાના પડા, દમણાના પડા, જાયના ફુલના પડા, જુઇના ફુલના પડા, માલતીના ફુલના પડા, નવ-માલતીના ફુલના પડા, વાસંતીનામા વૃક્ષના ફુલના પડા, કેતકીના ફુલના પડા, કપુરના પડા, પાડલી વૃક્ષના ફુલના પડા, તેહને મંદ વાયને વિષે મુકતે થકે, પડાને ઉઘેળતે થકે, પડાને ભેદતે થકે, કડ પ્રમુખ ખાંડતે થકે, છેદતે થકે, ખંડાખંડ કરતે થકે, સુગંધી દ્રવ્ય [illegible] [illegible]થકે, ઉખેડતે થકે, વીખેરતેથકે, ભોગવતેથકે, વીચે દેતેથકે, એક ઠામેથી [illegible] ઠામને વિષે મુકતે થકે. મનોહર મનને ગમતો. નાશીકા અને મનને સુખના [illegible] કરે એહવો મનોહર મનોહર ગંધપ્રતે વાસે. (મુકે) તેવારે ગૌતમ પુછે છે.

**પ્રશ્ન**—હે ભગવંત તે તૃણ ને મણિનો એહવો ગંધ છે?

**ઉત્તર**—હે ગૌતમ એ અર્થ સમર્થ નહીં. તે તૃણ ને મણિનો એહથી અધિક વલ્લભ [illegible] ગંધ કહ્યો છે.

